# ગુર્જર કાવ્યવૃંદ



ભક્તરાજ નરસિંહ મહેતા



ભક્ત-કવયિત્રી મીરાંબાઈ



કવિરત્ન ભાલણ



કવિશિરોમણિ પ્રેમાનંદ

[કવિવૃંદના ચિત્રો પદ્મશ્રી રવિશંકર રાવળના સૌજન્યથી]



જ્ઞાનીકવિ અખો



કવિ શામળ ભટ્ટ



રસિક કવિ દયારામ

શેઠ શ્રી કુબેરદાસ હરગોવિંદદાસ
ધનામદાર



જેમને આ ગ્રંથ અર્પણ કર્યો છે

# અર્પણ

સાંસ્કૃતિક, સાહિત્યિક અને શિક્ષણ-વિષયક અનેક
પ્રવૃત્તિઓમાં સતત રસ લેનાર સ્નેહી સજ્જન
શ્રી કુબેરદાસ હરગોવિંદદાસ
ઈનામદારને

—સંપાદક

# સંપાદકની કૃતિઓ

### ટૂંકી વાર્તા

૧. કાચાં ફળ (નવલિકાસંગ્રહ) ૨ નયનનાં નીર (નવલિકાસંગ્રહ)

૩. સ્વપ્નરેણુ (નવલિકાસંગ્રહ) ૪ પલાશપુષ્પ (નવલિકાસંગ્રહ)

### નવલકથા

૫ સમ્રાટ વિક્રમ (અવંતીપતિ)
૬. સુરેખા (સામાજિક નવલકથા)
૭ રંભા (સામાજિક નવલકથા)
૮. રાજરોષ (ઐતિહાસિક નવલકથા)
૯. રાજ્યાભિષેક " "
૧૦ સોલંકીનો સૂર્યાસ્ત " "
૧૧ પાટણનો પુનરુદ્ધાર " "
૧૨ લતા (શ્રી ગુલાબદાસ બ્રોકર, શ્રી સુન્દરમ્, શ્રી ર. વ. દેસાઈ તથા બીજાઓ સાથે લખેલી સળંગ વાર્તા)
૧૩ રાજરાજેન્દ્ર (ઐતિહાસિક નવલકથા)

### કાવ્ય

૧૪. પાંખડી (મુક્તકોનો સંગ્રહ) ૧૫ અલકા (કાવ્યસંગ્રહ)

૧૬. ગાંધીનિર્વાણ આખ્યાન ૧૭ મંદારમાલા (મુક્તક-સંગ્રહ)

### સંશોધન-સંપાદન

૧૮. ભાલણનાં પદ ૧૯. કાવ્યચિંતામણિ (અપ્રગટ)
૨૦. પ્રાચીન કાવ્યમંજરી ૨૧ નિષ્કુળાનંદની વાણી
૨૨. ભડલી વાક્યો

### અનુવાદ

૨૩. અચલા (બંગાળીનો અનુવાદ)
૨૪. નિરંજના (બંગાળીનો અનુવાદ)

### હિન્દી

૨૫ લતા (હિન્દી અનુવાદ)

### બાલસાહિત્ય

૨૬. ભક્તચરિત્રમાળા (*સંત તુલસીદાસ, ભક્ત કબીર, ભક્ત નરસિંહ મહેતા, ભક્ત મીરાંબાઈ, સંત જ્ઞાનેશ્વર, ભક્તરાજ સુરદાસ)

* ગુજરાત સમાચાર દ્વારા પ્રગટ

# વિષય-સૂચિ

## શુદ્ધિ

પૃ. ૧૬૯ ઉપર કવિનું નામ ભૂલ છપાયું છે તેને બદલે ' ૬૮ ' વાંચવા વિનંતિ છે



# પુરોવચન

આચાર્ય હેમચન્દ્રનો સમયથી માંડી અરાઢમા સૈકા સુધીના ભાષાવિકાસ તેમજ સાહિત્યિક વિકાસનો વિદ્યારસિક વાચકને કંઈક ખ્યાલ આવે એ દૃષ્ટિએ જૂના ગુજરાતી ગદ્યપદ્ય સાહિત્યની, ઐતિહાસિક ક્રમે ફૂલગૂંથણી કરવાની એક યોજના સને ૧૯૩૩માં ગુજરાત વર્નાક્યુલર સોસાયટી ( ગુજરાત વિદ્યાસભા ) ના તે સમયના પ્રમુખ સ્વ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ અને સહાયકમંત્રી સ્વ. હીરાલાલ પારેખ સાથે ચર્ચા કરીને એ સંસ્થા સમક્ષ મેં રજૂ કરી હતી ( જુઓઃ સ્વ હીરાલાલ પારેખ કૃત 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનો ઈતિહાસ ભાગ ૩, પૃ. ૭૦ ). પરંતુ સંજોગવશાત્ એ યોજના કાર્યરૂપે પરિણત થઈ શકી નહિ

એકેક વર્ષ પહેલાં મારા મિત્ર શ્રી જેઠાલાલ ત્રિવેદીએ 'પ્રાચીન કાવ્યમંજરી' પ્રગટ કરવાના એમના નિર્ણય વિષે વાત કરી ત્યારે મારી પેલી જૂની યોજના પ્રકારાન્તરે મૂર્ત થતી મને દેખાઈ; અને મેં એને હાર્દિક અનુમોદન આપ્યું. 'પ્રાચીન કાવ્યમંજરી'ની રૂપરેખા ત્યારે ભાઈ ત્રિવેદી પાસે તૈયાર હતી અને એને છેવટનું સ્વરૂપ તેઓ આપતા હતા. એ કામ અંગે તેઓ વડોદરા પ્રાચ્ય વિદ્યામંદિરમાં આવ્યા તે વખતે આ અંગે ઠીક ઠીક ચર્ચા કરવાની તક અમે બંનેએ લીધી હતી.

હેમચન્દ્રથી દયારામ સુધી આશરે સાતસો વર્ષમાં વિકસેલા સાહિત્ય અને સાહિત્ય પ્રકારોનું તેમજ એ સમયમાં થયેલા વિશિષ્ટ કવિઓ કે લેખકોનું પ્રતિનિધિત્વ ચારસો સવાચારસો

ધાનાંના સંપાદનમાં જાળવવાનું હોય ત્યારે સંપાદકની મુશ્કેલીઓ અનેકવિધ હોય છે. છતાં ભાઈ ત્રિવેદીએ એ કામ સફળતાથી પાર પાડયું છે. તેઓ આજીવન વિદ્યાવ્યાસંગી છે. કવિતા, નવલિકા અને નવલકથા જેવાં સાહિત્યરૂપોના સારા નમૂના તેમણે આપ્યા છે, પણ એ સાથે તેમનો વિશિષ્ટ રસ જૂની ભાષા અને સાહિત્ય પરત્વે છે. 'ભાલણનાં પદો'ના સંપાદન અને તે સાથેના ભાલણવિષયક અભ્યાસલેખ દ્વારા તેમનો એ રસ ગુજરાતને સુવિદિત છે. સ્વાધ્યાયને પૂરતો સમય આપી શકાય એ માટે મામલતદાર તરીકેની સરકારી નોકરીમાંથી નિવૃત્તિસમય પહેલાં જ એમણે સ્વૈચ્છિક મુક્તિ મેળવી છે. એ પછી એમના સ્વાધ્યાયના પ્રથમ ફળ રૂપે 'પ્રાચીન કાવ્યમંજરી' જેવી સરસ અને ઉપયોગી કૃતિ આપણને મળે છે એ આનંદની વાત છે. ત્રીસેક વર્ષ પહેલાં પ્રગટ કરેલા પોતાના પ્રથમ વાર્તાસંગ્રહને ભાઈ ત્રિવેદીએ નૈસર્ગિક નમ્રતાથી 'કાચાં ફળ' એવું નામ આપ્યું હતું. 'પ્રાચીન કાવ્યમંજરી' ને 'પાકાં ફળ' એવું વૈકલ્પિક નામ આપવાનું હું પસંદ કરું.

'પ્રાચીન કાવ્યમંજરી' ને હું આવકાર આપું છું; અને સામાન્ય સાહિત્યરસિકો તેમજ અધ્યાપકો અને વિદ્યાર્થીઓને તે વિવિધરીતે આકર્ષક અને ઉપયોગી થશે એમ માનું છું.

પ્રાચ્ય વિદ્યામન્દિર,
વડોદરા
૯ એપ્રિલ, ૧૯૬૫

ભોગીલાલ જ. સાંડેસરા

# પ્રવેશક

## પ્રાચીન–મધ્યકાલીન કવિતાનું વિહંગદર્શન

પ્રાચીન–મધ્યકાલીન કવિતાનું અવલોકન કરનારે તેની પશ્ચાદ્ભૂમિકા તરીકે ગુજરાતી ભાષાનો ઉદ્ગમ અને વિકાસ પણ અવલોકવો જોઈએ. ગુજરાતી ભાષા કેવી રીતે અને ક્યારથી શરુ થઈ અને તે જુદા જુદા સમયે કેવાં સ્વરુપો ધારણ કરતી ગઈ તે ઇતિહાસ રસપ્રદ છે. આ સ્થળે તેનો વિસ્તાર કરવો શક્ય નથી એટલે આછી રૂપરેખા જ રજૂ કરીએ છીએ.

### સંસ્કૃત અને પ્રાકૃત

ગુજરાતી ભાષાનું મૂળ શોધના શોધતા આપણે સ્વાભાવિક રીતે જ ભારતીય આર્યોની ભાષા સમીપ જઈ પહોંચીએ છીએ. આર્યો હિંદમાં આવ્યા તે વખતે પોતાની સાથે તેમની ભાષા પણ લાવેલા. તે ભાષાને સગવડ ખાતર આપણે ભારતી ભાષા નામે ઓળખીશું. આર્યો હિંદમાં નિવાસ કરી રહ્યા પછી તેમની ભારતી ભાષામાં આર્યેતર પ્રજાની સ્થાનિક બોલીઓના શબ્દો અને વિકારો પ્રવિષ્ટ થવા લાગ્યા. ઋગ્વેદમાં આ જાતના અંશો ભળી ગયાનું ડૉ. સુનીતિકુમાર ચેટરજીએ બતાવેલું છે.*

આ રીતે આર્યોની ભારતી ભાષામાં સ્થાનિક બોલીઓના પ્રભાવે રૂપાંતર થવા લાગ્યું. સાથે સાથે સમાજના નીચલા થરમાં આર્યેતર અને વૈદકાલીન આર્ય ભાષાના સંમિશ્રણ રૂપે એક નવી ભાષા ( કદાચ બોલી–Dialect ) પ્રગટ થવા લાગી. આ નીચલા થરની ભાષાને પ્રાથમિક પ્રાકૃત નામ આપી શકાય. પાણિનિના સમયમાં આર્યોની વૈદિક ભાષામાંથી વિકાર પામેલી શિષ્ટ અને ઉપલા વર્ગની ભાષા વધુ વિકાર પામે નહિ તે માટે તેને સંસ્કાર આપીને તેનું વ્યાકરણ રચવામાં આવ્યું. આ વ્યાકરણ–બદ્ધ સંસ્કાર પામેલી ભારતી ભાષા ' સંસ્કૃત ' નામથી ઓળખાવા લાગી. આ રીતે સંસ્કૃત બનેલી ભારતી ભાષા સ્થિર સ્વરૂપ પામી અને તે સાહિત્યનાં અંગોનું સર્વમાન્ય વાહન બની.+

---

* Indo–Aryan & Hindi P. 54

+ " ભાલણનાં પદ " પૃ. ૨.

આપણી ભાષા પ્રાકૃત સાથે ખાસ સંબંધ ધરાવે છે એટલે હવે પ્રાકૃતની વાત કરીએ પ્રાકૃત ખરી રીતે જોઈએ તો પાણિનિના સંસ્કૃત કરતા ઘણી જૂની છે વૈદિક ભાષામા તેના જે રૂપો આમેજ થયેલા છે તે પ્રાકૃતનુ પ્રાગૈતિહાસિકપણુ સિદ્ધ કરે છે પ્રાથમિક પ્રાકૃત સાહિત્યિક ભાષા તરીકે સ્વીકારાયનુ જાણવામાં નથી પણ દ્વૈતીયિક પ્રાકૃતની બીજી ભૂમિકાના સ્વરૂપો આપણને જૂનામાજૂની પાલી ભાષા અને અર્ધમાગધીના અંશો તરીકે મળી આવે છે આ પ્રાકૃતનુ સ્વરૂપ રાજમાન્ય તથા સાહિત્યમાન્ય થયાનો ચોક્કસ પુરાવો અશોકના લેખો ઉપરથી તથા અર્ધમાગધીમા પ્રાપ્ત થતા જૂનામા જૂના સાહિત્ય પરથી મળી આવે છે આનો સમય શિથિલ રીતે ઈ સ. પૂર્વે ૬૦૦ થી ઈ સ ૧૦૦ સુધીનો ગણી શકાય

અપભ્રંશ

પાણિનિ વ્યાકરણ રચાયા પછી સંસ્કૃત ભાષામા વિકાર થતા અટકી ગયા પણ લોકભાષા પ્રાકૃતનો પ્રવાહ તો સમયની સાથે સાથે વહેતો જ રહ્યો પરિણામે જુદા જુદા પ્રાંતોમા પ્રાકૃતનાં અનેક સ્વરૂપો અસ્તિત્વમા આવ્યા તેમા શૌરસેની, મહારાષ્ટ્રી, માગધી પૈશાચી વગેરે પ્રાકૃતોનો સમાવેશ થાય છે આનો સમય ઈ સ ના બીજા શતકથી છઠ્ઠા સુધીનો ગણી શકાય. છઠ્ઠાથી દસમા શતકના અંત સુધીનો સમય અપભ્રંશોનો ગણાય છે અપભ્રંશ એટલે વિકૃત થયેલી, ભ્રંશ પામેલી ભાષા એવો અર્થ થાય છે ખરી રીતે તો આ વિકાર કે ભ્રંશ નહિ પણ ભાષાનો સ્વાભાવિક વિકાસ છે એમ ભાષાશાસ્ત્રીઓ માને છે અને તે યથાર્થ છે

આ રીતે પ્રાકૃતમાથી અપભ્રંશ ભાષા અસ્તિત્વમા આવી અને ઈ સ ના પાંચમા છઠ્ઠા સૈકામાં તો તે સાહિત્યની ભાષા બનેલી જણાય છે

મહાકવિ કાલિદાસના 'વિક્રમોર્વશીય' નાટકમા ઉન્મત્ત પુરૂરવાના મુખમાં મુકાયેલા અપભ્રંશ પદ્યોને ક્ષેપક ગણવાનુ વલણ વિદ્વાનોમાં છે પણ ઈસ્વીસનના પાંચમા-છઠ્ઠા સૈકા આસપાસ રચાયેલા સંઘદાસ ગણિકૃત વિસ્તૃત પ્રાકૃત કથાગ્રંથ 'વસુદેવ હિંડી'માંના એક પદ્યમા 'કરિપ્પિ' 'ગેણ્હેપ્પિ' વગેરે રૂપો પ્રયોજાયેલા છે તે સાહિત્યમાં અપભ્રંશના પ્રયોગના ઉપલબ્ધ પ્રાચીનતમ નમૂના ગણી શકાય.

પાસિં કરિપ્પિ ચઉરંસિય રેવા-પય-પુત્તિયં
સેડિયં ચ ગેણ્હેપ્પિ અગ્ગિ-ણ્હાણ વણ્ણિયં ।

મઇં સુયં પિ એક્કલિયં સયણિ-નિવણ્ણિયં
સવ્વરત્તિં ઘોસેઇ સમાણ-સવણ્ણિયં ॥

[ તે ( ધમ્મિલ નામે પુરુષ ) પાટી પાસે લઈ, રેવાના પાણીથી ભરેલી ચન્દ્રની કાન્તિ જેવી ઊજળી ખડી લઈ, શયનમાં દિલગીર થઈ સૂતેલી મને એકલી મૂકી 'સમાન-સવર્ણ' એ વ્યાકરણનો ભાગ આખી રાત ગોખે છે. ]

નવમા દસમા શતકમાં અને ત્યાર પછી, શૌરસેની અથવા પશ્ચિમી અપભ્રંશ ઉત્તર ભારતની–ગુજરાત અને પશ્ચિમ પંજાબથી બંગાળ સુધીની કાવ્યક્ષમ મહાન સાહિત્ય ભાષા બની ગઈ. આ શૌરસેન અપભ્રંશમાંથી આપણી ગુજરાતી ભાષા તેમજ હિંદી અને મારવાડી ભાષા ઊતરી આવી છે. અપભ્રંશમાંથી વર્તમાન પ્રાદેશિક ભાષાઓની સંક્રાન્તિનો પ્રારંભ અગિયારમા શતકથી થયો.[1]

## અપભ્રંશની પુત્રી ગુજરાતી

આ રીતે ગુજરાતી અપભ્રંશની પુત્રી છે; અને અપભ્રંશનાં મૂળ પ્રાકૃતમાં રહેલાં છે. અપભ્રંશની પ્રાદેશિક વિશેષતાઓ બહુ પ્રાચીન કાળથી શરૂ થઈ ચૂકી હતી. ઈ. સ.ના આઠમા સૈકામાં રચાયેલા ઉદ્યોતન સૂરિકૃત પ્રાકૃત કથા-ગ્રંથ 'કુવલયમાલા'માં ભારતના ભિન્નભિન્ન પ્રદેશોની લાક્ષણિકતા રજૂ થઈ છે. તેમાં ગુર્જર-વણિકની ભાષાની લાક્ષણિકતા પણ "ણઉ રે ભલ્લઉ" એ શબ્દોમાં આપી છે. તે ઉપરથી સમજાય છે કે ગુજરાતની ભાષાનું પ્રાદેશિક વ્યક્તિત્વ એ સમય સુધીમા આકાર પામી રહ્યું હતું.

શ્રી. હેમચંદ્રાચાર્ય (ઈ. સ. ૧૦૮૮–૧૧૭૨) પોતાના "સિદ્ધહેમ" વ્યાકરણમાં જે અપભ્રંશ દુહા ટાંકે છે તેની ભાષાને સ્વ. કેશવલાલ ધ્રુવ પ્રાચીન ગુજરાતી કહે છે. એ દુહાઓની ભાષા ગુજરાતી, હિન્દી અને રાજસ્થાની એ ત્રણેની નજીકની પુરોગામી જેવી છે. આ શૌરસેન અપભ્રંશમાંથી બોલીભેદને કારણે વ્રજપ્રદેશનો આભીર અપભ્રંશ, રાજસ્થાનનો મરુ અપભ્રંશ, અને ગુજરાતનો નાગર કે ગૌર્જર અપભ્રંશ અસ્તિત્વમાં આવ્યો એમ વિદ્વાનો માને છે.[2] શ્રી. કે. કા. શાસ્ત્રી તો આ. હેમચંદ્રના અપભ્રંશને જ ગૌર્જર અપભ્રંશ કહેવામાં બાધ ગણતા નથી.[3]

---

૧: ગુજરાતી સાહિત્ય ( મધ્યકાલીન ) પૃ. ૪. ૨: એજન પૃ. ૫. ૩: આપણા કવિઓ પૃ. ૨૦

આ રીતે સ્વ. નરસિંહરાવ દિવેટિયા જેને 'અંતિમ અપભ્રંશ' કે 'ગૌર્જર અપભ્રંશ' અને ડૉ. ટેસિટરી 'જૂની પશ્ચિમ રાજસ્થાની' (Old Western Rajasthani) તરીકે ઓળખાવે છે તેમાંથી ગુજરાતી ભાષાનો જન્મ થયો છે શ્રી ઉમાશંકર જોશીએ એ ભાષાને માટે "મારુ-ગુર્જર" નામ સૂચવ્યું છે તે પણ આપણી ભાષાના રાજસ્થાની ભાષા સાથેના સંબંધનો તથા સહિયારા વારસાનો યોગ નિર્દેશ કરે છે

## ગુજરાતી ભાષાના યુગ

ગુજરાતી ભાષાનો વિકાસક્રમ સમજાવવા માટે સ્વ. કેશવલાલ ધ્રુવે ત્રણ સમયવિભાગ પાડ્યા છે તે કહે છે "વાસ્તવિક રીતે ગુજરાતી ભાષાના ત્રણ યુગ છે ઈ સનના દસમા અગિયારમા શતકથી ચૌદમા શતક સુધીનો પહેલો યુગ પંદરમા શતકથી સત્તરમા શતક સુધીનો બીજો અને તે પછીનાં શતકોનો ત્રીજો પહેલા યુગની ભાષાને અપભ્રંશ કે પ્રાચીન ગુજરાતી નામ આપવું ઘટે છે બીજા યુગની ગુજરાતી જે સામાન્ય રીતે હાલમાં 'જૂની ગુજરાતી'ના નામથી ઓળખાય છે, તેને મધ્યકાલીન ગુજરાતી કહેવી યોગ્ય છે ત્રીજા યુગની ગુજરાતીને અર્વાચીન ગુજરાતી સંજ્ઞા આપવામાં મતભેદ હોય જ નહિ"[4] સ્વ ધ્રુવે પાડેલા આ યુગોમાં ર૧ ન સિંહરાવે થોડી વીગતો પૂરી ભાષાના વિકાસક્રમની રેખા વધુ સ્પષ્ટ કરી છે[5]

પણ આ સમય મર્યાદાઓ નિશ્ચિતરૂપ નથી જ એ વિશે સ્વ. નરસિંહરાવ યથાર્થ કહે છે કે, ભાષાના પ્રવાહને વચમાં ભીંતો બાંધીને રોકાય નહિ, એમાં તો એક સ્વરૂપમાંથી અન્ય સ્વરૂપમાં સંક્રમણ અણદીઠું થયે જ જાય છે અર્થાત્ આપણે સ્વ કેશવલાલ ધ્રુવના સંજ્ઞા યુગ-વિભાગ ધ્યાનમાં રાખીશું તો પણ ભાષાનો વિકાસક્રમ સમજવામાં હરકત નહિ આવે.

'આબુરાસ'માં મળે છે[1] 'પુરાતન પ્રબંધસંગ્રહ'માં ઉધ્ધૃત થયેલા રાણકદેવીના દુહાઓમાં પણ ગૂજરાત શબ્દનો પ્રયોગ છે. 'પુરાતન પ્રબંધ-સંગ્રહ'ની સંકલના સં. ૧૨૯૦ માં થયેલી છે; અને રાણકદેવીના દુહા તો લોકસાહિત્ય છે એટલે તેમાનો આ પ્રયોગ નિઃશંક સં. ૧૨૯૦ કરતાં પ્રાચીન હોઈ શકે.[2]

પણ આ શબ્દો પ્રચલિત થતા પહેલાં લાંબા વખતથી લોકભાષામાં તે પ્રચલિત હશે, એમ અનુમાન કરવું અયોગ્ય નથી. ગુજરાતી ભાષા માટે 'ગુજરાતી' શબ્દ સાહિત્યમાં પહેલવહેલો કવિ પ્રેમાનંદના "નાગદમણ" (દશમસ્કંધ)ના પ્રયોગમાંનો છેઃ—

"રૂદે ઉપની માહારે અભિલાષા, બાંધુ નાગદમણ ગુજરાતીભાષા"

આની પહેલાં આપણા કવિઓએ 'ગુજરાતી' શબ્દ ભાષા માટે વાપરેલો મળી આવતો નથી પણ કવિ ભાલણે તેના નળાખ્યાન તથા કાદંબરીમાં અને દશમસ્કંધમા "ગુર્જર ભાષા" એ શબ્દ વખતોવખત વાપરીને તે તેના સમયમાં ચલણી નાણા જેવો હોવાનુ બનાવી આપ્યુ છે.[3] આ સમયે ગુજરાતવાસી માટે 'ગુજરાના' શબ્દ વપરાતો હોવાનું આપણે જાણીએ છીએ. એટલે ગુજરાતીની ભાષા માટે પણ 'ગુજરાતી' શબ્દ અવશ્ય પ્રચારમાં હોવો જોઈએ પણ સંસ્કૃતનો કુશળ પંડિત માતૃભાષાને માટે સામાન્ય (ગુજરાતી) શબ્દ ન વાપરતાં 'ગુર્જર ભાષા' શબ્દ વાપરવામાં ગૌરવ લેતો હોય એમ અનુમાન થાય છે. આપણા યુગમા સ્વ. નાનાલાલ દ કવિ જેના 'ગુણિયલ ગુર્જર દેશ' એવો પ્રયોગ કરે છે અને તેજ રીતે ભાલણે 'ગુર્જર ભાષા' શબ્દ વાપરેલો અને તેથી લોકભાષામાં તેનો 'ગુજરાતી' એવો અર્થ થાય. મતલબ કે ભાલણના સમયમાં લોકમુખે 'ગુજરાતી' તરીકે આપણી ભાષા ઓળખાતી હશે એમ માનવામાં હરકત જણાતી નથી. સ્વ. રામલાલ મોદી પણ ભાલણે 'ગુર્જર' શબ્દ લખ્યો છે તે સંસ્કૃતના મોહને લીધે લખેલો છે અને ભાષાને

---

૧: અલબિરૂની (ઇ. સ. ૯૭૦ થી ૧૦૩૧—વિ. સં. ૧૦૨૬ થી ૧૦૮૭) એ હિન્દુસ્તાન વિષેના પોતાના અરબી ગ્રંથમાં તેની પૂર્વેના કેટલાક મુસાફરોની જેમ 'જુજ (Juzr) નહી પણ ગૂઝરાત' (Guzrat) એવુ નામ આપ્યુ છે. એ કદાચ આજ઼ સુધી પણ જૂનો ઉલ્લેખ ગણી શકાય.

૨: જુઓઃ 'પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં ગુજરાતના ઉલ્લેખો'—"ઇતિહાસની કેડી" (ડૉ. સાંડેસરા)

૩: ભાલણનાં પદ પૃ. ૭

'ગુજરાતી' નામ મળેલું હતું એમ ગણવા સંમત છે[1] મતલબ કે પ્રદેશ અને પ્રદેશવાસીઓ માટે ગુજરાત અને ગુજરાતી શબ્દ વપરાવા લાગ્યા ત્યારથી જ કદાચ ભાષા માટે પણ 'ગુજરાતી' શબ્દ પ્રયુક્ત થવા લાગ્યો હશે

## ગુજરાતી સાહિત્યનો પ્રારંભ ( સોલંકી યુગ )

ગુર્જરોનું પાટનગર ભિન્નમાલ (શ્રીમાલ) હતું એ પ્રજામાંથી છૂટો પડેલો એક વર્ગ ગુર્જર નામે ઓળખાતો હોવાનું મનાય છે ઈ સ ૯૫૩ ની આસપાસ ગુર્જરોએ ભિન્નમાલ છોડ્યું અને મૂળરાજ સોલંકીએ અણહિલવાડ ( પાટણ )ની રાજસત્તા કબજે કરી ગુજરાત ઉપર પોતાની સત્તા જમાવી આ રાજવંશ સોલંકી નામથી ઓળખાયો અને તે વંશના લગભગ ૩૦૦ વર્ષના રાજ્યકાળમાં ગુજરાત સુખી, સબળ, સમૃદ્ધ અને વિદ્યા, કલા તથા જ્ઞાનમાં પણ પ્રગતિશીલ બન્યું.

સોલંકી સિદ્ધરાજ અને કુમારપાળના સમયમાં થઈ ગયેલા સમર્થ વિદ્વાન જૈન સૂરિ હેમચન્દ્રાચાર્યના હસ્તે ગુજરાતમાં એક મહાન સારસ્વત સત્ર મંડાયો અને મૂળરાજના સમયથી શરૂ થયેલ સાહિત્ય-મંથન સર્વતોમુખ વિકાસ પામી ગુર્જર અપભ્રંશ ગુજરાતીઓ માટે ગર્વનો વિષય બન્યો ગુર્જરોના ભાષાભિમાનની પ્રશંસા ઈ સ ૧૦૧૪માં અવંતીપતિ ભોજ જેવા વિદ્વાને પણ કરી છે તે લખે છે "અપભ્રંશેન તુષ્યન્તિ સ્વેન નાન્યેન ગૌર્જરા ।" ગુર્જરો પોતાના અપભ્રંશથી જ આનંદ પામે છે, બીજાના અપભ્રંશથી નહિ[2] આ રીતે હેમચંદ્રના સમય પૂર્વે પણ ગુર્જર અપભ્રંશની ખ્યાતિ માળવા સુધી પહોંચી હતી. એટલે મૂળરાજ સોલંકીના રાજ્યારોહણ કાળ ( ઈ સ ૮૫૩ )થી ગુર્જર અપભ્રંશનું સારી રીતે ખેડાણ શરૂ થયું હશે એમ કહી શકાય હેમચંદ્રાચાર્યે આપેલા અપભ્રંશ દુહા પણ તેના જન્મ પહેલાંથી જ પ્રચલિત હશે એ અનુમાન પણ અયથાર્થ નથી.

આ રીતે ગુર્જર-અપભ્રંશ સાહિત્યનો પ્રારંભ આપણે દશમા શતકથી માનીએ તો હરકત નથી સ્વ કેશવલાલ ધ્રુવે અપભ્રંશ કે પ્રાચીન ગુજરાતીનો ઉદ્ગમ લગભગ આજ અરસામાં માનેલો છે અને તે પણ તે સમયના ઉપલબ્ધ સાહિત્ય-સંભારને અનુલક્ષીને માનેલ છે સાહિત્ય રચાતા પહેલાં ભાષાનું અસ્તિત્વ હોઈ શકે, પણ તેની સાહિત્યિક શક્તિ પ્રગટ ન

---

૧ ભાષણ પૃ. ૩૬ ૨. સરસ્વતી કંઠાભરણ

થાય ત્યાં સુધી તે ભાષા નહિ પણ બોલી–Dialect જ ગણાય. એ યુગના દુહા વીરત્વ, શૃંગાર અને દેશદાઝથી ઝળકી ઊઠે છે અને તે યુગના લોકમાનસને પ્રતિબિંબિત કરે છે.

સોલંકી યુગમાં જૈન સાધુ-કવિઓએ ગુજરાતી સાહિત્યને ખૂબ ખેડ્યું છે. સોલંકી રાજાઓ પછી વાઘેલાના રાજ્યઅમલમાં પણ જૈન તથા જૈનેતર વિદ્વાનો દ્વારા સાહિત્યસાધના ચાલુ રહી હતી. છેલ્લા વાઘેલા રાજા કર્ણદેવના ઈ. સ. ૧૨૯૭માં થયેલા પતન સાથે ગુજરાતમાં મુસ્લીમ સત્તાનો ઉદય થયો અને ગુજરાતના જીવનમાં અનેકવિધ પરિવર્તન આવ્યું.

## મુસલમાન રાજઅમલ તળે ગુજરાતી સાહિત્ય

ઈસ્વીસનની તેરમી સદીના અંતિમ વર્ષોમાં ગુજરાતે રાજકીય સ્વતંત્રતા ખોઈ. દિલ્હીના પાદશાહોના સુબા ગુજરાતનો વહીવટ ચલાવવા લાગ્યા. પણ ઈ. સ. ૧૪૦૭માં ગુજરાતનો સુબો ઝફરખાન પોતે જ ગુજરાતનો સુલતાન બન્યો અને નજીકના પ્રદેશો જીતી લઈ પોતાની સત્તા દૃઢ કરી. આ સુલતાનો પૈકી કેટલાક ધર્મઝનૂની હોવાથી હિન્દુ પ્રજાની રંજાડ થવા લાગી. મૂર્તિ–મંદિરનાં ભંજન, ફરજીયાત ધર્માંતર, સ્ત્રીઓનાં અપહરણ, લૂંટફાટ વગેરે સામાન્ય બની ગયાં. આ સ્થિતિમાં જાનમાલની સલામતી રહી નહિ. કેટલીક જ્ઞાતિઓ ભયથી સ્થળાંતર કરવા લાગી. સર્વત્ર અશાંતિ અને અસ્થિરતા વ્યાપી રહી. કવિઓને મળતો રાજ્યાશ્રય બંધ થયો અને તેમને લોકાશ્રય લેવાની ફરજ પડી. આથી લોકોની ભાષામાં સાહિત્ય લખવાની જરૂર ઊભી થઈ. જૈન સાધુઓએ આ સ્થિતિમાં ઉપાશ્રયમાં ભરાઈ જઈ ત્યાં સરસ્વતીનો પ્રદીપ સળગતો રાખ્યો. આ સમય દરમ્યાન ધર્મ એજ લોકોના આશ્વાસન માટેનું સાધન બની રહ્યો.

આથી આ સમયનું સાહિત્ય ધાર્મિક કે ધર્મના રંગે રંગાયેલું બન્યું. વળી તે લોકોને રસ પડે તેવું પણ બન્યું. આ સમયમાં ગચ્છના રક્ષણને લીધે સાહિત્યની સાધના જૈન સાધુઓએ પ્રમાણમાં વધુ કરી છે. જૈનેતર વર્ગ નિષ્ક્રિય જેવો હતો. અમદાવાદ, પાટણ અને જેસલમીરના જૈન ભંડારોની અસંખ્ય કૃતિઓ આની શાખ પૂરે છે. જૈન સાધુઓને હાથે હવે રાસ, પ્રબંધ, બાલાવબોધ અને વાર્તા જેવા લોકભોગ્ય સાહિત્યપ્રકારો મુખ્યત્વે સર્જાયા. આ રીતે મુસ્લીમ અમલ તળે સાહિત્ય લોકાભિમુખ બન્યું એ એક મહત્ત્વની ઘટના છે.

ધરોમા, મંદિરોમા અને મેળાઓમા તેમજ ધાર્મિક ઉત્સવોમા સાહિત્ય ગવાવા અને પીરસાવા લાગ્યુ વળી મુસ્લીમ અમલમાં સંત પ્રંત મનની શાંતિ માટે ભક્તિ તરફ વળી અને પરિણામે અનેક સંતો-ભક્તોની મળુત વૃણી ગામેગામ ફૂટી ઊઠી રામ અને કૃષ્ણની ભક્તિ ગુજરાતમા પણ વિકાસ પામી અને પુરાણોના ભાષાંતરો, ભજનો, આખ્યાનો વગેરે રૂપે તરીને હાથે આકાર પામી ત્યા મન બહેલાવવા માટે સંસારી રસવાળી પદ્યમય વાર્તાઓ પણ લખાવા લાગી ને આદર પ્રાપ્ત કરવા લાગી મુસ્લીમો સામે લડીને વીરતા બતાવનાર રજપૂત વીરોની પ્રશસ્તિ માટેની કવિતા પણ આ જમાનામા પ્રગટી છે 'રણમલ છંદ' અને 'કાન્હડદે પ્રબંધ' જેવી કૃતિઓ આના ઉદાહરણરૂપે ગણાવી શકાય ભાષામા ફારસી અને અરબી શબ્દો દાખલ થવાની શરૂઆત પણ આ યુગમા જ થઈ

સુલતાનોના રાજ્યઅમલના પ્રારંભમા જે ક્ષોભ અને અશાંતિ હતા તે પછીથી ઓછા થતા સાહિત્યને અનુકૂળ શાંતિ સરજાઈ અને ઉદર જન્માવ્યુ તે જાતના સાહિત્યપ્રકારો પલટાયેલા વાતાવરણમાં પણ વિપુલ પ્રમાણમા સર્જાયા છે ઈ. સ ૧૫૭૨ મા અકબરે ગુજરાત જીત્યું ત્યારથી તે ઔરંગઝેબના સમય સુધી ગુજરાતમા સંપૂર્ણ રાજકીય શાંતિ રહી આ શાંતિકાળનો લાભ આપણા સાહિત્યને મળ્યો અને પ્ર અનંતરાય રાવળ કહે છે તેમ સમર્થ વેદાન્તી કવિ અખો, ભગવાનનો આખ્યાનકારશ્રેષ્ઠ અને કવિશિરોમણિ પ્રેમાનંદ અને આગના વાર્તાકારોને ભૂલાવી દેનાર કવિ શામળ આ શાંતિ અને સુખના યુગના સંતાન છે

પણ ઔરંગઝેબના મરણ (ઈ સ ૧૭૦૭) પછી મોગલાઈ નબળી પડી સૂબા સ્વતંત્ર થયા અંધેર ને અવ્યવસ્થા ફેલાઈ ગયા મરાઠા અને મોગલોની એડી તળે ગુજરાત વળી ચગદાવા લાગ્યુ અઢારમા શતકના મધ્યમા ગુજરાતમાની મોગલ સત્તા લગભગ નષ્ટ બની પણ તે પછી ગુજરાત ગાયકવાડ અને પેશ્વાની સ્પર્ધાનો અખાડો બન્યુ ને સત્તા શિથિલ હતી. લૂંટફાટ વધી ગઈ જાનમાલની સલામતી ઘટી ગઈ ઈ સ ૧૮૧૮ મા કંપની સરકારે પેશ્વાઈનો અંત આણ્યો ત્યા સુધી ગુજરાતનુ વાતાવરણ આવુ જ અશાંત અને અવ્યવસ્થિત રહ્યુ આ રીતે અઢારમુ શતક અને ઓગણીસમા શતકનો પ્રારંભિક સમય સાહિત્યસર્જન-વિકાસ માટે પ્રતિકૂળ હતો સાહિત્યના સર્જકોના આ સમયને 'મધ્યયુગ' નામ પ્રાપ્ત થયુ છે

ઓગણીસમા સતકના પ્રારંભનાં પચીસેક વર્ષ પછી અંગ્રેજી સત્તાનાં મંડાણ સાથે દેશમાં શાંતિ અને સ્વસ્થતા ફેલાવા માંડી હતી. પરિણામે ભોજો, નિરાંત, બાપુસાહેબ ગાયકવાડ, ગિરધર અને સ્વામીનારાયણ સંપ્રદાયના કવિઓ જેવા કેટલાક સારા મધ્યમ કોટિના અને દયારામ જેવા પ્રથમ પંક્તિના કવિ આપણને મળ્યા. સને ૧૮૫૦ પછી અંગ્રેજી કેળવણી અને અંગ્રેજી સાહિત્યની અસર થતાં યુગપલટો આવ્યો, ગુજરાતી સાહિત્યના સુકાનની દિશા બદલાઈ. તે પછી ગુજરાતી સાહિત્ય મધ્યકાલીન મટી અર્વાચીન બને છે.*

મુસ્લીમ રાજસત્તા તળે પણ ગુજરાતની હિંદુ પ્રજાએ નવા સંજોગો –પરિસ્થિતિ પ્રમાણે પોતાની જાતને કુનેહથી ગોઠવી દીધી અને આત્મસંરક્ષક ભાવે પોતાના ધર્મ, પ્રણાલિકાઓ અને કુલસંસ્કારોનું સાતત્ય સાચવી ચૈતન્ય ટકાવી રાખ્યું છે. આથી સમગ્ર મધ્યકાળનું લોકમાનસ અને સમાજજીવન લગભગ એકસરખું લાગે તેવું રહ્યું છે.

## સાહિત્યનાં સ્વરૂપો

મધ્યકાલીન સાહિત્ય સતત પદ્યમાં જ વહ્યા કર્યું છે. એનું વિષયવર્તુળ નાનું છે અને મોટે ભાગે તે ધર્મને જ કેન્દ્રસ્થાને રાખીને ચાલે છે. છતાં એમાં જીવનના ઉલ્લાસનો સતત અભાવ નથી. અપભ્રંશ દુહા, વસંતવિલાસ, સંદેશકરાસ, રણમલ્લ છંદ, કાન્હડદે પ્રબંધ, ભાલણકૃત કાદંબરી, શામળ વગેરેની વાર્તાઓ એ બધા જીવનનો ઉલ્લાસ પ્રગટ નથી કરતાં એમ કોણ કહી શકશે? અલબત્ત, ભક્તિ અને જ્ઞાન વૈરાગ્યનાં પદોની વિપુલતા એકધારી અને એક જ બીબાની હોઈ વૈવિધ્યનો અભાવ બનાવે છે. પણ ઐતિહાસિક દૃષ્ટિએ જોઈશું તો એમાં કવિઓનો નહિ પણ પરિસ્થિતિનો જ દોષ આપણને દેખાશે.

મધ્યકાલીન સાહિત્યના જે વિવિધ પ્રકારો–સ્વરૂપો જૈન તથા જૈનેતર કવિઓ દ્વારા ખેડાયાં છે તે વિશે હવે વિચાર કરીએ. આ સ્વરૂપો એક પછી એક લઈએ.

રાસ-રાસો :–આ પ્રકાર જૈન કવિઓને હાથે નિર્મિત થયો છે. 'રાસક' શબ્દ ઉપરથી 'રાસ' શબ્દ ઊતરી આવ્યો છે, એવી માન્યતા

* 'ગુજરાતી સાહિત્ય' પૃ ૧૯

છે મૂળમાં રાસક સ્ત્રીપુરુષોના સુગાન ચક્રાકાર નૃત્યનું સૂચન કરે છે આ રાસ રમાતા અને ગવાતા હતા આ રીતે પ્રાચીન 'રાસ' શબ્દ ગેય અને અભિનયક્ષમ સાહિત્ય-પ્રકાર છે શરૂમાં રમાતા રાસ ટૂંકા લખાતા હશે પણ પછી તેમાં કથાનું તત્ત્વ વધવા લાગતાં તે વિસ્તૃત અને વર્ણનાત્મક બનતા ગયા અને તેમ તેમ તેની અભિનયક્ષમતા ઘટતી ગઈ પાછળથી આ રચનાપ્રકાર ધર્મપુરુષો અને આદર્શ શ્રાવકોના ચરિત્રો, તીર્થો, સ્તવનો અને ઉપદેશ માટે પ્રયોજાતાં આપણને સારું એવું જૈન રાસ-સાહિત્ય મધ્યકાળમાં પ્રાપ્ત થયું છે

બારમા શતકના અંતભાગથી નરસિંહ મહેતાના સમય સુધીમાં આ રાસનો પ્રચાર ખૂબ ખેડાયો છે આથી આ સમયને શ્રી કે કા શાસ્ત્રીએ 'રાસયુગ' કહેલો છે જૂનામાં જૂનો રાસ શાલિભદ્રસૂરિએ ઈ સ ૧૧૮૫માં લખેલો "ભરતેશ્વર બાહુબલિરાસ" ગણાય છે આ રીતે જૈન કવિઓએ પ્રાચીન રાસનું જુદું જ સ્વરૂપ આપી એક વિશિષ્ટ કાવ્યપ્રકાર વિકસાવ્યો છે આ 'રાસ' પ્રકાર આખ્યાનના જૈન પૂર્વરૂપ તરીકે અને પ્રેરક તરીકે હોવાનું મનાય છે જૈન સાધુઓએ રચેલી ચૌદમા પંદરમા શતકની 'રાસ' ની કૃતિઓ તો આખ્યાનના નિકટવર્તી સ્વરૂપ જેવી જ બની છે

ફાગ-ફાગુ –'ફાગુ' શબ્દની વ્યુત્પત્તિ સં ફગુ (વસંત) ફગુ ફાગુ એ પ્રમાણે સાધવી જોઈએ આ હેમચન્દ્રે દેશીનામમાલામાં 'ફગ્ગૂ' શબ્દ વસંતોત્સવના અર્થમાં આપ્યો છે વસંતવર્ણન અને વસંતક્રીડા એ ફાગુનો વિષય છે અને શૃંગારના બન્ને પ્રકારો-વિપ્રલંભ અને સંભોગનું એમાં નિરૂપણ હોય છે સંસ્કૃત સાહિત્યના ઋતુવર્ણનના કાવ્યો સાથે એની તુલના કરી શકાય [1]

'સિરિથૂલિભદ્દ ફાગુ' ઈ સ ૧૩૪૪ની આસપાસ શ્રી જિનપદ્મ સૂરિએ રચેલું આપણું જૂનું ફાગુ કાવ્ય છે ભગવાન સ્થૂલિભદ્ર કોશા નામની ગણિકાના ઘરમાં ચતુર્માસ ગાળી તેને પ્રતિબોધ પમાડી નિષ્ફળ કરી ગુરુ પાસે આવે છે, એ કથા આ ફાગુનો વિષય છે પણ જૈન સાધુએ એ વસંતઋતુના શૃંગારાત્મક ફાગુનો ઉપશમના બોધ પરત્વે વિનિયોગ કર્યો

૧ પ્રાચીન ફાગુસંગ્રહ' (સંપાદક ડૉ ભોગીલાલ જ સાંડેસરા) ફાગુનો સાહિત્યપ્રકાર પૃ. ૪૯

જોવામાં આવે છે. જૈનેતર કવિઓએ પણ ફાગુ-કાવ્યો લખ્યાં છે. "નારાયણ-ફાગુ"માં કૃષ્ણ અને ગોપીઓના વસંતવિહારનું વર્ણન છે.

"વસંતવિલાસ" નામે ફાગુમાં રસિક સંસારી નાયક-નાયિકાનો (સમષ્ટિ રૂપે) વસંતવિહાર આળેખાયો છે. એમાં ક્યાંય ધાર્મિકતાનો સંસ્પર્શ નથી, પંક્તિએ પંક્તિએ જીવનનો ઉલ્લાસ ઉભરાય છે. એના કર્તાને જૈનેતર ગણવામાં આવ્યો છે; અને એ રીતે એ પ્રાચીનતમ ઉપલબ્ધ જૈનેતર ફાગુ કાવ્ય ગણી શકાય.[1] મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં જૈન ફાગુઓની સંખ્યા ઘણી મોટી છે. જૈનેતર ફાગુ-કાવ્યો પ્રમાણમાં ઓછાં છે.

**બારમાસી** :–આ કાવ્યપ્રકારમાં વર્ષના બારેબાર માસનું એટલે બધી ઋતુઓનું વર્ણન આવે છે. એ વર્ણન વિરહિણી નાયિકાના મુખેથી થતું હોઈ એમાં વિપ્રલંભ શૃંગાર મુખ્ય અને નિયામક રસ બને છે. છેવટના માસમાં નાયક-નાયિકાના મિલનનું વર્ણન મોટે ભાગે હોય છે. મુનિ વિનયચન્દ્ર કૃત "નેમિનાથ ચતુષ્પદિકા" (ઈ. સ. ૧૨૬૯) ગુજરાતી સાહિત્યનું સર્વ પ્રથમ ઉપલબ્ધ તેમ સર્વોત્તમ બારમાસી કાવ્ય ગણાય છે.

પાછળથી જૈનેતર કવિઓએ પણ આ પ્રકાર સારી રીતે ખેડ્યો છે. પ્રેમાનંદ કવિના તથા રત્ના ભાવસારના રાધાકૃષ્ણના વિરહને અનુલક્ષીને લખાયેલા બાર માસ બહુ જાણીતા અને રસપ્રદ છે. નરસિંહ મહેતા, ગિરધર, રત્નેશ્વર, થોભણ, દયારામ વગેરેએ પણ બારમાસીઓ લખી છે. ભીલડીની, રામ-સીતાની, ગુરુની અને ખેડુની બારમાસીઓ પણ લખાઈ છે. પ્રીતમે જ્ઞાનમાસ લખ્યા છે.

પુરુષમુખે ગવાયેલી પ્રિયતમાના વિરહની બારમાસીનો એક પ્રકાર પણ પ્રાપ્ત થયો છે. સં. ૧૫૭૪ની આસપાસ આમોદમાં થઈ ગયેલા ગણપતિએ આવી બારમાસી રચેલી છે. એમાંના ચાર માસ આ સંગ્રહમાં ઉધ્ધૃત કરેલા છે. પુરુષોક્ત વિરહની પણ રસમય બારમાસી બની શકે, એમ આ કવિ બતાવી આપે છે.

**કક્કો** :–'માતૃકા' (મૂળાક્ષર) અને 'કક્ક' નામથી ઓળખાતી સુભાષિતમાળા પણ પ્રથમ જૈન કવિઓએ નિર્માણ કરેલી જણાય છે. માતૃકા 'અ'થી શરુ કરી ચોપાઈમાં લખાય છે અને 'કક્કા' 'ક'થી શરૂ કરી

---

[1] એજન પૃ. ૪૧.

ઘણુ કરીને દોહરામા લખાય છે આના કક્કા પાછળથી જૈનેતર કવિઓએ પણ લખ્યા છે ધીરા પ્રીતમ અને છગ્રણ સે જ્ઞાનના કક્કા લખ્યા છે

**પ્રબ ધ** –ઐતિહાસિક અને ચરિત્રાત્મક વસ્તુવાળા આખ્યાન પદ્ધતિના કાવ્યને 'પ્રબધ' કહેવામાં આવે છે જૈન કવિઓએ રચેલા 'પ્રબધકોશ' 'પ્રબધ ચિતામણિ', 'કુમારપાળ પ્રબધ', જેવી સસ્કૃત અને 'વિમલ પ્રબધ' જેવી ગુજરાતી કૃતિઓ આના ઉદાહરણ તરીકે ગણાવી શકાય. જૈનેતર કવિ કૃત 'કાન્હડદે પ્રબધ' પણ આજ પ્રકારમા આવે છે આવા પ્રબધો ઈતિહાસ ઉપર સારો પ્રકાશ નાખે છે એ નોધપાત્ર છે

**પદ્યમય લોકવાર્તા** –પદ્યમા લોકકથાઓ ગૂથવામા પણ જૈન કવિઓનો ફાળો મોટો છે આ લોકકથાઓ ધાર્મિક વાર્તાઓ કે દષ્ટાન્તો નથી, પણ પદ્યમા લખાયેલી સામાજિક વાર્તાઓ છે આ વાર્તાઓનુ વસ્તુ ઈતિહાસ કે પુરાણનુ નહિ, પણ લોકમા પ્રચલિત વાર્તાઓ–લોકકથાઓનુ હોય છે સૌથી જૂની લોકવાર્તા વિજયભદ્રની લખેલી "હસરાજ વચ્છરાજ ચઉપઈ" (ઈ સ ૧૩૫૫) મળી આવી છે તે ચોપાઈમાં લખાઈ છે તે પછીની વાર્તાઓ પણ મોટે ભાગે ચોપઈ કે દુહામા જ રચાઈ છે આ લોકવાર્તાઓને ચાર, છ કે આઠ ખડમાં વિભક્ત કરવામાં આવતી

આ વાર્તાઓના બે પ્રકાર પાડી શકાય (૧) સ્વયસપૂર્ણ લાબી વાર્તા–જેમકે, 'હસાવલી,' 'માધવાનલ–કામકદલા', 'નદબત્રીશી', 'મદનમોહના' વગેરે (૨) એક દોરે ગૂથેલી વિવિધ વાર્તાઓની માળા–જેમકે, 'સિહાસનબત્રીશી', 'સુડાબહોતેરી' વગેરે સિહાસનબત્રીશીમા બત્રીસ વાર્તાઓની અને સુડાબહોતેરીમાં બોતેર વાર્તાઓની સળગ માળા ગૂથાયેલી છે.

મધ્યકાલીન પદ્યાત્મક વાર્તાઓ મોટે ભાગે કથ્ય અને શ્રવ્ય સાહિત્ય પ્રકારની છે એમા સીધી કથનશૈલીજ સહજ નીરખે આ વાર્તાઓમાં વિનોદ, નીતિબોધ સુભાષિતો, સમસ્યાઓ, ઉખાણા વગેરે વચ્ચે વચ્ચે આવે છે અને વાર્તાઓની રજકતા ગે રીતે વધારે છે ઘણીખરી વર્તાઓ પ્રેમકથાઓ છે આવી શૃગારપૂર્ણ પ્રેમકથાઓ જૈન સાધુઓએ પણ રચી છે. પણ તેમાથી અને ત અને વૈરાગ્યની જ નિષ્પત્તિ તેમણે બનાવી છે. શૃગાર, વીર અને અદ્ભુત રસ આ વાર્તાઓમા મળે છે ક્યાક વિપ્રલભ શૃગાર સ્ફુરેલો કરુણ ... પણ છટાદાર રીતે જોઈ શકાય છે

પદ્યમય વાર્તાઓમાં નાયિકાના વર્ણન, વનવર્ણન, નગરના વર્ણન વગેરે ઘણી વાર્તાઓમાં એકધારા આવે છે મધ્યકાલીન વર્તાઓ પદ્યમાં

હોવા છતાં વાર્તાકારનું મુખ્ય ધ્યેય વાર્તા હતું, કવિતા નહિ. આથી એમાં કવિકૌશલ ગૌણ જણાય છે. ચૌદમા શતકથી શરુ થયેલી લોકકથાનો પ્રવાહ શામળ ભટ્ટ સુધી પહોંચ્યો અને વિકાસ પામ્યો. પ્રા. અનંતરાય રાવળ કહે છે તેમ, આ વાર્તારસે લોકજીવનનો થાક અને એકતાનતા ભૂલાવી લોકનાં દિલ-દિમાગને હળવાં ને પ્રફુલ્લ બનાવ્યાં છે.

આખ્યાનઃ—આખ્યાન એ મધ્યકાલીન ગુજરાતી કવિતાનો જાણીતો અને લોકપ્રિય કાવ્યપ્રકાર છે. મૂળમાં તો 'આખ્યાન' એટલે પુરાણાદિકમાંના ઉપાખ્યાનની ગાઈ બજાવીને રજૂ થતી સાભિનય કથા એવો અર્થ થાય છે.[1] આ રીતે આખ્યાનમાં પુરાણકથા, કથાને સાભિનય ગાનાર અને શ્રોતાઓ-એટલી વસ્તુઓ આવશ્યક બને છે. પણ કાલક્રમે આખ્યાનનો વિષય બનનારી કાવ્યરચના એટલે આખ્યાન એવો રૂઢ અર્થ પ્રચલિત થયો. 'આખ્યાનનું પ્રસવક્ષેત્ર મૂળમાં મહાભારત, રામાયણ અને પુરાણના ગ્રંથો હોવા છતાં પાછળથી ભક્તોની ચરિત્રકથાઓ વિષે પણ સરસ આખ્યાનો લખાયાં છે.

આવાં આખ્યાનો ગાઈ સંભળાવનાર પુરાણીઓ અને કવિઓ "માણભટ્ટ" કહેવાતા. તેઓ આખ્યાન ગાઈ સંભળાવતી વખતે માણ એટલે તાંબાની મોટી ગાગર ઉપર પોતાની આંગળીએ પહેરેલી તત્ત્વાની વીંટીઓ વડે ચપાટ લગાવી રણકારો-તાલ આપતા. તેમની મદદમાં મંજીરા અને તબલાં બજાવનાર પણ બેસતા. માણભટ્ટ તેમના સાથીદારો-જોડિયા સાથે મોટી પાટ ઉપર બેસતા અને હજારો શ્રોતાઓ તેમની સામે બેસી તેમના મુખથી ગવાતી આખ્યાનકથા રસથી સાંભળતા. આ માણભટ્ટની સંસ્થા આજે પણ ગામડામાં ક્યાંક ક્યાંય જોવા મળે છે. આ રીતે આખ્યાન એ ગ્રામ્ય કવિતાનો ગેય અને રસપૂર્ણ કથાત્મક પ્રકાર છે.

શરુનાં આખ્યાનો પદમાં તેમજ ચોપાઈ, દોહરામાં પણ લખાયાં છે. પણ કડવાબંધ આખ્યાનને વધુ ફાવી ગયો છે. આખ્યાનમાં કડવાની વ્યવસ્થા આખ્યાન શૈલીના પિતા ગણાતા ભાલણને હાથે થઈ, નાકરને હાથે તે પ્રચલિત બની અને મહાન આખ્યાનકાર પ્રેમાનંદને હાથે ચરિતાર્થ બની. કડવાના સામાન્ય રીતે ત્રણ ભાગ પડી જાય છે: (૧) એક કે વધારે લીટીનો પ્રસ્તાવના-સૂચક મુખબંધ કે મ્હોડિયું (૨) કડવાના વર્ણ્ય વિષયનું આલેખન કરતો

१. आख्यानकसंज्ञां तन्मते ग्रथ्नन् पठन् गायन् ।–काव्यानुशासनम् (ડૉ. રસિકલાલ પરીખ સંપાદિત પૃ ४६१)

ઢાળ જેમા કડવાની વ્યાપક કે મુખ્ય દેશી વપરાઈ હોય છે અને (૩) કડવાનો ઉપસંહાર કરી અનુગામી કડવાના વસ્તુનુ સૂચન કરતો બે લીટીનો ઉથલો અથવા વલણ આ વલણ બે કડવાને સાંધતી સામાન્ય કડી બની કથારસને ઉત્તેજિત કરે છે

જૈન કવિઓએ પોતાની પુરાણકથાઓ અને ધર્મપુરુષોનાં ચરિત્રના રાસ લખ્યા તેની અસરરૂપે જૈનેતર આખ્યાનો લખાયાં હોય એમ લાગે છે. આખ્યાનના પ્રારંભમા સંસ્કૃત નાટ્ય-કૃતિઓની જેમ નાન્દી તરીકે ગણપતિ અને સરસ્વતીની પ્રાર્થના તથા વસ્તુનિર્દેશ કરતુ મંગલાચરણ મૂકેલુ હોય છે કથાપ્રસંગનો પ્રારંભ બનાવતી પૂર્વકથા કે પીઠિકા પણ આપવામા આવે છે કથા-વસ્તુ પુરાણાદિકમાથી લેવાતું હોવા છતા તેના નિરૂપણમા દરેક આખ્યાનકાર પોતાની કળા અને પ્રતિભાના દર્શન જુદી જુદી રીતે કરાવે છે એક જ વિષય ઉપર લખેલા જુદા જુદા કવિઓના આખ્યાનો એકબીજા સાથે તથા મૂળ પૌરાણિક કથા સાથે સરખાવવાથી આ વાતની પ્રતીતિ થશે આખ્યાન પૂરુ થતા અંતમા કથાશ્રવણની ફલશ્રુતિ, કવિનો પરિચય અને રચનાની સાલ, દિવસ વગેર પદ્યમા જ ગૂંથાયેલા મળી આવે છે

નાકર, પ્રેમાનંદ વગેરેએ મૂળ પુરાણાદિની કથાઓને સંપૂર્ણ વફાદાર ન રહેતા રસની જમાવટ માટે તથા કવિન્યાયનુ તત્ત્વ લાવવા કે મનોરંજન કરવા યોગ્ય સુધારા-વધારા પોતાના આખ્યાનોની કથાવસ્તુમા કરેલા છે એ જમાનાની રસવૃત્તિ અને લોકજીવનની અસર પણ તેમા જોઈ શકાય છે. આખ્યાનોમા નવે રસની ખીલવણીને સ્થાન છે અને કવિશિરોમણિ પ્રેમાનંદે આ જાતનુ રસવૈવિધ્ય બતાવી ગુજરાતી સાહિત્યને ઉજ્જવળ બનાવ્યુ છે આ આખ્યાનોએ પરધર્મીઓના શાસનકાળમા લોકોના ધર્મસંસ્કાર અને ભક્તિભાવને જાગતા રાખવાનુ અને પોષવાનુ મહત્ત્વનું કાર્ય બજાવ્યુ છે એ નોંધપાત્ર છે

આખ્યાન સ્વતંત્ર ગુજરાતી રચના છે અને તે પ્રાચીન પુરાણો અને મધ્યકાલીન તથા અર્વાચીન ખંડકાવ્યોની વચમા એક સેતુરૂપ છે, એમ શ્રી અનંતરાય રાવળ કહે છે તે યથાર્થ છે [1]

ગરબો-ગરબી —મૂળ 'ગર્ભ' શબ્દ ઉપરથી ગરબો કે ગીતપ્રકાર

1 ગુજરાતી સાહિત્ય (લે અનંતરાય મ. રાવળ) ઉપોદ્ઘાત પૃ ૭

ન હતો. છિદ્રવાળા ઘડાને અસલમાં ગરબો કહે છે. આ ઘડામાં છિદ્ર પડાવવાં તેને 'ગરબો કોરાવવો' કહે છે. નવરાત્રીમાં એવો ગરબો માથે લઈ અથવા વચમાં સ્થાપી કુંડાળું વળી ગાવાનો રિવાજ આજ પણ છે. એ ઉપરથી દેવીની સ્તુતિ અને પરાક્રમનાં નવરાત્રીમાં ગવાતાં કાવ્યોને 'ગરબો' એ સંજ્ઞા મળી અને આ ગરબામાંથી ટૂંકી એકત્રિત રસની **ગરબી** પ્રગટી.[૧]

છિદ્રવાળો ઘડો–ગરબો કેવી સાંસ્કૃતિક ભૂમિકા પસાર કરી અંતે કાવ્ય પ્રકારનો વાચક બન્યો તેનું મનોરમ રેખાચિત્ર સૌ. ચૈતન્યબાલા મજમુદારે આલેખ્યું છે. તે લખે છે: "નવરાત્રિનાં અખંડ અજવાળાં ઝરતો 'ગરબો' વચમાં રાખી, તેમાં કલ્પેલા શક્તિ–સ્વરૂપની પ્રદક્ષિણા સૌભાગ્યવતીઓએ કરી. મધ્યમાં રાખી પૂજેલો ગરબો ભક્તિનો આવેગ વધતાં, માથે મૂકી ઘૂમવાની વૃત્તિ જાગી. પોતાની પૂજ્ય વસ્તુને આપણે માથે જ ચઢાવીએ છીએ ને? એટલે પ્રત્યેક સુંદરી પોતાનો ગરબો માથે સ્થાપી ગોળગોળ ઘૂમવા મંડી. પછી ભાવનો આવેશ વધતાં એ આવેશને પ્રગટ કરવાની સહજ વૃત્તિ થઈ આવી. એટલે આવેશને પ્રગટ કરવાને સુંદરીના કંઠમાંથી સૂર નીકળ્યા. એ સૂરને ભાષાએ મદદ કરી; પરંતુ તેટલેથી હૃદયનો આવેશ પૂરેપૂરો વ્યક્ત થઈ શક્યો નહી. સંગીત ગાતાં ગાતાં અને ગરબો માથે લઈ ઘૂમતાં ઘૂમતાં હાથ, પગ, નેત્ર, વાણી બધું યે નાચવા માંડ્યું. એટલે એ નૃત્યનો–ગરબાના ગીતનો–તાલ, ઘૂમવાની સાથે આપોઆપ ગોઠવાઈ ગયો; અને 'ગરબે રમવાની' આપણી ગુજરાતણોની પ્રિય રમત આમ શોધી કઢાઈ.[૨]" ભાણદાસે અને તે પછી વલ્લભ ભટ્ટે ગરબાની વિરાટ કલ્પનામાં ગગનમંડળને ગાગરડીનું રૂપક આપ્યુ છે તે પણ 'ગરબા'ની ઉપરોક્ત વ્યુત્પત્તિને ટેકો આપી રહે છે.

ગરબાના પદબંધનું મૂળ દેશીઓમાં રહેલું છે. ગેય પદોમાંથી ગરબી નીપજી અને લાંબા કડવામાંથી ગરબા થયા એમ માન્યતા છે. નરસિંહ મહેતાના કેટલાક રાસ–પદ ગરબાની માફક ગાઈ શકાય તેમ છે. ભાલણનાં ઘણાં પદ પણ આજ પ્રકારનાં છે. આ પદપ્રકાર દયારામ સુધી અખંડ વહેતો રહ્યો છે. સત્તરમા શતકના ભાણદાસે સૌ પહેલાં 'ગરબી' શબ્દ

---

૧: દી. બ. કેશવલાલ ધ્રુવનો "પદ્યબંધની કસોટી અને બીજા પ્રશ્નો" નામનો લેખ (બુ. પ્રકાશ: ફેબ્રુઆરી ૧૯૨૯)

૨: "વલ્લભ ભટ્ટની વાણી" (સંપાદક: ડૉ. મંજુલાલ મજમુદાર)—પ્રસ્તાવના પૃ-૨૮.

પોતાની કૃતિઓ માટે યોજ્યો છે તે ઉપરથી અનુમાન થાય છે કે, તે પહેલાં નજીકના ભૂતકાળમાં 'ગરબી-ગરબો' શબ્દ પ્રચલિત થયા હશે ભાણદાસ પછી વલ્લભ મેવાડાએ માતાજીના સરસ ગરબા લખ્યા છે. રણછોડજી દીવાનનો ચંડીપાઠનો ગરબો પણ પ્રસિદ્ધ છે પ્રીતમ, રાજે, રણછોડ, ગિરધર, રઘુનાથ વગેરેએ પણ આવી કૃતિઓ આપી છે દયારામે સંખ્યાબંધ ગરબીઓ લખી છે અને મધ્યકાલીન સાહિત્યના એ છેલ્લા પ્રતિનિધિનું નામ એ કાવ્યપ્રકારને લોકપ્રિય બનાવવા માટે મશહૂર છે

સૌરાષ્ટ્ર અને ઉત્તર ગુજરાતમાં નવરાત્રોમાં પુરુષો પણ માતાજીની ગરબીઓ ગાય છે આથી સ્ત્રીઓથી ગવાતા સામુદાયિક તાલબદ્ધ વિસ્તૃત ગીત તે ગરબા અને પુરુષોથી ગવાતા તેવા જ ઊર્મિપ્રધાન લઘુક ગીત તે ગરબી એમ સમજાય છે[1] રાસડા-રાસ વગેરે કાવ્યપ્રકારો પણ આમાં જ અંતર્ગત ગણવા જેવા છે

ઈતર પ્રકાર —ભગવાનને નૈવેદ્ય ધરાવતી વખતે ગવાતા થાળ, આરતી, હાલરડાં, પ્રભાતિયાં વગેરે પ્રકારો પણ મધ્યકાળમાં વિકસ્યા છે અને બહુ જાણીતા છે ઝૂલણાના બંધમાં રચાયેલાં નરસિંહ મહેતાનાં પ્રભાતિયાં બહુ જાણીતાં છે તેવી જ રીતે ધીરાની કાફી અને ભોજાના ચાબખા પણ લોકપ્રિય બનેલ છે મધ્યકાલીન કવિતાના આખ્યાન, ગરબા, પદ વગેરેએ દેશ્ય લોકગીતનું અવલંબન લીધું છે તે તેમાં વપરાયેલા રાગ તથા દેશીઓ પરથી સમજાય છે અક્ષરમેળ વૃત્તોનો ઉપયોગ મધ્યકાળની કવિતામાં ઘણો ઓછો થયેલો છે અપભ્રંશની પુત્રી આ બાબતમાં માતાને જ અનુસરી છે

## મધ્યકાલીન કવિ-વૃંદ

મધ્યકાલીન ગુજરાતના લગભગ એકસો ઉપરાંત કવિઓનો પરિચય આ ગ્રંથમાં કરાવેલો છે તે ઉપરથી જણાઈ આવશે કે, ગુજરાતના જુદા જુદા વિભાગોમાંથી અને જુદી જુદી કોમોમાંથી આપમેળે કવિઓ ઝળક્યા છે મધ્યકાલીન કવિતા માત્ર જૈન સાધુ કે વેદધર્મી બ્રાહ્મણોના ઇજારારૂપ બની નથી. એમાં તમામ નાત, જાત, ધર્મો અને વાદોના પ્રતિનિધિઓને [illegible] સ્થાન મળેલું છે બ્રાહ્મણ, વણિક, ભટ, પાટીદાર, સોની, કંસારા, દરજી, [illegible] એમ નાના વર્ણના અને વરણના કવિઓ આ

૧ [illegible] માતાના ભક્ત પુરુષો પણ [illegible] ગરબા ગાય છે અને [illegible] ગરબીઓ ગાતી હોય છે

જમાનામાં થયા છે. બાપુસાહેબ ને રાધાબાઈ જેવા મહારાષ્ટ્રીઓ, એરવદ રૂસ્તમ પેશોતન જેવા પારસી અને અબ્દુર રહેમાન તથા રાજે જેવા મુસ્લીમોનો ફાળો પણ મધ્યકાલીન કવિતામાં નોંધપાત્ર છે.

પુરુષ કવિઓની સાથે સ્ત્રી કવિઓએ પણ સારી કવિતા-રચના કરી છે અને એ રીતે ગુજરાતનું ગૌરવ વધાર્યું છે. સ્ત્રી કવિઓમાં કવયિત્રી મીરાંબાઈનું નામ સૌથી મોખરે છે. તે ઉપરાંત ગૌરીબાઈ, પુરીબાઈ, કૃષ્ણાબાઈ, દીવાળીબાઇ, રાધાબાઈ, જનીબાઈ અને ઇન્દ્રાવતીનાં નામ પણ જાણીતાં છે. ગૌરીબાઈએ તો જ્ઞાની કવિ તરીકે અખાની સાથે તુલનામાં મૂકી શકાય એવી કવિતા આપી છે અને તે અખા કરતાં સરલ છે, એ હકીકત ધ્યાનાર્હ બને છે. રૂઢ્યકાળમાં જ્યારે શિક્ષણ અને તેમાંય સ્ત્રીશિક્ષણ નહિવત્ હતું ત્યારે આટલી સ્ત્રી કવિઓ પેદા થઈ એ ઘટના સાશ્ચર્ય આનંદ આપે તેવી છે. અલબત્ત, એ તમામ સ્ત્રી કવિઓની કવિતા ઉચ્ચ કોટિની નથી. છતાં આપણા લોકજીવન-સાંસ્કૃતિક જીવનના વિકાસમાં એ હકીકત ખાસ નોંધપાત્ર છે. પારસી કવિ એરવદ રૂસ્તમ પેશોતને સત્તરમા શતકના ઉત્તરાર્ધમાં કેટલીક ગુજરાતી કૃતિઓ—' ઝરથોસ્તનામેહ ', 'સિયાવક્ષનામેહ', ' વિરાફનામેહ ' અને ' અરપ દીઆર નામેહ ' નામના જીવનચરિત્ર લખ્યાં છે.× તેમજ કવિ નોશેરવાને પણ ઈ. સ. ૧૭૦૯ માં ગુજરાતીમાં કૃતિ આપી છે એ પણ નોંધપાત્ર છે.

મીરાં, અખો, શામળ અને દયારામ જેવા કવિઓએ તો વ્રજભાષામાં પણ કવિતા કરી છે. નંદરબાર, બાગલાણ, બુરાનપુર, શિરોહી, ઝાલોર

× ઈરાનની સ્ત્રીઓના સૌન્દર્ય અને આભૂષણોનું એવું કંઈક વર્ણન જાણે કોઈ સંસ્કૃત કાવ્ય કે જૂની તળપદી ગુજરાતી કવિતાનું હોય તેવું લાગે છે, જુઓ:—

" તમ સીશ ફૂલ પુનમચંદ ને અમારી સૂરા,
એ વેનાંન રાંણમાં એથી ઘણું વરશે છે નૂર.
તમ નીડાળ ટીક બુધ વહરેસ્પત શુકરજડી.
તમ નાશકા નથ તે સબચેરાગ કોણુ. ચડી!
તમ કાન કુંડલ જડઆં જાણે માણેક ને મોતી!
કોટ અભરણ પહેરાવયાં આપ ધણીએ પોતે.
કર ચૂડ પહોંચી જાણે વીજ ચમક ચમકીને જાઓ!
પાએ પેજણ તે નેવરનો જમ્હકારજ થાએ."

જેવા ગુજરાત બહારનાં સ્થળોએ પણ ગુજરાતી કવિતા રચાઈ છે. કચ્છ પ્રદેશના કવિઓ પણ આ કાળમાં આપણને મળ્યા છે. જાવડનું 'મૃગી-સંવાદ' મલીયાગર (મલબાર) માં લખાયાની વાત સાચી હોય તો મધ્યકાલીન કવિતાનું 'બૃહદ (વિશાલ) ગુજરાત' ઘણું વિસ્તૃત બની રહે છે.

## નરસિંહ–ભાલણ પહેલાં અને પછી

આ સંગ્રહમાં આ. હેમચન્દ્રથી ગુજરાતી કવિઓ અને કૃતિઓનો સંક્ષિપ્ત પરિચય ક્રમવાર આપેલો છે. તે ઉપરથી જોઈ શકાય છે કે ભાલણ–નરસિંહની પહેલાં પણ સારા કવિઓ થઈ ગયા છે. એટલે નરસિંહને આદ્યકવિ ગણી શકાય તેમ નથી. પ્રારંભમાં જૈનેતર કરતાં જૈન કવિઓની કૃતિઓ વિપુલ મળે છે. પણ અબ્દુર રહેમાન, અસાઈત, શ્રીધર, પદ્મનાભ જેવા જૈનેતરની કૃતિઓ તો ધર્મના કે ભક્તિના કોઈ રંગથી રંગાયેલી નથી અને કવિત્વના સારા ચમકારા પણ બતાવે છે. નરસિંહ અને ભાલણના સમયથી જૈનેતર કૃતિઓ મોટે ભાગે ભક્તિ અને ધર્મના રંગથી રંગઈ ગઈ અને તે સ્થિતિ પદ્યમય લોકકથાઓના રચનારાઓના અપવાદ સિવાય ઠેઠ દયારામ પર્યંત ચાલુ રહી છે.

ભક્તિયુગનું તૃતીય ઉત્થાન ઈ. સ. ની પંદરમી સદીથી ઉત્તર ભારતમાં શરૂ થયું. આ આંદોલન જનતાને સ્પર્શતું હતું અને ઊંચનીચના ભેદભાવ વગર દરેક માટે ભક્તિનાં દ્વાર ખુલ્લાં મૂકતું હતું. આ આંદોલનના પરિપાક રૂપે ભારતભરમાં અનેક સંતો અને ભક્તો પેદા થયા અને નરસિંહ તથા મીરાં પણ તેજ આંદોલનનાં ફરજંદ હતાં. રામ અને કૃષ્ણની ભક્તિની કવિતાથી આખો દેશ મુખરિત બન્યો. તેમાંય વૃંદાવનીય ભક્તિ વલ્લભ સંપ્રદાય દ્વારા ગુજરાતને વધુ સ્પર્શી ગઈ અને મધ્યકાલીન વૈષ્ણવ કવિતા અર્પનારા ભક્ત કવિઓની પરંપરા પેદા થઈ. આમ નરસિંહના સમયથી ભક્તિયુગ બેઠો ગણો. પરિણામે ભક્ત અને કવિનું પદ મજિયારું બની ગયું. પાછળથી ભક્તિનો જોશ શમતાં વચ્ચે વચ્ચે જ્ઞાની કવિઓ પેદા થયા છે. પણ ભક્તિના રસમાં રંગાયેલી જનતા માટે તે ગૌણ જેવા બની ગયા. લોકવાર્તાઓના રચનાર શામળાદિકે જનતાનું સારું ધ્યાન ખેંચ્યું છે. છતાં તે જમાનામાં પણ ધાર્મિક આખ્યાનો અને પદ-ભજનોની પરંપરા અતૂટ ચાલુ રહી હતી.

વધુ વફાદાર રહે છે ભક્તિયુગની જૈનેતર કવિતા પણ ઈશ્વરના અવતાર, તેમની લીલા કે ત્યાગ-વૈરાગ્યને કેન્દ્રમા રાખીને જ ચાલે છે શિવ, રામ, કૃષ્ણ, શક્તિ એમ વિવિધ ઈષ્ટોની આરાધના તેમાં દષ્ટિ ગોચર થાય છે એમાં શૃગાર આવે છે તો તે પણ પ્રેમલક્ષણા ભક્તિને સહાર જ આવે છે શામળ જેવાની પદ્યમય સામાજિક વાર્તાઓ આમા અપવાદરૂપ છે પણ આ અર્જાકોમાં વ્યાસ, વાલ્મીકિ કે બાણ જેવી અલૌકિક પ્રતિભાના તેજ ઝીલવાનુ કે ઝીલાવવાનુ સામર્થ્ય નથી એમને તેમને હાથે કવિતા । ઉચ્ચ શિખરો ક્યાથી સર થઈ શકે ? તાત્પર્ય કે પ્રાચીન મધ્યશાસ્ત્રની કસોટીએ કસતા મધ્યકાલીન કવિતને અને કવિઓને ઓછા ગુણાક મળે તેમ છે 'કવિતાની ખાતર કવિતા' એવુ એમને માટે કહી શકાય તેમ નથી ઘણા ખરા તો પોતાને કવિ કહેવડાવતા પણ ડરે છે તે મોટે ભાગે 'ભક્ત' કે ભગવાનના 'દાસ' તરીકે કવિતા લખતા હોય છે સપૂર્ણ કલાત્મક, સાસારિક રસની પોષક કવિતાની ખીલવણી ત્યારે શક્ય ન હતી

વર્ણનો પ્રસગો દૃષ્ટાંતો ભાવપ્રતીકો વગેરેની એકવિધતા પણ આ કવિતમા ખૂબ દાસાઈ છે ગતાનુગતિક રીતે અનુકરણ કરનારા કવિઓ ખૂબ થયા છે આથી વૈવિધ્યનો અભાવ ખૂચે તેવા ટેવ છે અનાવશ્યક વર્ણનો, અપ્રસ્તુત પ્રસગો, અત્યુક્તિ અને ચમત્કારો પણ મધ્યકાલની કવિતાના દૂષણરૂપ બને છે આ વિષયમા શ્રી કેશવલાલ હ ધ્રુવનુ કથન ધ્યાનાર્હ છે તે કહે છે "સસ્કૃત મહાકાવ્યોમા ઋતુ વનવિહાર ઓગવિલાસ આદિના વર્ણનો ડગલે ડગલે આડા આવી આતરે છે, તેવો આપણા જૂના સાહિત્યમાં પણ કઈ કઈ વિસ્તાર કવિઓએ કરેલો છે નયસુદરના વિમલપ્રબંધમાં શ્રીમાળની સ્થાપન, ઓસવાળ, પોરવાડની ઉત્પત્તિ વાણિયાની ચોર્યાસી નાતો વગેરે કેટલાયે અપ્રસ્તુત પ્રસ્તાવનો ડમો કરેલો છે પદ્મનાભના કાન્હડદેપ્રબંધમાં પિરોજાની આખ્યા અનુચિત વિષયાતર છે × × અત્યુક્તિ અને ચમત્કાર પણ જૂના કાવ્યોને દૂષિત કરે છે શામળ ભટ્ટની ચગવતિ બારોબાર અત્યુક્તિથી જ ભરેલી છે રતનજીના રિથવી ગા ખાનમા ધૂણાધૂણ અને મત્રશાસ્ત્રના ચમત્કાર લખાયા જ કરે છે એ અત્યુક્તિ કે ચમત્કારથી શુદ્ધ વીરરસ કે અદ્ભુત રસ ઉત્પન્ન થતો નથી અફસોસની વાત છે કે આખ્યાનકાર કોઈ કોઈ વાર સમયાસમય જોવા ન રહી, ગાડુ ગબડાવે છે જુઓને, દશમી પાંચ વર્ષના ધ્રુવજીને વિષયમાં સ્વર્ગના સ્વર્ગથી

અપ્સરા ઉતારે છે. × × તાણીતૂસીને બળાત્કારે જોડેલી કવિતા વિદ્યમાન રસનો પણ અપકર્ષ કરે છે તે જોવું હોય, તો પ્રેમાનંદનું દ્રૌપદી-હરણ જોજો"[1]

ભક્તિને નામે નિંદ્ય અને અશ્લીલ શૃંગારની કવિતાનો પણ મધ્યકાલમાં રાફડો ફાટ્યો છે અને કેટલાકે તો કવિત્વહીન જોડકણાં જ જોડ્યાં છે. નરસિંહને નામે સેંકડો પદ ચઢ્યાં છે. તેમાં પણ સ્થૂળ શૃંગારની ચેષ્ટાઓની પ્રચુરતા છે. કોણ જાણે એવાં પદ નરસિંહનાં હશે કે બીજાનાં? આમ મધ્યયુગમાં સારાં સાહિત્યની સાથે સત્વહીન સાહિત્ય પણ લખાયું છે. છતાં એ યુગની અનેક મર્યાદાઓમાં રહીને પણ મધ્યકાલીન કવિઓએ જે રસાન્વિત સૃષ્ટિ ખડી કરી છે તે અભ્યાસ તથા અવલોકનને યોગ્ય છે. હજી તો ઘણું સાહિત્ય ઠેરઠેર અપ્રગટ પડ્યું હશે. તે ક્રમશ: પ્રગટ થતાં મધ્યકાલની કવિતાનું સમગ્ર-સરસ ચિત્ર આપણને પ્રાપ્ત થશે.

## ઉપસંહાર

મધ્યકાલીન કવિતાના સાગરમાં ડૂબકી મારીને મોતી લઈ આવનાર મરજીવાઓની અને તે મોતીઓની માળા ગૂંથીને ગુર્જરી-સરસ્વતીને કંઠે આરોપનારા રત્ન-પરીક્ષકોની આજે જરૂર છે. વિદ્યાલયો, મહાવિદ્યાલયો તથા વિશ્વવિદ્યાલયોમાં ગુજરાતી ભાષાના અભ્યાસનો દિન પ્રતિદિન થઈ રહેલો વિસ્તાર જોતાં આવા પ્રયાસોની આવશ્યકતા સવિશેષ રીતે વધે છે. પણ આ કાર્ય ઊંડો અભ્યાસ, સતત પરિશ્રમ અને પૂરતા દ્રવ્યની અપેક્ષા રાખે છે. સાધનસંપન્ન સંસ્થાઓ આવાં કાર્ય હાથ ધરે તો તે વધુ સાર્થક અને

મધ્યકાલીન કવિતાની ચૂંટેલી વાનગી તેના કવિઓ વિષેની સંક્ષિપ્ત પણ અદ્યતન માહિતી સાથે રજૂ કરવાની અમારી લાંબા વખતની આકાંક્ષા હતી. પણ તે કામ સારી રીતે-વિસ્તારથી કરવા જતાં તો હાલના ગ્રંથ જેવડા અનેક ભાગ થાય. પણ એ સાહસ શક્ય ન જણાતાં આ ગ્રંથની નિશ્ચિત પૃષ્ઠસંખ્યાની મર્યાદામાં રહીને જ કવિઓ તથા તેમની કૃતિઓની ચૂંટણી અમારે કરવી પડી છે. પરિશિષ્ટમાં આપેલા સંધિકાળના કવિઓ સાથે કુલ ૧૦૩ કવિઓને અહીં રજૂ કર્યા છે. છતાં સ્થળસંકોચને કારણે ચરણદાસ, ઇન્દ્રાવતી, ગોરખનાથ જેવા કેટલાકને છોડી દેવા પડ્યા છે.

---

[1]: ગુર્જર કવિતા-સાહિત્ય (બુદ્ધિપ્રકાશ: ૧૯૨૯.)

તરફ લઈ જાય છે તમારો 'મુક્તક' સબંધીનો પ્રવેશક ખૂબ માહિતીપૂર્ણ અને શાસ્ત્રીય બન્યો છે તે માટે અભિનંદન"

—ડૉ. મંજુલાલ ર. મજમુદાર એમ.એ. પીએચ.ડી.

"ગુજરાતી મુક્તકોના સંગ્રહ મનુ ઓછા થયા છે એ ઉણપને ઓછી કરતો આ સંગ્રહ તેના પ્રવેશકને કારણે વધારે ઉપયોગી બને એવો થયો છે"

—"સંદેશ" (તા. ૨૮-૧૧-૬૭)

# શ્રી જેઠાલાલ ત્રિવેદીની વાર્તાકલા

**કાચ ફળ (પ્રથમ વાર્તાસંગ્રહ)**

"તેમની વાર્તાઓમાં ઉંચા પ્રકારની શક્યતાઓ જણાય છે તેમની વાર્તામાં બીજની પમરાટી સાચી છે અને તેને વિકસાવવાનો તેમનો પ્રયત્ન પણ સ્વાભાવિક છે. તેમને વધારે સફળતા ઈચ્છીએ છીએ"

**—પ્રસ્થાન**

'આ 'કાચા ફળ' વાચકોને આહ્લાદક થઈ પડશે એવું અમારું માનવું છે એમાનું એક જ ફળ 'ગોઝારો કૂવો' તેના નમૂનારૂપે નજરાએ છીએ શ્રી રમણલાલ દેસાઈ જેવા સમર્થ નવલકથાકારે તેનો પરિચય લખી આપીને તેને એક સુંદર પ્રમાણપત્ર આપ્યું છે તે પણ તેનું એક આકર્ષણ છે"

**—બુદ્ધિપ્રકાશ**

**નયનનાં નીર (દ્વિતીય વાર્તાસંગ્રહ)**

"એમના મધ્ય અને ટૂંકી વાર્તા-બનેની ખાસિયત એ છે કે તે અત્યંત સરળ છે અને સરળ હોવા છતાં ચમત્કૃતિ વિનાના હોતા નથી આપણા સંસારમાંથી પ્રસંગો શોધી કાઢી એમણે આ 'ગુજરાતી' વાર્તા લખી 'ગુજરાતી' પ્રયોગ અમે હેતુપૂર્વક યોજ્યો છે જેવું ગુજરાતીપણું એમની વસ્તુને વર્યું, તેવું એમની શૈલીને પણ વર્યું એની ભવ્ય સદાઈ આપણને છક કરી નાખે છે'

— સાહિત્ય' (એપ્રિલ ૧'૩૩)

"તમારી વાર્તાઓએ પણ મારું ધ્યાન ખેંચ્યું છે તમે સારી વાર્તાઓ લખી શકશો"

**—સ્વ. ધૂમકેતુ**

"ફરી કહું છું કે તમને વાર્તા લખવાની હથોટી આવી ગઈ છે"

**—પ્રો. રામનારાયણ વિ. પાઠક**

## "ખેતરનો વસવાતી"

રશિયામાં કોઈ સુંદર ટૂંકી વાર્તા પ્રગટ થાય તો તે એક ઉત્સવ જેવો વિષય બને. ગોર્કી જેવા સાહિત્યસ્વામીઓ પણ એની વાતો કરવા મંડી પડે કે, અહ્યા જોયું ? પેલી વાર્તા ફક્કડ આવી હો !

અહીં ટૂંકી વાર્તાનું રહસ્ય હજુ આપણી સમજમાં પૂરું ટપક્યું નથી. નહિ તો 'પ્રસ્થાન' (ફાગણ)માં આવેલી 'ખેતરનો વસવાતી' નામની વાર્તા એવું જ સુખદ આંદોલન ઊભું કરત.

વસ્તુ ફક્ત આટલી જ છે : ગુજરાતી ગામડાનો એક ખેડુપુત્ર દસ વર્ષ શહેરી જીવન ગાળી આવ્યા પછી પહેલીજ રાતે પોતાને ખેતર રખોલિયો રહેવા જાય છે અને આખી રાત એના મન પર ભયનું વાતાવરણ ઘનીભૂત થાય છે.

આખી વાર્તા વાસ્તવ જીવનના સર્વસામાન્ય અનુભવને નવલિકાના વાતાવરણમાં કુશલતાથી વણે છે. કથા લક્ષ્યવેધી બને છે.

સાંભળવા પ્રમાણે વાર્તાલેખક ભાઈ જેઠાલાલ ત્રિવેદી વડોદરાના વસુલાતી ખાતામાં નોકરી કરે છે. હું એમને અભિનંદુ છું. ટૂંકી વાર્તાના પ્રદેશમાં આજ સ્વાભાવિક શૈલીએ આગળ વધવા વિનવું છું.

—સ્વ. ઝવેરચંદ મેઘાણી (કલમકિતાબ : જન્મભૂમી)

અલકા : (કાવ્યસંગ્રહ) (કર્તા : જેઠાલાલ ત્રિવેદી)

સરળ અને ચોટદાર કાવ્યોની ખરી ખૂબી અહીં જોવા મળે છે. શ્રી. ત્રિવેદીની 'અલકા'માં દલપત, નર્મદ અને કાન્તની શૈલીના સરસ અંશોનો સુલભ ત્રિવેણીસંગમ સિદ્ધ થયેલો જોઈ શકાય છે.

## થોડાક અભિપ્રાય

"અલકાની કવિતા અને મુક્તકો મને ગમ્યાં છે."

—પ્રા. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી એમ. એ.

"કવિની રચનાઓમાં મુક્તકનું ચાતુર્ય આવી જાય છે. જે ચમત્કૃતિ અને ચાતુર્યે કવિને મુક્તકોમાં સફળતા અપાવી હતી તે જ ચમત્કૃતિ અને ચાતુર્યે તેમને મુક્તેતર રચનાઓમાં પણ ઠીક સફળતા આપાવી છે."

—પ્રજાબંધુ

ભાલણનાં પદ (સંપાદક જેઠાલાલ ત્રિવેદી)

એ પુસ્તકમાં સંપાદિત થયેલા વાત્સલ્યરસથી પરિપૂર્ણ "ભાલણના પદ" આપણી જૂની કવિતાનો એક આસ્વાદયોગ્ય વિભાગ સુલભ કરી આપે છે કવિનું જીવન અને કવન, ટિપ્પણ તથા અનેક વિદ્વતાપૂર્ણ પરિશિષ્ટો વડે આ પુસ્તકની ઉપયોગિતા ઘણી વધી જાય છે

## થોડાક અભિપ્રાય

"ભાલણના જીવન તથા જીવનકાર્ય વિષે આવી રીતે સંશોધન થઈ પ્રસિદ્ધ થયેલો બીજો કોઈ ગ્રંથ મેં જોયો નથી તમે એના જીવન વિષે તથા એની કૃતિઓ વિષે બહુ શ્રમ લઈ જે સંશોધન કર્યું છે તે બીજાને ધડો લેવા જેવું છે. પરિશિષ્ટો પણ બહુ ઉપયોગી અને મુદ્દાસર છે"

—દી બ. કૃષ્ણલાલ મો ઝવેરી
એમ એ એલ એલ બી

"તમે પસંદ કરેલા કાવ્યો ભાલણની કવિપ્રતિભાનો પરિચય કરાવવાને પૂરતા છે તમારો અભ્યાસપૂર્ણ ઉપોદ્ઘાત પણ ભાલણના જીવન અને કવન વિષે નવેસરથી સારું નિરૂપણ કરે છે આ પુસ્તક પ્રસિદ્ધ કરવા માટે મારા અંતઃકરણના અભિનંદન સ્વીકારશો"

—ડો ભોગીલાલ જ સાંડેસરા એમ એ.

"આપ લેખક ઉપરાંત સંશોધક અને વિવેચક પણ બન્યા એ બદલ અભિનંદન અભ્યાસ ઘણોજ સારો છે"

—શ્રી રમણલાલ વ દેસાઈ એમ એ.

"ઉપોદ્ઘાત વાંચી ગયો છું તેમાં જણાવેલા વિચારો સાથે હું મળતો છું"

—શ્રી રામલાલ ચુનીલાલ મોદી

'અભ્યાસપૂર્ણ પ્રસ્તાવના અને ટિપ્પણ સાથેનું આ સંપાદન કેવળ સમયસરનું અને આદરણીય છે × × પ્રાચીન સાહિત્યનો અભ્યાસી વર્ગ સંપાદકે લીધેલી આ મહેનત તરફ અવશ્ય કૃતજ્ઞતાથી જોશે"

—સંદેશ (તા ૨૮-૩-૪૮)

"પુસ્તક વિદ્યાર્થીઓને બહુ ઉપયોગી અને લોકપ્રિય થાય એવું છે"

—પ્રા વિષ્ણુપ્રસાદ ર ત્રિવેદી એમ એ.

# પ્રાચીન કાવ્યમંજરી

## શ્રી હેમચંદ્રાચાર્ય

(વિ. સં. ૧૧૪૪–૧૨૨૮)

[પ્રાકૃત બોલીઓના પાણિનિ–શ્રીમદ્ હેમચન્દ્રાચાર્ય, ગુર્જર અપભ્રંશ કિંવા પ્રાચીન ગુજરાતીના આદિ સીમાસ્તંભ સમાન છે. ગુર્જર અપભ્રંશ તો તેમના સમય કરતાંય ઘણું પ્રાચીન છે. પણ તેમના સમયથી આપણને ગુર્જર અપભ્રંશના ઉત્કૃષ્ટ પ્રકારના સાહિત્યિક નમૂનાઓ પ્રાપ્ત થાય છે. એટલે પ્રાચીન ગુજરાતી સાહિત્યનો પ્રારંભ લગભગ તેમના સમયથી (ઇસ્વી સનના દસમા અગિયારમા શતકથી) માનવામા આવે છે.

તેમના સુપ્રસિદ્ધ વ્યાકરણ–ગ્રંથ 'સિદ્ધહેમ' ના પ્રાકૃત વિભાગમાં તેમણે ઉદાહરણ તરીકે આપેલાં અનેક સુભાષિત તે સમયની ભાષાનું સ્વરૂપ તથા સાહિત્યરુચિ પ્રગટ કરે છે. તેમાથી કેટલાંક સુભાષિત અહીં રજૂ કરેલાં છે. આ બધાં જ સુભાષિતો આચાર્ય શ્રી હેમચન્દ્રે રચેલાં છે, એમ કહેવાનો આશય નથી. ઘણાંખરાં સુભાષિતો તેમણે તત્કાલીન ઉપલબ્ધ શિષ્ટ સાહિત્ય તથા લોકસાહિત્યમાથી પસંદ કર્યાનું અનુમાન સ્વાભાવિક રીતે જ થઈ શકે. લોકવાણીની ત્રેવડ, મીઠાશ તથા તેનું મર્મવેધક સામર્થ્ય પ્રગટ કરતા આ દુહા આપણું કિંમતી સાહિત્યધન છે.]

### સુભાષિત

હિઅઇ ખુડુક્કઇ ગોરડી, ગયણિ ધુડુક્કઇ મેહુ;
વાસા–રત્તિ પવાસુઅહં વિસમા સંકડુ એહુ. ૧

વાયસુ ઉડ્ડાવન્તિઅએ પિઉ દિટ્ઠઉ સહસત્તિ;
અદ્ધા વલયા મહિહિ ગય, અદ્ધા ફુટ્ટ તડત્તિ. ૨

જિવં જિવં વંકિમ લોઅણહં ણિરુ સામલિ સિક્ખેઇ;
તિવં તિવં વમ્મહુ નિઅય–સરુ ખર–પત્થરિ તિક્ખેઇ. ૩

ભલ્લા હુઆ જુ મારિઆ બહિણિ મારા કન્તુ;
લજ્જેજ્જં તુ વયંસિઅહુ જઇ ભગ્ગા ઘરુ એન્તુ. ૪

મહુ કન્તહો બે દોસડા, હેલ્લિ મ ઝંખહિ આલુ;
દેન્તહો હઉં પર ઉવ્વરિઅ જુજ્ઝન્તહો કરવાલુ. ૫

ભગ્ગઉં દેક્ખિવિ નિઅય બલુ બલુ પસરિઉં પરસ્સુ;
ઉમ્મિલ્લઈ સસિરેહ જિવં કરિ કરવાલુ પિયસ્સુ.

પુત્તેં જાએં કવણુ ગુણુ અવગુણુ કવણુ મુએણ?
જા બપ્પીકી ભુંહડી ચમ્પિજ્જઈ અવરેણ.

તં તેત્તિઉ જલુ સાયરહો, સો તેવડુ વિત્થારુ;
તિસહે નિવારણુ પલુવિ નવિ પર ધુઘ્ઘુઅઈ અસારુ.

તિલહં તિલત્તણુ તાઉં પર જાઉં ન નેહ ગલન્તિ;
નેહિ પણટ્ઠઇ તેજ્જિ તિલ તિલ ફિટ્ટવિ ખલ હોન્તિ.

( મુક્ત છાયા ) :— [ઢોલે ખટકે ગોરડી, ગગને ગરજત મેહ;
વર્ષારાત પ્રવાસીને વસમું સંકટ એહ.]

[વાયસ ઉડાવન્તીએ પિયુ દીઠો સહસાથ;
અર્ધાં વલયો મહિ ગયાં, તટ દઈ ફૂટયાં અર્ધ.]

[જ્યમ જ્યમ લોચન-બંકિમા, શ્યામા શીખતી જાય;
ત્યમ ત્યમ મન્મથ નિજ શરો, ઘસે પથ્થરે તીક્ષ્ણ.]

[ભલું થયું જે એનાં, મરાયા મારા કંથ;
સખીમાં લજ્જિત હું થતે, જો ભાગી આવત ઘેર.]

[મારા કંથમાં છે બે દોષો, સખિ મ કહેતી ખોટું.
દેતાં એક મને રાખે છે, ઝૂઝતાં તલવાર.]

( દાનમાં પ્રિયતમા સિવાય બધું અને યુદ્ધમાં તલવાર સિવાય બધું જ આપી દે છે

[આવતું જોઈ સૈન્ય નિજ, જોઈ પ્રસરત અરિદલ,
ઉન્માચિત શશી-રેખ શી ઝળકે પ્રિય તલવાર.]

[પુત્ર-જન્મથી ગુણ કયો? અવગુણ શો મરતે?
જો બાપીકી ભોમકા, અવર વડે ચંપાય?]

[તેટલું જલ છે સાગરે, તેવો મહાવિસ્તાર,
તૃષા નિવારે જરા ન પણ, ઘૂઘવે વ્યર્થ-અસાર.]

[તલનું તલપણું ત્યાં લગી, જીવે ન જ્યાં લગ નેહ,
સ્નેહ નષ્ટ થયે તે જ તલ, તલ મટી 'ખલ' કહેવાય.]

# अब्दुर रहमान

( તેરમા સૈકાનો પૂર્વાર્ધ ).

[ 'સંદેશરાસક' ( સંદેશકરાસ ) નામક દૂતકાવ્યનો કર્તા અબ્દુર રહમાન એક મુસ્લિમ કવિ તરીકે, પ્રાચીન કવિતાના ક્ષેત્રમાં અનોખી ભાત પાડે છે. મીરહુસેનનો એ પુત્ર અબ્દુર્ રહમાન પ્રાકૃત કાવ્યોમાં નિપુણ હતો. ભરૂચ પાસેના ચૈમૂર શહેરમાં પશ્ચિમ દેશમાંથી મુસ્લિમ વસાહતીઓ આવીને વસેલા. તેઓએ અહીંની સ્ત્રીઓ સાથે લગ્ન પણ કર્યાં હતાં. તે લોકો પૈકી કોઈ મીરહુસેનનો પુત્ર આ કવિ હશે, એમ અનુમાન થાય છે.

'સંદેશરાસક'ની ભાષા ઉપરથી પં. જિનવિજયજી તેને બારમા સૈકાના ઉત્તરાર્ધમાં અથવા તેરમા સૈકાના પૂર્વાર્ધમાં મૂકે છે. હેમયુગીન ગુર્જર અપભ્રંશ ભાષામાં આ કાવ્ય લખાયું છે. અપભ્રંશની અંતિમ સ્થિતિમાં જે જીવંત પ્રાંતિક ભાષાઓનો તેમાંથી વિકાસ થયો તે ભાષામાં અબ્દુર રહેમાને પોતાની રચના કરી છે. પ્રાચીન યુગમાં આવી કવિતા બહુ વિરલ છે. વળી તે એક મુસ્લિમ કવિને હાથે મળે છે તે ગર્વ લેવા જેવું છે.

વિજયનગરમાં રહેતી વિરહિણી નાયિકા પોતાના ખંભાતમાં રહેતા પતિને એક પથિક સાથે સંદેશો મોકલે છે તે આ કાવ્યનું વસ્તુ છે. કાવ્યમાં ખંભાતનું વર્ણન મળે છે તે ઉપરથી કવિ કદાચ ખંભાતના વતની હોય એવું અનુમાન પણ થઈ શકે. ખંભાતમાં એ જમાનામાં મુસ્લિમોની સારી વસતી પણ હતી.

પથિક સાથે પોતાના પ્રિયતમને સંદેશો મોકલતી વિરહિણીની વેદનાનો ચિતાર આપતી કેટલીક મનોરમ કંડિકાઓ અત્રે રજૂ કરી છે.]

## સંદેશ

એય વયણુ[1] આયન્નવિ સિંધુબ્ભવવયણિ,
સસિવિ સાસુ દીહુન્હઉ સલિલુબ્ભવનયણિ;

તોડિ કરંગુલિ કરુણ સગગ્ગિર ગિરપસરુ,
જાલંધરિવ સમીરિ ધુંધ, થરહરિય, ચિરુ.

રૂઈવિ ખણદ્ધુ કુસવિ નયણુ પુણુ વજ્જરિઉ,
ખંભાઇત્તિહિ ણામિ પહિય તણુ જજ્જરિઉ;
તહઁ મહ અચ્છઈ ણાહુ વિરહઉલ્હાય વયરુ,
અહિય કાલુ ગમ્મિયઉ ણુ આયઉ ણિદ્દયરુ.
પડ મોડવિ નિમિ સિદ્ધુ પહિય જઈ દય કરહિ,
કહઉઁ કિંપિ સંદેસઉ પિય કિં +તુચ્છક્ખરહિ;
પહિઉ ભણઈ કણયંગિ કહહ કિં રત્તયણિ ?
[2]કિં, ઝિજ્ઝહિ દિણુ રયણિ ઉવિણ્ણિણયં મિયનયણિ ?
જસુ ણિગ્ગામિ રેણુક્કરડિ કઈઅ ન વિરહદવેણ,
કિમ દિજ્જઈ સંદેસડઉ તસુ ણિઠ્ઠુરઈ મણેણ ?
પાણી તણઈ વિઓઈ કાદમિ હી ફાટઈ હિયઉ,
જઈ ઈમ માણસુ હોઈ નેહુ ત સાચઉ જાણિયઈ.
જસુ પવસંત ણુ પવસિયા મુઈઅ વિયોઇણિ જાસુ,
લજ્જિજ્જઇ સંદેસડઉ દિંતી પહિય પિયાસુ.

લજ્જવિ પંથિય જઈ રહઉઁ હિયઉ ન ધરણુ જાઈ,
ગાહ [3]પઢિજ્જમિ ઈક્ક પિય કર લેવિણુ મન્નાઈ.

તુહ વિરહ પહરસંચૂરિઆઇઁ વિહડંતિ જં ન [4]અંગાઈઁ,
તં અજ્જ-કલ્લ-સંઘડણ-ઓસહે (આસહે?) ણાહ તગ્ગંતિ

ઊસાસડઉ ન મિલ્હિવઉઁ લજ્જણુ અંગ ભએણ,
જિમ હઉઁ મુક્કી ખલ્લઈ, તિમ મો મુક્ક જમેણ.

(મૂળ ભાષા):— એવ [illegible] સાંભરે, [illegible]
[illegible]
[illegible]
[illegible]

૧. પાઠાંતર ([illegible]) ૨. પાઠાંતર ([illegible])
૩. પાઠાંતર (પઢિજ્જઉ) ૪. પાઠાંતર (અંગાઈં) ૫ પાઠાંતર ([illegible])

રોઈ ક્ષણાર્ધ નેત્રો લૂછી પુન વદે છે વેણ
'સ્તંભતીર્થ નામે થયો જર્જર દેહ પથિક !
તિહાં વિરહશોક પતિ, મારો વસતો વાસ,
અધિક કાળ વીતી ગયો, નહિ આવ્યો નિર્દય. ૨

પગ વાળી જોજે પથિક ! દયા કરી ક્ષણાર્ધ,
તો હું કૈં સંદેશડે પ્રિયને અક્ષર અલ્પ."
પથિક ભણે "કનકાંગિ હે, કહે રુદનથી શુંય ?
ક્ષીણ થાયે દિન રાત કાં, મૃગનયણિ ઉદ્વિગ ?" ૩

"જેણે પ્રિય જાતાં (મને) વિરહદવે ન કરી ખાક,
તે નિષ્ઠુર મનથી (હવે) સંદેશો કયમ દેઉં ? ૪

પામી તેણે વિયોગ, ફાટ્યું નહિ હૈયું,
જો અન માણસ હોય, નેહ તો સાચો જાણિયે ૫

જેના પ્રવાસે ન પ્રવસી મુઈ જેને ન વિયોગ,
તે પ્રિયને સંદેશડો, દેતાં લાજું પથિક ![1] ૬

જો લાજે પથિ ! રહું ઉંચું ન વરિયું જાય,
ગાયા પિયુને એક દુ દે કર પકડી મનાય. ૭

તુજ વિરહ-પ્રહારથી ચૂર્ણિત થયું ન અંગ,
આજકાલ મળવા તણી આશે, નાથ ! ટકેલ. ૮

ઉચ્છ્વાસે ય ન મેલતી, ભય કે દાઝે અંગ,
મન મૂકી જ્યમ વલ્લભે પમે મૂકયો તે (શ્વાસ) ૯

---

[1] આચાર્ય શ્રી હેમચન્દ્રે પોતાના વ્યાકરણમાં ઉદાહરણ તરીકે આપેલો આજ અર્થનો દૂહો છૂટો કરી સાથે સરખાવો :

"જઇ પવસન્તેં સહુ ન ગય ન મુઅ વિઓએં તસ્સુ.
લજ્જિજ્જઇ સંદેસડા દિન્તેહિં સુહય જણસ્સુ."

# असाइत नायक

( सं १४१७ नी आसपास हयात )

[અસાઈત સિદ્ધપુરના ઔદીચ્ય બ્રાહ્મણ હતા. તેમના પિતાનું નામ રાજારામ ઠાકર હતું. અસાઈત એ જમાનામાં કવિ, વક્તા અને ગાયક તરીકે પ્રખ્યાત હતા. ઊંઝાના હેમાળા નામના પાટીદારની ખૂબસૂરત કન્યા ગંગાને મુસ્લિમ સરદારના હાથમાંથી છોડાવવા માટે અસાઈતને ગંગા પોતાની પુત્રી છે એમ સરદાર આગળ કહેવું પડયું. સરદારને શંકા પડતાં તેણે અસાઈતને ગંગા સાથે ભોજન કરવા જણાવ્યું. અસાઈતે ઉદારતાથી તે પાટીદાર કન્યા સાથે ભોજન કર્યું અને ગંગાને છોડાવી. પણ અસાઈતના આ કૃત્યથી તેને વટલેલો માની સિદ્ધપુરની બ્રાહ્મણજ્ઞાતિએ તેનો બહિષ્કાર કર્યો. આથી કંટાળેલો અસાઈત પોતાના ત્રણ પુત્રો સાથે ઊંઝામાં આવી રહેવા લાગ્યો. ત્યાં પાટીદારોએ તેમને વંશપરંપરાના અમુક હક્કો લખી આપ્યા. અસાઈતના ત્રણ પુત્રો 'ત્રણઘર' (તરગાળા) કહેવાયા. અસાઈતે "હંસાઉલી" કાવ્ય લખ્યું છે. તે ઉપરાંત તેણે "ભવાઈના વેષ" લખ્યા છે. તેના વંશને ભોજકો અને તરગાળાઓએ ભવાઈના વેષોનો–તળપદી રંગભૂમિનો જૂની ઢબે સારો વિકાસ સાધ્યો છે.

## ખાટ–ખટુકાંના દોહા

પરદેશ થકી પિયુ આવિયા, અસ્ત્રી હરખ ન માય;
સજી સોળ શણગારને, પિયુશું મળવા જાય.
કરે આરતી પિયુ તણી, બેઠી પિયુની પાસ;
પાનબીડાં લે પ્રેમશું, ઉરમાં અતિ ભરી હાસ.
વાત કરે હસે અંતની, અંગમાં નેહ જાગે,
આળસ વિષ જે અંગમાં, વેરી થૈ લાગે.
માનની થઈ મન ભંગતા, સખી સબ હસે ઝરૂખે;
અસાઈત સુખ ઓચરે, તીણે ખાટના ખટુકે.

## મેડના દુહા

વદેશ પિયુ વણ એકલી બેઠી મેહેલની માંય;
તડતડ ફાટે કંચુઓ, તીનો નેહ ગાંઠ્યો નવ જાય.

મેહેલ તો મહા વન સરીખો, ખાલ ખટકો થાય;
આળસ મોડે ને ઈસિ ગ્રહે, કઠણ ભીડી સાય.
મેહુણી ગ્રેહે આગવી, તે રજની દોહેલી ધાય;
સખી સમજાવી મોકલી, તું રસિયો લેવા જાય.
પાંચ બીડાં પાનનાં, તું દેજે રસિયા હાથ;
મેહલે બોલાવે માનની, પૂછે અનોપમ વાત.
સખી ચાલી ચૌટે, કઠે ફૂલનો હાર;
પાંચેટ ઉપર પાંચ વધ્યા, તે સજી ઊભો બજાર.
સખીએ જાય બીડાં દીધાં, ચાલો હમારે સાથ;
સયંગ હમો તો શોભશો, રંગ રસીલી રાત.
ચડવડ ચાલો ઉતાવળા, ચંદ ઢળકી જાય;
સો સીડી પગથીએ ચડી, આવ્યા મેહેલ માંય.
ધડકે છાતી માસ બહુ, નાક ધમેણની ધાર;
ત્રુટા લમણા નેણ ગળ્યાં, કહો કેમ ઉપજે પ્યાર ?
સામું જોઈને શીર ધૂણ્યું, દાસી થઈ અજાણ;
નવ તેરા દશ આગલા, સો યોગ્ય નહિ સુજાણ.
એ રમિયો પથર સરીખો, હું પટકું છાતી માંય ?
મારી આગ ગરમ ધમે, તે ઈણે કેમ સમાય ?
સખી સાથ પોચાબિયો, મારૂં એક ન સુધર્યું કાજ;
મન મારીને થર કર્યું, મારી હરિએ રાખી લાજ.
પરણ્યો પરમેશર જાણિયો, નારીએ ગૃહ્યો આપ;
અસાઈત મુખ ઓચરે, બીજા બંધવ કે બાપ.

—(ભવાઈસંગ્રહ)

# श्रीधर व्यास

(स १४५१ आसपास हयात)

[પ્રાચીન ગુજરાતી કવિતામાં કવિ શ્રીધર વ્યાસરચિત "રણમલ્લ છંદ" ખાસ ધ્યાનપાત્ર બને છે. તળ ગુજરાતના કવિએ 'અવહટ્ટ' ભાષામાં રચેલું જૂનામાંજૂનું કાવ્ય એ જ છે. અવહટ્ટ એ વીરરસોચિત ભાષા છે. તેમાં વ્યંજનોને શબ્દના મધ્યમાં બેવડાવી વિશિષ્ટ નાદ પ્રગટ કરવામાં આવે છે. આ શૈલી ભાટચારણોની શૈલીને મળતી છે.

શ્રીધરે આ કાવ્યમાં ઈડરના રાવ રણમલ્લની પાટણના મુસલમાન લશ્કર સાથેની લડાઈનું સરસ વર્ણન કરેલું છે, તેથી તે ઈડરનો વતની અને રાવ રણમલ્લનો આશ્રિત હશે એમ અનુમાન કરી શકાય. તે સંસ્કૃતનો જ્ઞાતા હતો અને પોતાના કાવ્યમાં અરબી, ફારસી શબ્દો પણ તેણે છૂટથી વાપરેલા છે. તેણે ભાગવત દશમસ્કંધ તથા સપ્તશતીની રચના પણ કરેલી છે. વીરરસને પોષક એવું આ ઐતિહાસિક કાવ્ય સં. ૧૪૫૪ (ઈ. સ. ૧૩૯૮)ની આસપાસ તૈમુરલંગની ચઢાઈ પછી રચાયેલું છે. કારણ આ કાવ્યની પ્રારંભની એક આર્યામાં કવિએ તૈમુરલંગનો ઉલ્લેખ કરેલો છે. કાવ્યશાસ્ત્રના ધોરણે 'કવિ' કહી શકીએ તેવી લપકાન ગુજરાતના ઘણા ઓછા કવિઓમાં છે. તેવી વિરલ યોગ્યતાને પાત્ર શ્રીધર વ્યાસ છે એમ કહી શકાય.]

## રણમલ્લની વીરહાક

ચંચલિ ચડી ચિહૂ દિશિ ચમ્પઈ, થરથર થાણુંદાર ઉરિ કમ્પઈ.
કમધજ કરિ ધરિ લોહ લહક્કઈ, ખિજ્જર ખુમ્ભ અખુમ્ભહ ભક્કઈ.

નિશિ જમ્માઈય નયર ઉપ્પકઈ, ધૂ ખલિ ધૂંમ પડઈ ધૂલક્કઈ;
મહિ પુક્કાર પડઈ પટ્ટણતલિ, 'રે રણમલ્લધાડિ!' જવ સમ્ભલિ.

ગુહડાસિયા, મીર રહમાણી, દામ હરામ કરઈ સુરતાણી;
માલ હલાલ ખાનખિજ્મતી તુ રણમલ્લ ઈડર નહ ખિની-

ઈક રમણુલ રાય સુણિ આલમી રહિઉ હઈ હૈરાણુ ખુદાલમ;-
હેલાં લાખ બન્દ ખુલ્લાવિ, લખિ ફુરમાણુ ખાન ચલ્લાવિ.-

## સુલતાનની ઈડરગઢ ઉપર ચઢાઈ

( સારસી )

ફૂંગરાઈ ફૂં ફૂં ફાર ફારક ફોજ ફરિ ફુરમાણિયા.
હુંકાર કરકડિ, કરઈ શરઝડિ કરવિ કરિ કમ્માણિયાં.
ફુક્કારિ મીર મલિક્ક મુફ્ફરદ મૂછ મરડી મચ્છરઈ.
સંચરઈ શકસુરતાણુ સાહણુ સાહસી સવિ સઙ્ગરઈ.

( દુહુ )

સાહસ વસિ સુરતાણુદલ સમુહરિ જિમ ચમકન્ત,
તિમ રણમલ રોમ વસિ મૂછ સિહરિ ફરકન્ત.

( સારસી )

ફુગ્ફુરહિ લમ્બ અલમ્બ અમ્બારિ નેજનિકર નિરંતર.
ભરભગ્ગહિ ભેરિ ભયદ્દૂક ભૂંકર ભરલિ ભૂરિ ભયંકર.
દડદડી દડદડકારિ દડવડ દેસિ દિસિ દિસિ દડવડઈ.
સંચરઈ શકસુરતાણુ સાહણુ સાહસી સવિ સઙ્ગરઈ.

( દુહુ )

સાહસ વસિ સુરતાણુદલ સમુહરિ જિમ ચમકન્ત,-
તિમતિમ ઈડરસિહર વરિ ઢોલ ગહિર ઢમકન્ત.

( સારસી )

ઢમઢમઈ ઢમઢમકાર ઢક્કર ઢોલ ઢોલી જડિમયા,
સુર કરહિ રણુસરણાઈ સમુહરિ સરમ રમિ સમરઙ્ગિયા.-

ઢલકલહિ કાહલ ઢોડિ, ફલગવિ ફુમલ કાયર થરથરઈ
મચરઈ શકસુરતાણ સાહણુ સાહમી સવિ સરંગરઈ

(દુહા)

જિમ જિમ લસકર ઉમરઈ કરી નિ ખુમ્મુદુકાર,
તિમતિમ ગણુમત રોમ ભરિ તોલઈ તરલ તુખાર

(સારતી)

તુરૂખાર તાર તતાર તેજી તરલ તિક્ખ તુરંગમા,
પક્ખરિય પડખર, પવનપંખી પસરિ પમરિ નિરૂપ્પમા
અનવાર અ સુરઅસ અસ લીઈ અસપતિ અસુહડ ઈડરઈ
મચરઈ શકસુરતાણુ સાહણુ સાહસી સવિ સહગરઈ.

# जयशेखर सूरि

## ( पंदरमुं शतक )

[ પોતાને 'વાણીદત્તવર' તરીકે ઓળખાવનાર કવિ જયશેખર પંદરમા શતકના ઉત્તરાર્ધમાં થઈ ગયા છે. પોતાના સંસ્કૃત કાવ્ય "પ્રબોધ ચિન્તામણિ"ની રૂપરેખામાં થોડો ફેરફાર કરી તેમાં નવી ઝલક પૂરી, ગુજરાતી શ્રોતાઓ માટે તેમણે એ જ નામથી માતૃભાષામાં કવિતાની રચના કરી છે. એ કૃતિ 'પ્રબોધ ચિન્તામણિ' એ નામ ઉપરાંત 'ત્રિભુવનદીપક પ્રબન્ધ' એવા નામે પણ ઓળખાય છે.

જગતસમ્રાટ પરમહંસ પોતાના શત્રુ મોહ ઉપર કેવી રીતે વિજય પામે છે તે કથા કવિ પ્રેમાનંદના વિવેક વણજારાના રૂપકની ઢબે આ કૃતિમાં કહેવાઈ છે. વાણિજ્યમૂલક રૂપકગ્રંથીવાળું આ પહેલું ગુજરાતી કાવ્ય ગણાય. બંધની સરળતા, વાણીનો પ્રસાદ અને કવિતાની ધમક કવિને પ્રથમ પંક્તિનો સાહિત્યકાર ઠરાવે છે.]

### મોહ-પરાજય

#### ( ચઉપઈ )

જલધર વૂઠઈ જલણુ[1] ન રહઈ, ગરુડવાઈ[2] ગરડસ કિમ રહઈ?
રવિઉગ્ગમિ અન્ધારઉં ટલઈ, સાહસધણી ન સાઇણિ છલઈ.
કેસરીસદ્દિ ગઈન્દ[3] પલાઈ, ઘટ જિમ નાંઠઈ[4] ઘણનઈ ઘાય;
હિમ પડતઈ જિમ દાઝઈ આક,[5] મઝ આગલિ તઊં કવણુ વરાક?[6]
ઈમ બોલી ઊઠ્યા તે વીર, હાકઈ, તાકઈ તોમર તીર;
જડઈ, ભિડઈ, ભેડવઈ અભંગ, ધાઈ, ધસઇ તિં, ધૂણઈ અંગ.
[7]વેઢિઈ તેડઈ, તાડઈ તેઉ, ઝડપઈ, ચૂણઇ, ચૂઝઈ બેઉ;
હસઈ, ઘસઈ, રોસિઇ, કિલકિલઇ, બોલઈ બાખઈ; ભિડઈ છલછલઈ.
જે હથિયાર મોહ પાઠવઈ, રાઉ વિવેક સુ સવિ જાલવઈ.[8]
બ્રહ્માયુધિ વલતઉ આહણિઉ[9] મોહ નરિન્દ્ર વિવેકઈ હણિઉ.
વાજઈ દુન્દુહિ ગયણિ[10] ગભીર, પંચવણું લહલહકઈ ચીર;
જય જય નન્દા સુર ઉચ્ચરઈ, કુસુમવૃષ્ટિ મિસિ ઓલગ કરઈ.
નિવૃત્તિ તણી હિવ પૂગી રુલી, તિણિ તેડી સવિ અબલા મિલી;
સવિહુનઈ મનિ[11] વાધી આસ, રણભૂઈ[12] માંડિઉ રંગઈ રાસ.

---

૧. આગ. ૨. ગરુડ હોય ત્યાં ગરડસ (સાપનું વિષ) કેમ રહે? ૩. હાથી. ૪. નાસી જાય. ૫. આકડો. ૬. બિચારો. ૭. વીંધે ૮. જાળવી શકે. ૯. આવ્યું. ૧૦. ગગનમાં. ૧૧. મનમાં. ૧૨. રણભૂમિ.

# वसंतविलासकार

(पदरमु शतक)

[અજ્ઞાત કવિનું રચેલું 'વસંતવિલાસ' કાવ્ય મધ્યકાલીન સાહિત્યનાં મનોહર આભરણ સમું છે આ અજ્ઞાત કવિ કોઇ દેવ કે દેવાંગીને નામે વસંત વૈભવ કે વિલાસ ગાતો નથી પણ વસંતઋતુમાં સ્મરને વશવર્તી બનેલા પતિપત્નીની પ્રકૃતિલીલા તે પોતાના ગાનમાં મુક્ત મને ગાય છે કેટલાક વિદ્વાનો 'ફાગુ' નામના એક બીજા કાવ્યના કર્તા નતર્ષિને 'વસંતવિલાસ'ના પણ કર્તા માને છે પરંતુ નતર્ષિ એ વિશેષનામ નહિ પણ વિશેષણ છે, એમ શ્રી સાંડેસરા સ્પષ્ટ કરે છે*]

## વિરહિણીની વસંત

ચાંપુલા તરૂઅરની કલી, નીકલી સોવન વાનિ,
મારમારગિદીવડ દીપક કલીય સમાન ૧

બાઘઈ કાસુ કિ કરડસુ તરકસુ તરકસુ પાડલફૂલ,
માહિ રચ્યા કિરિ કેસર તે સરનિકર અમૂલ ૨

આંબુલઈ માજરિ લાગીય જાગીય મધુકરમાલ,
મૂકઈ મારુ કિ વિરહીય હીઅઈ સ ધૂમવિશાલ ૩

કેસૂયકલી અતિ વાંકુડી આંકુડી મયણચી જાણિ,
વિરહિણીના ઇણિ કાલિજ કાલિજ કાઢએ તાણિ. ૪

વીર સુભટ કુસુમાયુધ આયુધ શાલ અશોક,
કિશલ જિસ્યા અગ્નિ ઝબકઈ ઝબકઇ વિરહિણીલોક. ૫

પથિક ભયંકર કેતુ કિ કેતુકિદલ સુકુમાર,
અવર તિ વિરહવિદારણ દારુણ કરવતધાર ૬

ઇમ દેખીય વન સંપઈ કંપઈ વિરહિણી સાથુ,
આંસુએ નયણ નિશાભર [illegible], માનઈ જિમજિમ નાથુ ૭

---

* પ્રાચીન ફાગુ-સંગ્રહ પ્રાસ્તાવિક પૃ ૪૨

[દોહા] ચંપક તરૂવરની કળી, નીકળી સુવર્ણ વાન,
મન્મથમાર્ગ-ઉદ્દીપક દીપક કળી સમાન ૧

કામે બાંધ્યા ખડ્ગ શું, તરમ્સ પાડલનું ફૂલ,
માટી રચ્યા બે કરક, ભાથે શર છે અમૂલ. ૨

આંબે મંજરી લાગી છે, જાગી મધુકરરાવ,
કામ વિરહી ઉરથી મૂકે જાણે ભૂર વરાળ ૩

કેસૂડલી અતિ વાંકી, આંકડી મદનની જાણ,
વિરહિણીનું આ કાળે તાણી કાળજું માંહે. ૪

વીર સુભટ કુસુમાયુધ, આયુધ શાન અશોક,
કિસલય ચમકે અસિ સમા, ચમકે વિરહિણી લોક ૫

પથિક ભયંકર કેતુ શું? કેતકિ સુકુમાર
અનર તે વિરહી વિદારણ, દારૂણ કરવતધાર. ૬

એમ દેખી વનસંપત્તિ કંપે વિરહિણી સાથ,
આંસુડે નયન રાતે ભર, સાંભળે ત્યમ ત્યમ નાથ ૭

# पद्मनाभ

( स १५१२ मा हयात )

[ પદ્મનાભ મૂળ વીસનગરના નાગર પણ પછીથી મારવાડના જાલોરમાં જઈ વસેલા. તેમની કૃતિ " કાન્હડદે પ્રબંધ " તત્કાલીન ઇતિહાસ, રીતરિવાજો વગેરે ઉપર સારો પ્રકાશ પાડે છે. "કાન્હડદે પ્રબંધ"ના નાયકના કોઈ વંશજ ચૌહાણ અખેરાજના આશ્રિત તરીકે જાલોરમાં રહીને તેમણે સં ૧૫૧૨માં આ કાવ્ય રચેલુ છે. આ સિવાય તેમની બીજી કોઈ કૃતિ મળી નથી

'રણમલ્લ છંદ' પછી આ બીજું વીરરસોચિત ઐતિહાસિક કાવ્ય આપણને મળે છે એનાં નગરવર્ણન, લશ્કરની સજાવટ અને કૂચનાં વર્ણન રોચક લાગે છે. કાન્હડદેના મુસ્લિમ સેના સાથેના યુદ્ધનો પ્રસંગ અહીં રજૂ કરેલો છે ]

## કાન્હડદેનું યુદ્ધ

પડી [1]સેલ ભુંભારવ વરત્યુ, હીદૂ કીધી હાક;
ઊડી ઊંઘ નઈ એક દિસિ સુહુડયા કાને પડિયા ઢાક[2].
[3]ગમે ગમે દીસઈ અજૂયાલાં,[4] મ્લેચ્છે છાંડી છાક;
આપોપરિ અસમુર્ઝાયા ઉઠઈ, કટકિ પડીઉ ખલકાક.
ઊચે હાથિ ધાહિ[5] પોકારઈ, બોલાવઈ કિરતાર;
આણીવાર કિમ્હઈ [6]ઉવેલઈ, કરઈ અમારી સાર.
જિરહજીણ વિલરાઈ અવલાં આંગા મીગિણી બાણ;
ઉતાવલાં ઘલાઈ અવલા, તેજી પૂડી પલ્હાણ.
દીધી [7]પખરિ પાન[8], આગળિ જઈ, એ ડુવઉ કહઈ [9]પવાસ;
ફિરી વીટિ દલિ હીંદૂ આવ્યા, લસકરિ પડીઉ ત્રાસ.
અલૂણાનિ હાથી પાખરાવ્યા [10]પલ્હાણાવ્યા તોખાર[11];
હલ હલ કરી ભર્યાં અજૂયાલાં સાંચરિયા અસવાર.

---

૧. ભભારૂ. ૨. ધાક. ૩. બેઉ બાજુ ૪ અજવાળાં. ૫. ત્રાસ. ૬ ઉગારે. ૭. ખબર. ૮. પાન. ૯. ખરાસ. ૧૦. પલાણાવ્યા ૧૧. તોખાર=ઘોડા

આપ પિરાયા[૧૨] નિગતિ ન લાભઈ, દહુ દિસિ હીંદૂ આવઈ;
બઈઠી મૂઠિ મ્લેચ્છ મારંતાં, ખાંડાના[૧૩] ઘા ફાવઈ.

તીન્હા[૧૪] તુરી ઉડવઈ રાઉત, ભલા વાવરઈ ભાલા;
ચાઝિમ રાતી મ્લેચ્છ મારંતાં દહ દિસિ હીંડઈ ભૂલા.

સંપરાણા સીંગિણિ ગુણ ગાજઈ, તીન્હા તીર વિછૂટઈ;
જરહજીણ આંગા વીધીનઈ[૧૫] અંગિ સૂંસરા ફૂટઈ.

અંગો અંગિ પટે અણીયાલે પ્રાણઈ પાખર[૧૬] ફોડઈ;
ખાંડા તણે ઘાઈ સપરાણે[૧૭], સાંધિઈ સંધિ[૧૮] વિછોડઈ.

રણિ રાઉત વાવરઉ કટા[૧૯], લોહ કટાંકડિ ઉડઈ;
તુરક તણા પાખરિયા તેજી, તે તરૂઆરે[૨૦] ગૂડઈ[૨૧].

માલ[૨૨] તણી પરિ[૨૩] બાથે આવઈ, પ્રાણઈ વિલગઇ ગૂંટઇ;
ગુદડા પાટૂ દોટ વજાવઇ, ભિડઇ પ્રહારે ખોટઇ.

[૨૪]ઊપરિથા પૂંતાર વિછૂટઇ, ભૂતલિ ભાજઇ પાઉ;
પાઠી સૂંઢિ ઢાલીઇ ઢાંચા, ધરણી વલઈ નીહાઉ.

ભાજઇ કંધ પડઇ [૨૫]રિણમાથાં, ધગડ[૨૬] તણાં ધડ ધાઇ;
માંહે માંહિ મારેવા લાગા, વિગતિ કિસી ન લહાઇ.

હીંદૂએ મારીથલ કીધઉ, પગ મેલ્હણઉ ન જાઈ;
લોહી તણા પ્રવાહ ઉલટિયા, દીસઈ વિહાણામાંહિ.

દોર સિરાચા ફેરી પાડઇ, ડહિલી તણા બંધાણ;
વાઢી ચંબ[૨૭] જૂજૂઆ કીધા, નઈ છોડાવ્યાં બાન.

ઘોડા હાથી ઊંટ પોઠિયા, સવિ ઉદાલી લીધા;
સાદલ [૨૮]સીહ મલિક જિ મોટા, બંદિ જીવતા કીધા.

૧૨. પગાયા. ૧૩. ખાંડાના (તરવારના) ૧૪. તેઓ. ૧૫. વીંધીને. ૧૬. પાખર ૧૭. બળપૂર્વક. ૧૮. સાંધેસાંધા. ૧૯. કટારી. ૨૦. તરવાર વડે. ૨૧. કાપી નાંખે. ૨૨. મલ્લ. ૨૩. પેઠે. ૨૪. મહાવત હાથી પરથી ભોંય પડે છે. ૨૫. રણક્ષેત્રમાં. ૨૬. બહાદુર. ૨૭. ચર્મ. ૨૮. સિંહ

અલૂખાન[૨૯] એકવઉ નાઠઉ, [૩૦]જે હૂંતઉ સપરાણઉ;
સાદી મલિક ઊંખરઉ મોટઉ, તે રિણિપેત્રિ મરાણઉ.

× ×

નવઈ લાષ ખાન મૂકાવ્યા, વર્ત્યઉ જઇજઇકાર;
ધન્યધન્ય રાઉલ[૩૧] કાન્હડદે, કૃષ્ણ તણઉ અવતાર.

### કાન્હડદેનું વધામણું

(૫૯) રાગ ધન્યાસી, ધુલ.

માંડવિ મિલિય સુહામણી, સષી[૩૨] ઉઢણિ નવરંગ ઘાટડી.
જીતઉં મહીય વધામણું એ.

હિયડઇ[૩૩] હર્ષ અપાર કિ, સષી બોલાઈ માલદે વીર કિ.
જીતઉં મહીય વધામણું એ. (આચલી)

હાર નિગોદર બહિરષા[૩૪], સષી નેઉર[૩૫] રણઝણકાર કિ.
જીતઉં૦.

[૩૬]થાટ કરુ કરિ કનકમઈ, સષી મોતીડે પૂરુ ચુક કિ
જીતઉ૦.

તિલક કરુ કુંકુમ તણા, સષિ તિણિ રંગી રાણી[૩૭] વધાવુ કિ.
જીતઉ૦.

અસુર દલી ઘરિ આવિઉ, સષી શકર છોડીઉ બધ કિ.
જીતઉં૦

કાન્હડદે જીવે ઘણું, સષી બોલિઈ[૩૮] માલદે વીર કિ.
જીતઉ૦.

૨૯ અનુમાન. ૩૦ જે વીર આણુનો દેખે ૩૧ રાવલ. ૩૨ સખી. ૩૩ હૈયામાં ૩૪ બેરખા. ૩૫ નેપુર ૩૬ કરમાં કનકના થાળ લઈ ૩૭ રાણી માલદે. ૩૮ ખેલે છે.

# कविरत्न भालण

( स. १४६१-१५४५ )

[ આપણી ભાષાને "ગુર્જરભાષા" એવું નામ સૌથી પ્રથમ આપનાર, આખ્યાન કાવ્યોના પિતા, નવકાદમ્બરીકાર કવિ ભાલણનો સમય સંવત ૧૪૬૧ થી ૧૫૪૫ નો નિશ્ચિત થાય છે. વ્યાસ, વાલ્મીકિ અને શ્રી હર્ષ તથા બાણની અલૌકિક પ્રતિભાનાં તેજ ઝીલવાની શક્તિ, વિદ્વતા કે રસિકતા તેની પહેલાંના કોઈ પણ કવિમાં હતી નહિ. એ શક્તિ સૌ પહેલાં ભાલણે બતાવી અને આપણા સાહિત્યને સુરમ્ય પદ્યમય કાદમ્બરીકથા મળી. તેનાં રચેલાં અનેક રસમય આખ્યાનો, દશમસ્કંધ અને રામબાલચરિતનાં પદો કવિના કવિતા–સમૂહમાં ઉત્કૃષ્ટ છે, એટલું જ નહિ પણ મધ્યકાલીન ભારતીય સાહિત્યમાં પણ મહત્ત્વ પ્રાપ્ત કરી શકે તેવાં છે.

કવિ ભાલણ ઉત્તરવયમા પુરુષોત્તમ મહારાજ નામથી ઓળખાતા હતા અને તેમના ઘરમાંથી મળી આવેલી છબી ઉપર તે નામ કોતરેલુ પણ છે. તે પાટણના વતની હતા અને ઘીવટામાં હાલ "ભાલણની ખડકી" નામે ઓળખાતા સ્થળે રહેતા હતા. તે જ્ઞાતિએ ત્રૈવિદ્ય મોઢ બ્રાહ્મણ હતા. તેમની અટક ત્રવાડી હતી. તે રામભક્ત હતા એમ તેમની કવિતામાં "ભાલણ પ્રભુ રઘુનાથ" એવી છાપ મળે છે તે ઉપરથી જાણી શકાય છે. ભાલણનો કુટુમ્બ પરિવાર મોટો હોવાનું જણાય છે. તેમના બે સુપુત્રો–ઉદ્ધવ અને વિષ્ણુદાસે પણ પિતાને પગલે ચાલી ગુર્જરભાષામાં સુઘડ કવિતા રચી છે. "હરિલીલા ષોડશકલા"ના કર્તા ભીમના કવિતાગુરુ પણ ભાલણ હોવાનું જણાય છે. ભાલણ પોતાના યુગના જૈનેતર કવિઓ માટે પ્રેરણામૂર્તિ જેવા હતા. શ્રી વિજયરાય વૈદ્યના કથન અનુસાર તેમની પ્રૌઢ આખ્યાનોની પદ્ધતિએ નાકરથી પ્રેમાનંદ સુધીના કવિઓ માટે આખ્યાન રચનાની નવી દિશા ઉઘાડી જેનો લાભ મધ્યકાલીનોમાંથી દયારામે પણ લીધો હતો–જેનો લાભ લેતા અર્વાચીનોમાંના કોઈ કોઈને પણ જોઈએ છીએ: 'વેનચરિત્ર'કાર દલપતરામને, મેઘદૂત ભાષાંતરકાર કેશવલાલ ધ્રુવને, 'ઉત્તરસુદામાચરિત્ર'કાર સુન્દરમને.

"રામબાલ ચરિત"નાં પદોમાં જે વાત્સલ્યરસ ભાલણે આલેખ્યો છે તે આપણી ભાષાનું મોંઘામૂલું ધન છે. સ્વ. રામલાલ મોદી અને સ્વ. કે. હ. ધ્રુવ કહે છે તેમ ઉત્કૃષ્ટ વત્સલરસ આલેખીને તથા કાદંબરીનો રસાત્મક પદ્યાનુવાદ સૌથી પહેલો કરીને કવિ ભાલણે ગુજરાતીઓનું મોઢું ઉજળું કર્યું છે.

અલબત્ત, ભાલણ પ્રેમાનંદની પેઠે નવે રસમાં યથેચ્છ વિહાર કરી શકતો નથી. તેની શૈલીનો સંક્ષેપ પણ તેની મર્યાદા બને છે. છતાં વાત્સલ્ય રસનું તેનું નિરૂપણ ગુજરાતી સાહિત્યમાં ચિરસ્મરણીય રહેશે.]

## શ્રી રામબાલલીલા

### પદ ૧ લું

(રાગ–થયો અસુરને ઘેર બાળરૂપ સેનારક છે. એ રાહ)

થયાં મંદિર તેજ પ્રકાશ, એ રૂપ કોણ કળે !
અવનિકારણ શ્રી અવિનાશ, મહારૂપ કોણ કળે ! ૧

કિરીટ મુકુટ શિર સાર, એ રૂપ કોણ કળે !
જાણે દિનકરનો ઝગકાર, મહારૂપ કોણ કળે ! ૨

શોભે મૃગમદતિલક લલાટ, એ રૂપ કોણ કળે !
ચુદ આઠમી સોમનો ઘાટ, મહારૂપ કોણ કળે ! ૩

ભલી ભ્રકુટી ધનુષ આકાર, એ રૂપ કોણ કળે !
શોભે અંબુજ નેત્ર વિશાળ, મહારૂપ કોણ કળે ! ૪

મકરાકૃત કુંડળ કાન, એ રૂપ કોણ કળે !
અંગે સુંદર શ્રી ભગવાન, મહારૂપ કોણ કળે ! ૫

નાસિકા શુદ્ધ શુકની ચંચ, એ રૂપ કોણ કળે !
શોભે હીરાકણી શા દંત, મહારૂપ કોણ કળે ! ૬

ઓઠે લાલ પ્રવાળી અધુર, એ રૂપ કોણ કળે !
હાસ્ય વદનમાં અમૃત પૂર, મહારૂપ કોણ કળે ! ૭

+શુદ્ધ શંખ સરીખી કોટય, એ રૂપ કોણ કળે !
જાણે અધર્મ ઉપર દોટય, મહારૂપ કોણ કળે ! 8
શોભે કંકણ અંગદ પાણ, એ રૂપ કોણ કળે !
શંખ ચક્ર ગદાંબુજ જાણ, મહારૂપ કોણ કળે ! 9
કોટે કૌસ્તુભ ઝાકઝમાલ, એ રૂપ કોણ કળે !
વળી વિજયંતી વનમાળ, મહારૂપ કોણ કળે ! 10
ભ્રગુલાંછન શોભે સાર, એ રૂપ કોણ કળે !
ઉર હાર સહિત શણગાર, મહારૂપ કોણ કળે ! 11
પેટ પોયણી કેશરી લંક, એ રૂપ કોણ કળે !
કસ્યું પીતાંબર પીળે રંગ, મહારૂપ કોણ કળે ! 12
જંઘા કોમળી કદળી પાય, એ રૂપ કોણ કળે !
જેમાં મુનિઓનાં મન લલચાય, મહારૂપ કોણ કળે ! 13
ચરણે ચિન્હ પડયાં સંયુક્ત, એ રૂપ કોણ કળે !
ધ્વજ ચામર ને પદ્મ અંકુશ, મહારૂપ કોણ કળે ! 14
માતા દેખી થઈ દીગમૂઢ, એ રૂપ કોણ કળે !
જવ ઓળખ્યા ગરૂડારૂઢ, મહારૂપ કોણ કળે ! 15
પ્રભુ ભાળીએ મનની ભ્રાંત, એ રૂપ કોણ કળે !
લઘુ લાલ ખેલાવવાની ખાંત, મહારૂપ કોણ કળે ! 16
તવ તુર્ત થયા શિશુરૂપ, એ રૂપ કોણ કળે !
ધણી ભાલણના સુરભૂપ, મહારૂપ કોણ કળે ! 17

પદ ૨ જું

કરે સ્તુતિ કૌશલ્યા માત, આગે તપે ત્રુઠયા વિખ્યાત;
જય પૂરણ બ્રહ્મ અખંડ, સચરાચર સકળ બ્રહ્માંડ. 1
જય ભોમીતણા ભૂપાળ, કેમ માનું હું નાનુ બાળ ?
તારી માયાએ ભૂલે બ્રહ્માય, ગુણ નેતિ નેતિ કરી ગાય. 2

+ પાઠાંતર—"શુદ્ધ શંખ સરીખી ડોક, એ રૂપ કોણ કળે !
જાણે જળ પારાનો ઝોક, એ રૂપ કોણ કળે !"

શિવ સનકાદિક ધ્યાનમાં ધ્યાય, જેની માયામાં સહુ ભુલાય,
મુને અચરજ અદકું થાય, મુખડું જોઈ મન હરખાય. ૩
વિશ્વકર્તાને શું ધવરાવું ? જક્તધર્તાને શું હુલાવું ?
કૃપા કરુણાસાગર દેવ, મુજ ઉપર ત્રુઠયા દેવ. ૪
માતા બ્રહ્માકાર થઈ જ્યારે, મેલી વૈષ્ણવી માયા ત્યારે;
ઉઠ્યાં ઉત્રા સુભુતા જાગી, ધણી ભાલણ ભ્રાંતિ ભાગી. ૫

પદ ૩ જું

રાજા ઘોને વધાઈ, પ્રભુ પ્રગટિયા ઘરમાંહી ટેક.
તતક્ષણ ત્રંબાળુ વાગ્યા, ઝાંઝ ને ઘડિયાળ,
[1]ચરણા ચોળી પહેરી ચતુર, કર મોતીની થાળ રાજા૦ ૧
ધીનકિત ધીનકિત મૃદંગ વાજે, ગુણકા કરતી ગાન,
કનકપાત્ર મુક્તા ભરી આપ્યા, આપ્યા ગૌ મહી દાન રાજા૦ ૨
કુંકુમ કેરા પૂર્યા સાથિયા, આગળ કદળી–સ્તંભ,
તરિયા તોરણ બાર બંધાવ્યા, થઈ રહ્યો નાટારંભ રાજા૦ ૩
પવન નિર્મળ પાવક ઉજ્વલ, દિનકર તેજ અપાર,
સુર કારણ અવતરિયા સ્વામી, હરવાને ભૂભાર. રાજા૦ ૪
નવપલ્લવ ફૂલી રહી વસુધા, મુનિમન મોદ અપાર,
શિવ સનકાદિક શુક બ્રહ્માદિક, વેદ વદે મુખ ચાર રાજા૦ ૫
જાણ્યા જોષી જુક્તે તેડ્યા, જન્મ અક્ષર મંડાય,
પળમાં પ્રાક્રમ પૂરણ ભાખે, તતક્ષણ ત્રિભુવનરાય રાજા૦ ૬
ભૂપતિ કહે છે સુણો ભૂદેવો, નિરમો એનું નામ,
રોમ રોમ વ્યાપી રહ્યો, માટે રાજીવલોચન રામ રાજા૦ ૭
[2]દૈયન સૌ કો જોવા આવે, દશરથ કેરે દ્વાર,
આદર દઈને વહેરે સાકર, શણગાર્યાં છે બાર રાજા૦ ૮

૧ પાઠાન્તર "ચમ્પુ ચડે પહેરા કર મોતીની થાળ"
૨ પાઠાન્તર "રાજની દૈયર જોવા આવે કેરા રામનવાર"

નગરનિવાસી જોવા આવે, નાની મોટી નાર;
દશરથ બાલક સતજુગ પાલક,ભાલણ ભય હરનાર. રાજા૦ ૯

### પદ ૪ થું

હેલી, હીંડે હીંડે, લાડકડા લઘુ વેશ, રૂડા રામને તેડીરે. ટેક.

કાળો છે પણ કળ્યો ન જાએ, નૌતમ નવલે રંગ;
નીલમણિ શો શોભે, રાઘવ કૌશલ્યા ઓછંગ. હેલી૦ ૧

મુખડું જોતાં મોહ પામી છું, મન ગળ્યું છે મારૂં;
સર્વ કળાએ શોભે સુંદર, કોટી કામને વારૂં. હેલી૦ ૨

બંદીજન બારણીએ બોલે, જાચક જે જે વાણ;
લૂણ ઉતારે માવડી ને, દશરથ દે છે દાન. હેલી૦ ૩
મહીમંડળના મુનિયો આવ્યા, પ્રભુને નાગે પાગ્ય;
શયે તો પુન્ય પૂર્ણંજ કીધાં, આપી અવધ્યનાં ભાગ્ય. હેલી૦ ૪
માનુનીઓ મોતીએ વધાવે, સજીને શણગાર;
ભાલણપ્રભુ રઘુનાથ મારો, મુક્તિનો દાતાર. હેલી૦ ૫

### પદ ૫ મું

એવા દશરથના બાળ, લાલ પારણે ઝૂલે;
*શ્યામ સ્વરૂપ દેખીને મારૂં મન ભૂલે. એવા૦ ૧.
મૈયા હાલો હાલો મુખે હાલરું કહે;
વળી શ્રુતિ ને વેદ જેને કંઠે રહે. એવા૦ ૨
મયા ઢળકતી ઢળકતી તાણે દોરી;
શિવ સનકાદિક ને બ્રહ્માદિક રહ્યા હેરી. એવા૦ ૩
ખાતે ધાવે ખેલણી વળી પડી રહે મૂકે;
એવા રમતા રામ નામ ધ્યાન સાંણ ન ચૂકે એવા૦ ૪
અદપણિયાળી આંખડી, મીંચે ને ઉઘાડે;
બાળકોને બહાર કાઢી મૈયા પ્રભુને પોશડે. એવા૦ ૫

---

* "શ્યામસ્વરૂપને જોઇ મારૂં મન ગહ્યું કુને." (પાઠાંતર)

ઝડપ નાખે ઝરમરને વળી પાયવતી તોડે;
ભાલણપ્રભુ રઘુનાથ માને ભવબંધન છોડે. એવા૦ ૬

પદ ૬ ઠું

રામ રંગે રીખે, કૌશલ્યાકુમાર રામ રંગે રીખે. ટેક.

છણછણ કરતા છેડા પલાળે, પાટલીડાં ઠાળે;
ચંચળ ચતુરા હૃદયે ચાંપી, બેસારે ખોળે. રામ૦ ૧
કર ગ્રહી લાવે કૌશલ્યા, મહેલે પડશાળે;
ગોત્રજમાનો ઘૃતદીવડો, તે મુઠ્ઠીમાં ઝાલે. રામ૦ ૨
દીવડો મ્હેલાવી કૌશલ્યા, મણિ કરમાં આલે;
મણિ તો લઈ મુખમાં મેલે, દેવ નજરે ભાળે. રામ૦ ૩
સુમિત્રા લાવે શેલડી, તે બાલકને ભાવે;
કટકા લઈ કોરાણે મૂકે પાછી લઈ ચાવે. રામ૦ ૪
ઘૂઘરા ઘમકે તેથી ચમકે, ઉતાવળા ચાલે;
કરતણી કોમલ આંગળીઓ, તે ચણિયારે ઘાલે. રામ૦ ૫
ઘૂઘર ઘને ખડખડ હસે, ક્રોધ કરે માતા;
બાળપણાને બલિહારી જાય, શંકર ને વિધાતા. રામ૦ ૬
અતિ આકળી થઈ માતા, લઈ બાગણિયે બેને;
રાયનણા મત્તાના મદગજ, વચ્ચે જઈ પેસે. રામ૦ ૭
અતિ અડપલા કુંવર આપણા, કહો દિન કયમ જાશે?
ભાલણપ્રભુ રઘુનાથજીને, બાપે પ્રેમતણે પાશે. રામ. ૮

પદ ૭ મું

દેવ ડગલાં ભરે, પ્રભુ પગલાં ભરે. ટેક.

ડગમગ કરતા ડગલાં ભરતા ગમતા રાજકુમાર,
લથડતા સિંહાસન પકડે, બ્હીતા અપરંપાર. દેવ૦ ૧

સિંહાસન મુકાવે રાજા, છૂટા રખાવે હસ્ત;
થરથર ધ્રુજે, કંઈ નવ સૂઝે, ઝાલી રહે છે વસ્ત. દેવ૦ ૨
આફણીએ વળી ઊભા થાએ, અચાનક બેસે;
વશિષ્ઠ કહે છે શું વર્ણવું, નારાયણ નરવેશે ? દેવ૦ ૩
મનમાં માન્યા મસ્તાના થઈ, ઉલાળે અલંકાર;
સદા રહે અર્ધાંગે કમલા, શો કરશે શણગાર ? દેવ૦ ૪
સખા સહિત સોહાતા ચાલે, જેમ મહાલે માતંગ;
ભાલણપ્રભુ રઘુનાથ મારો, સદા રહે સતસંગ. દેવ૦ ૫

પદ ૮ સું

લાલા બોલો બોલો, રાઘુબાલાલા બોલો બોલો. ટેક.
કર જેડીને કહે કૌશલ્યા, કોઈ બોલાવે રામ;
એક વાર મુખ માતા કહે, તો સારૂં સઘળાં કામ લાલા૦ ૧
ચતુરા એક ચકલું લઈ આવી, મુખમાં કરાવ્યો સાદ;
આદિત્યવારે કર્યો ટુચકો, જય બોલે રઘુનાથ. લાલા૦ ૨
હસતે મુખે કરે હુંકારા, લખારા એહ અપાર;
શિશુપણું સંપૂરણ દાખે, આદ્યપુરુષ અવતાર. લાલા૦ ૩
નાનદહિમાં ગુરુ નમે છે, ઉત્તર અલગો આલ;
વિરંચી તો વડો દીકરો, આ શા આદર્યા ખ્યાલ ? લાલા૦ ૪
પળમાં બ્રહ્માંડ ભાગે સરજે, પાર ન પામે વેદ;
અગમને તારી ગમ નહિ, તો કોણ કળાવે ભેદ ? લાલા૦ ૫
વશિષ્ઠ સામું વેગે જેઈને, મુખથી કહી તત્ર માત;
ભાલણપ્રભુ રઘુનાથ, તાહરી ગહનગતિ અઘાત લાલા૦ ૬

પદ ૯ સું

આજ વડીરે વધાઈ, આજ વડીરે વધાઈ. ટેક.
મુખ માતા કહે, શ્રતિવેદ લહે, આજ વડીરે વધાઈ. આજ૦ ૧
હસતાં માતા હર્ષ ન માતો, લુંટાવ્યા ભંડાર;
અર્થ ગર્થ સૌકોને આપ્યા, તેજી ને તોખાર. આજ૦ ૨

વાજાં વાગે ઘુઘરા નાચે, ગુણીજન ગાયે ગાન;
વધાઈયા દશરથ ભણી દોડ્યા, બોલ્યા બાલારામ. આજ૦ ૩

વેદમય વાણી, છે જેની, બોલે અમૃત સાર;
માતા મોહ પામી નવ જાણ્યા, શ્રુતિના શણગાર. આજ૦ ૪

સભા સરવે સામું જુએ, શો કરશે ઉચ્ચાર!
બાલકૃષ્ણ રઘુનાથ માહરો, તત્ત્વ તણો વિચાર. આજ૦ ૫

પદ ૧૦ મું

(દેશી ફેર)

નાચો નાચો નિરમલ નાથ નામલાલા; ટેક
તમે બેઠા ગનોને ગૌ ભૂપતિ બાલા. નાચો૦ ૧

શિર પર ઘુઘરિયાળા ઘુમતા ઘુમતા કેશ ફરકે;
નાથ નાચે ને દુષ્ટોનાં મન ધરકે. નાચો૦ ૨

બને કાને મકરાકૃત કુંડળો ઝળકે;
નાકે બુલાખ મોંઢે સુંદર મોતી લટકે. નાચો૦ ૩

ઉરપર ભૃગુલાંછન કૌસ્તુભની માળા,
નાચો થેઈ થેઈ જગતપ્રતિપાળા. નાચો૦ ૪

પ્રભુ પાડે તાળી ને વળી તોતળું બોલે;
નાનું નાનું નૃત્ય ચાંજળી શંકર ડોલે. નાચો૦ ૫

પ્રભુ હળી પડે ને ધરણીથી આપે ઊભા થાય;
મૈયા ચુંબન કરીને ચાંપે હૃદયા માંય. નાચો૦ ૬

પાયે નેપુર રમઝમ વાજે મંદિરમાં ગાજે;
કટી કંદોરા મેખળાની ઘોર ગાજે. નાચો૦ ૭

ચાલો આવો સખી શ્યામ જોવા જઈએ;
બાલકૃષ્ણ રઘુનાથને ચાંપુ હૃદયે. નાચો૦ ૮

## પદ ૧૧ મું

( દેશી ઉપર મુજબ )

મૈયા લાલને શણગારે, ચાલો જોવા જઈએ; ટેક.
શ્યામસ્વરૂપ દેખીને શીતળ થઈએ. મૈયા૦ ૧
+શીશ સાંકડે રાખી મૈયા ઘાલે ચંદો ચાક;
વળી ઘૂઘરિયાળી ગોફણી ને માથે ગોતીલાગ. મૈયા૦ ૨
કાને મકરાકૃત કુંડળ કેરી જોડ;
નાકે ણુલાખ વળી મુખમાં તંબોલ. મૈયા૦ ૩
મૈયા મુખડું ધોઈને કરે કેશરની આડ;
વળી નેત્રો સમારી કરે, કાજળટપકું ગાલ. મૈયા૦ ૪
કોટે કૌસ્તુભ મણિ ને માણક ઓપંત;
વળી ઘૂઘરિયાળું ઘૂલરુ તે કરડે છે નિજદંત. મૈયા૦ ૫
બાંહે બાજુબંધ બેરખામાં સોનાની સાંકળ;
વીંટી જડિયા હીરલા કાંઈ તારાનું મંડળ. મૈયા૦ ૬
કટી ત્રોટી કંદોરેથી ઘૂઘરડાના ઘોર;
ફેરી પહેરી ઝાંઝરી ને પાની રાતી ચોળ. મૈયા૦ ૭
રાજનીતિનાં રમકડાં એ માગે ધનુષ ને ચાપ;
ભાલણપ્રભુ રઘુનાથ ભજતાં ટળશે તનના તાપ. મૈયા૦ ૮

## પદ ૧૨ મું

બાઈ કોઈ બતાવો મને રામલાલા, ટેક.
હું તો શોધી વળી સઘળા બાળા. બાઈ૦ ૧
મેં તો કેડથી ઉતાર્યો કશું કામ પડયું,
મારી નજર ચૂકીને રૂડું રતન રડયું. બાઈ૦ ૨
ઓહો ઊઠો અનુચર, પાણી પીજો પછી;
બાઈ બ્રહ્માંડે ભરાણો એ તો ખચાખચી. બાઈ૦ ૩

---

+ [illegible]

મુનિ વશિષ્ઠ વરણવે વેદનો વિચાર,
બાઈ, રોમરોમ રામ રમે સકળ સંસાર. બાઈ૦ ૪
જુઓ, ઊઠો અનુચર, જુઓ ચારે દેશ,
બાઈ, રામ તાગને શોધે શેષ ને મહેશ બાઈ૦ ૫
રાજા રાતા તાતા થાય, કરો મરજ્યુમા શોધ,
ભાલણપ્રભુ રઘુનાથ ભરાણા કૌશલ્યાની ગોદ. બાઈ૦ ૬

પદ ૧૩ મું

મયા બાવરી થઈ રે, માતા બાવરી થઈ,
લૂગડે લપેટચો લાલ દીઠો નહિ. મયા૦ ૧
હેલી, ગોદમા ઘાલી ઇણે બહાર માન્યો;
એવો ચન્ચળ ચકોર કેમ રહ્યો છાનો ? મૈયા૦ ૨
મયા આશ્ચર્ય પામી કહે, કહું છુ તુને,
આવો અકળ કુવર માહરો વરશે કુને ? મૈયા૦ ૩
હેલી, પરિબ્રહ્મા પ્રાક્રમ નથી થોડું,
એવુ સરજ્યુ હશે વિરચીએ વિશ્વમા જોડું ! મૈયા૦ ૪
શિવસનકાદિક ઇમ કહે છે, વ્યાપ્યા ચૌદે લોક,
કેશ આવે નેત્ર આડે તે ઉચા કરે કોક મૈયા૦ ૫
શા કીધા તપ કૌશલ્યાએ ઓછગે મહાલે ?
ભાલણપ્રભુ રઘુનાથ, માનો પાલવડો ઝાલે મૈયા૦ ૬

પદ ૧૪ મું
(દેશી ફેર)

કરે થાપડ થાપડ પાણ, તમે જમો રઘુબા રામ ટેક.
થાપ્યા બ્રહ્મા, થાપ્યા શકર, થાપ્યા નિગમ ચાર;
વિશ્વવસુ ને વસુધા થાપી, કોઈના પામ્યું પાર રે કરે૦ ૧
ત્રણ ભાતને માતપિતા મળી રમાડે ઘર માહ્ય,
અગમ અગોચર અનિરો ઉદ્ય કૌતુક પર ધ્યાય રે ! કરે૦ ૨

પા પળમાં પ્રગટે સંધારે, તેને હુલાવે માત;
ખડ ખડ હસે બોલતાં, ગતિ જેની અઘાતરે. કરું૦ ૩
કાનમાં પેસી કરે કરરૂ, સુણે શાણા થઈને વાત;
રઘુકુળમણિ ભાલણધણી શિશુ રૂપ રઘુનાથ રે. કરું૦ ૪

પદ ૧૫ મું

(દેશી પદ ૧૩ પ્રમાણે)

હરિ પાવલાં પાડે, પ્રભુ પાવલાં પાડે. ટેક.
કૌશલ્યા હુલાવે રામને, કૈકેયે લીધા ભર્થ;
સુમિત્રાએ શત્રુઘ્ન તેડ્યા, લક્ષ્મણ લોટ્યા તર્ત. હરિ૦ ૧
માયામાં બ્રહ્માંડ ભમાડે, વિરંચી વિસ્મે થાય;
આદ્યપુરૂષની ઈચ્છા શક્તિનો, મોટો મહિમાય. હરિ૦ ૨
કૌશલ્યાએ કરથકી કાંઈ, હેઠા મેલ્યા રામ;
સુમિત્રા તો શું હુલાવે, હું હુલાવું આમ! હરિ૦ ૩
રમત જોઈને રાજા રીઝે, શોણું કે આ સત્ય?
વાંઝિયાને ઘેર રમે લાડકાં, કીયા દેવના દત્ત! હરિ૦ ૪
શિવ સરીખા સમાધિમાં શોધે, દિગંબર જે દેવ,
મૃત્યુ લોકમાં મા કહેવાણી, આશ્ચર્ય અધિકું એવ! હરિ૦ ૫
કોમળ પાનીએ ખૂંચ્યા વીહુવા, ટાકી પડી તે વાર;
ભાલણપ્રભુ રઘુનાથ ઉતાર્યા સાથેથી સુત ચ્યાર. હરિ૦ ૬

પદ ૧૬ મું

આવો ઝુલડી પહેરાવું (૨)
બાર બાર બલી જાઉં, લાલાને ઝુલડી પહેરાવું. ટેક.
કરમાં લીધી ઝુલડીને, પાડે કૌશલ્યા સોર;
રામ રમો રંગ મોહોલમાં, હું આપું કનકના મોર. આવો૦ ૧
ઉષ્ણકાળનો ઊન્હો વાયુ, કરમાય કોમળ અંગ;
પાયે પ્હેરાવું મોજડી, પછી રમો સખાને સંગ. આવો૦ ૨

કશ્યપસુત તો કઠણુ તપે છે, જન્તને લાગે જ્વાળ,
વિષધર સરખા વિકટ થયા, તમે કોમળ કાયા બાળ ! આવો૦ ૩
ગુંજે ઘાલુ સુખડી ખાતે, મેવા લ્યો મ્હોંમાગ્યા,
ભૂમંડળના ભૂપતિ કહેશે, ન્હાના નરપતિ નાગા આવો૦ ૪
કૌશલ્યાએ કર ગ્રહીને, પહેરાવી બે બાહ્ય;
કસકસી કૌસ્તમણિ સરસી જેમ ન ભૂવે ક્યાંય. આવો૦ ૫
ઝળકતી શી ઝુલડી પહેરાવી, માતા કરે સુ બન,
બાલપ્રભુ રઘુનાથ મહારાને, સોપું તન મન ધન આવો૦ ૬

પદ ૧૭ મું

ઝુલડી ક્યાંય વિસારી, ઝુલડી ક્યાંય વિસારી ?
તમે કહો રઘુબા રામા, છો સંત તણા સુખધામા ઝુલડી૦ ૧
જુગતે પેરવી ઝુલડી, મૈયા ગઈ નિજ ધામ,
અનુચર એક ઉનાતો આવ્યો, ઝુલડી શોધે રામ ઝુલડી૦ ૨
આગળ પાછળ હીરા જડિયા, વચ્ચે માણેક મોતી,
કરમા લીધો દીવડો ને હીંડે કૌશલ્યા જોતી ઝુલડી૦ ૩
સોના કેરી સોય મંગાવુ, રૂપા કેરા ધાગા,
એ ઝુલડી શીવવાને નવલખ દરજી લાગ્યા ઝુલડી૦ ૪
રામચન્દ્રો સમજે નહિ શામો, કહ્યુ ન માને કાલો,
રોઈ રોઈને લુવમ કરે, કોઈ નિજ ઝુલડી જો હોય તો આલો ઝુલડી૦ ૫
રોતા રહીને કહે ગપવછી, જોઈને બે રાય,
રાજહંસને મ્હેં દોરાવી, ઊડી ગયો આકાશ, ઝુલડી૦ ૬
ગિરિ જન્દર ગુફાઓ જોઈ, જોયા ઝાડઝાડ,
વશિષ્ટનો શિષ્ય લાવ્યો ઝુલડી, નામે છોડી રાડ ઝુલડી૦ ૭
સુખડું જોઈને મના કહે છે, અકળિત આ કુમાર;
બાલપ્રભુ રઘુનાથ ગાજે મુક્તિનો દાતાર ઝુલડી૦ ૮

## પદ ૧૮ મું

(ઢાળ ફેર)

રઘુબા રમે રે, મારો રઘુબા રમે;
શિવ બ્રહ્માદિક પૂઠે ભમે, મારો રઘુબા રમે. ટેક.
ઠૂંકે હાથે તાળી પાડે રંગે રમે રામ;
મુક્તિની મનવાર કરે છે, છોડો ઘરનાં કામ. મારો૦ ૧
ઘમક વાગે ઘુઘરાને, ઠમક મેહેલે પાય;
લાલજી હીંડે લટકતા તે, મસ્તીમાં ન મ્હાય. મારો૦ ૨
નાની સરખી ધનુષડી ને, નાનાં સરખાં બાણ;
રાયતણા છે બાળકા, પણ મહુને વહાલા પ્રાણ. મારો૦ ૩
શરીરે તો સ્વેદ વળ્યો છે, માંહ્ય ભેગો મેલ;
રાજા સરખાએ રજમાં લોટે, ખાતે કરે ખેલ. મારો૦ ૪
ઘુઘરિયાળી ગોફણી, ને આંકડિયાળા કેશ;
નયણાં આગળ નાગા ફરે, નારાયણ ને શેષ. મારો૦ ૫
મુઠ્ઠીમાં છે માલપુડા, ને લેડલા ઝૂંટી ખાય;
બોલી બોલે કાળલી તે, સમજે એની માય. મારો૦ ૬
માતાએ તો કેડે તેડી, મુખ કર્યાં ચુંબન;
ભાલણપ્રભુ રઘુનાથ મારાને, ભજશું નિશદિન. મારો૦ ૭

## પદ ૧૯ મું

(ઢાળ પદ પહેલાનો)

શીતે પાડે કૌશલ્યા શોર, રઘુ મારો ક્યાંય રમે ?
માહારા કોમળ બાળકિશોર, રઘુબા ક્યાંય રમે ? ૧
દશે દિશ દોડાવોને દૂત, રઘુ મારો ક્યાંય રમે ?
નથી લાડકડો લક્ષ્મણ સંગ, રઘુબા ક્યાંય રમે ? ૨
આનંદમાં ઉઘાડે અંગ, રઘુ મારો ક્યાંય રમે ?
શકે ફરી ગયો કોઈ ભૂપ, રઘુબા ક્યાંય રમે ? ૩
જીને હોય કુંવારી કન્યાય, રઘુ મારો ક્યાંય રમે ?
માતા શોધી વળી ધામોધામ, રઘુબા ક્યાંય રમે ? ૪

છૂપ્યા ભક્તોના ભીતર રામ, રઘુ મારો ક્યાંય રમે ?
પ્રીતિ કારણ પ્રપંચ થાય, રઘુબા ક્યાંય રમે ? ૫
તમે શોધોને શિવજીનાં મન, રઘુ મારો ક્યાંય રમે ?
જીને લગન લાગ્યું નિશદિન, રઘુબા ક્યાંય રમે ? ૬
માતા ઊભી થઈને ઢળે ઘણું, રઘુ મારો ક્યાંય રમે ?
રૂપિહૃદયમાં ખૂંચ્યા ચણું, રઘુબા ક્યાંય રમે ? ૭
ગઈ મંથરા તે મહેલની માંહ્ય, રઘુ મારો ક્યાંય રમે ?
પહોડ્યા પારણે પુરૂષપુરાણ, રઘુબા ક્યાંય રમે ? ૮
મહાનિદ્રામાં મારો નાથ, રઘુ મારો ક્યાંય રમે ?
ધણી ભલણનો સુખ સાથ, રઘુબા ક્યાંય રમે ! ૯

પદ ૨૦ મું

મૈયા કાંય કરો ચિંતાથ, તારો પારણે રાઘવરાય. ટેક. ૧
પારણિયે પોઢ્યા પુરૂષ પુરાણ, જાણે ઉદયા કોટિક ભાણ. મૈયા૦ ૨
દબાણો નીચે લક્ષ્મણ છેક, જાણે નારાયણપર શેષ. મૈયા૦ ૩
શીશે શિથળ થઈ છે વેણ કંકુમ ખરી પડ્યાં જેમ નેણ. મૈયા૦ ૪
નેત્રો નિદ્રામાં ભરપૂર, વેરી વિઘન રહ્યાં છે દૂર. મૈયા૦ ૫
ઘૂઘરું ખૂંચ્યું છે કર વામ, જાણીએ ભેટ્યા ચારે ધામ. મૈયા૦ ૬
કટી ત્રટ કંદોરાની એલ, જાણે વિરંચીએ પાડી વેલ. મૈયા૦ ૭
*દુશાલો ઝૂલી રહ્યો છે ચણું, કમળા ચાંપતી હોય જેમ ચણું. મૈયા૦ ૮
શી કહું શયન તણી શોભાય, ભાવે ભામણે ભાલણ જાય. મૈયા૦ ૯

પદ ૨૧ મું

બાળા વત્સ દેખાડો બાઈ, ભૂપતિ ભુવનમાં આવ્યા ધાઈ. ટેક. ૧
કૌશલ્યા દે દાસીને માન, બાઈ ત્હેં આપ્યાં જીવતદાન. બાળા૦ ૨
હસતા ધસતા દશરથ રાય, હરખે આનંદે ફૂલી કાય. બાળા૦ ૩

*(પાઠાંતર) —"દુશાલો ઝૂલી દોઢી ચાલું, કમળા ચાંપતી હોય જેમ ચાલું.

આંગણિયે ભીડ થઈ છે ધામ, લાડ્યા લાડ્યા લક્ષ્મણ રામ. બાળા૦ ૪
આંગણે વાજી રહ્યાં વાજીંત્ર, ગુણીજન ગાયે રામચરિત્ર. બાળા૦ ૫
ખુમારી ખૂબ બની અનુપ, પૌગંડા વચ્ચે ત્રિભુવનભૂપ. બાળા૦ ૬
રાયે પહોડ્યા દીઠા રામ, જાણે શેષ અને ઘનશ્યામ. બાળા૦ ૭
ઉઘાડી અદપણિયાળી નેણ, ભાલણ ભવભવ ભજશે વેણ. બાળા૦ ૮

### પદ ૨૨ મું

( દેશી ઢાળ ફેર )

આજ રૂડો દહાડો, રંગીલા રામે લીધો આડો. ટેક.
આડો કરે છે અતિ ઘણો ને પછાડે બે પાગ;
આકાશને ઉતરડી જનની ! આદિત્ય મુજને આપ. આજ૦ ૧
દિનકરથી આ દેહ તમારો, મહા મોટો સંબંધ;
સમજાવ્યો સમજે નહિ, અલંક વસમો કરતાં ધંધ. આજ૦ ૨
દશરથ દહાડી દુઃખ ધરતા, જે બાળ વિના બળ્યું રાજ;
આજ તો ભૂપત અતિ અકળાણા, માતા આવ્યાં વાજ. આજ૦ ૩
હીરલા કેરી ગૂંથી ઉઢાણી, મણિ મુક્તા ચોપાસ;
કૌશલ્યાએ કરમાં આલી, હરિને આવ્યું હાસ. આજ૦ ૪
આડો જોવા આદિત્ય થંભ્યા, વિસ્મે પામ્યા સુર;
ભાલણપ્રભુ રઘુનાથ ભરાણા, બ્રહ્માંડે ભરપૂર. આજ૦ ૫

### પદ ૨૩ મું

( ઢાળ એજ )

શ્રીહરિ આંગણે ખેલે, શાં રત્ન કીધાં આતે જન્મ ચેલે ? ટેક.
રમઝમ કરતા રમવા ચાલ્યા, ચારે ચપળ ચકોર;
બહુ મુનિયોના ઘેરા કરતા, શ્રુતિઓના શોર. શ્રીહરિ૦ ૧
સરખે સરખા સાથીડાને, બોલાવે અમૃતવેણ;
જેમ તારામાં ચંદ્રમા, તેમ રાજે રાજીવનેણ. શ્રીહરિ૦ ૨

મુખ જાણે કોટિ શશી, ફરકે બાળા કેશરે;
કાને કડાં ઝૂમખાં ને હતો બાળે વેશરે. આવ્યો છે૦ ૨
ભ્રુગુટીમાં બ્રહ્માંડ ભાગે, નેણુ બે વિશાળરે;
કંઠે ઝળકે ઘૂલરું, ગૂંચવાણી મોતી માળરે. આવ્યો છે૦ ૩
બોલી બોલે કાબલી ને વાણી છે રસાળરે;
અધર રંગ પરવાળી, શાંત છે ગોરા ગાલરે. આવ્યો છે૦ ૪
બાજુબંધ બેરખાને, કનક કડાં પાણુરે;
કટીત્રટી કંદોરામાં, ખોસ્યાં ધનુપ બાણુરે. આવ્યો છે૦ ૫
પાયે પહેરી ઝાંઝરી ને દડબડ દોડરે;
ભાલણપ્રભુ રઘુનાથ મારો ભવથકી છોડરે. આવ્યો છે૦ ૬

પદ ૩૦ મું

( ઢાળ ફરતો ઘોળની દેશી )

માતા લડાવે લાલને, મુખડે કરેરે ચુંબન;
સુરને શોધ્યો તે નવ જડે, ધ્યાન ધરતા મહામુન્ય. ટેક.
કૌશલ્યા કહે છે કેકૈ સુણો, પ્રગટ્યું પૂરવનું પુન્ય;
નાહ્યાં જઈનેરે જાન્હવી, કીધાં શિવપૂજન. માતા૦ ૧
સાતે સાગર મીઠા થયા, ઉગ્યો પશ્ચિમ ભાણુ;
વસુધા વાધીરે મોતીડે, ધન્ય અજોધ્યાને જાણુ. માતા૦ ૨
નેત્રસરોજ અંજાવતા, દોડી દૂર પ્રભુ જાય;
કાજળખરડી આંગળી, જનની અતિ અકળાય. માતા૦ ૩
આતા, આંખ અંજાવીએ, નૌતમ દુઃખે નહિ નેણ;
આંખથી આદિત્ય ઉપન્યા, માનાં મિથ્યા છે વેણ. માતા૦ ૪
પાયે ઉરાડે રેણુકા, માતા મન ધરે રીશ;
એ રજ શિવજી શોધે સદા, ચડાવે વિરંચી શીશ. માતા૦ ૫
મહેલોમાંહે મરની કરે, કુંવર દોટ્યા દોટ્ય;
હોડે ચડ્યા હારે નહિ, જોવા સરખી છે જોટ્ય. માતા૦ ૬

ખાંતે ખોળામાં ખેલતા, વળી વળી કરે પયપાન;
ભાલણપ્રભુ રઘુનાથજી, અંતર પડી ઓળખાણ. માતા૦ ૭

પદ ૩૧ મું

(ઢાળ એજ)

રાજા રમાડે રામને, રમતા રવિકુળભૂપ. ટેક.
માયાએ માનવદેહ ધર્યો, આત્મા અકળ સ્વરૂપ. રાજા૦ ૧

કરમાં લીધો છે લાડવો, વીંટી વળે છે કાગ;
સુરપતિ જુએ આકાશથી, ધન્યધન્ય દશરથનાં ભાગ્ય. રાજા૦ ૨

તારામાં શોભે ચંદ્રમા, સભામાં શોભે શ્રી રામ;
મેઘમાં ચમકે વીજળી, રાજે ઈન્દીવર શ્યામ. રાજા૦ ૩

ઓલી બોલે છે કાબલી, હસતો સભાનો સાથ;
લાજે જોઈ શેષ સરસ્વતી, વાણી વેદવિખ્યાત. રાજા૦ ૪

લક્ષ્મણ નાની જૂમના ભણી, સહેજમાં સળકી જાય;
ભાઈઓ ભુરાઠા બહુ પડે, ઝાલી લાવે રઘુરાય. રાજા૦ ૫

આહાર ના જાશોરે બાળકા, રાક્ષસનું સબળ છે જોર;
જાગ ને જગન ઝંપાઈ ગયા, મુનિને કષ્ટ કઠોર. રાજા૦ ૬

રાક્ષસ મારાં રમકડાં, મારૂં તાણી તીર;
દશશીશ દળવાને દોડશું, ધરાવુ ધરણીને ધીર. રાજા૦ ૭

વાણી સુણી વિસ્મે થયા, કરશે કાંઈક ધંધ;
બહુ ફળ એઠાં શેલડી, સૌને વળગ્યો સુગંધ રાજા૦ ૮

દૂરથી આવે હરિ દોડતા, જનની બેઠી હોય જ્યાંય,
કાજળ ભૂંસે છે કાચળી, પેસી ખોળાની માંહ્ય. રાજા૦ ૯

ધાવી ધરાઈ કરે કોગળા, સૌને છાંટે શરીર,
એઠા થઈએ જો આપણે, ધર્મધુરંધર ધીર રાજા૦ ૧૦

છેડા ઝાલીને માતનો, ઢાળી પાડે છે ધર્ણ,
ભાલણપ્રભુ રઘુનાથજી, રાખો સદા તમ શર્ણ. રાજા૦ ૧૧

# શ્રી બાળકૃષ્ણની લીલાનાં પદ

## પદ ૧ લું

આંગણુડે રમો મનમોહન; તો મન માને મારૂં રે;
પ્રાણપે મુજને અધિક વહાલું, સુંદર મુખડું તારૂં રે.
શરીર મેલું થયું છે સ્વામી, પડખો તો નવડાવું રે;
દ્રાક્ષ, ચરવી ને ચારોળી, કહો તે આપું ખાવું રે.
ક્ષણ એક બેસો મનમોહન! ગૂંથું તારી ચોટી રે;
કેવડેલ ઘાલીને ગૂંથું, જમ તે થાયે મોટી રે.
નયણે કાજળ સારીને, કરૂં નિલવટ તિલક કેસરનું રે;
એને ઘેર કન્યા છે સુંદર, તે નામ લે છે વરનું રે.
મારા સમ છે હો મનમોહન! માખણ રોટી ખાઓ રે;
ઉપર સાકર દૂધ શિરાવો, ઝટપટ મોટા થાઓ રે.
શેલડી છે અતિશે સુંદર, કહે તો આપું છોલી રે;
દાડમ પાકાં છે અતિ રાતાં, આગળ મેલું ફોલી રે.
આઘા પાછા જાઓ જેટલે, હૈડું મારૂં કાંપે રે;
રખે રખે કો વૃષભ આવે, પ્રાણજીવનને ચાંપે રે.
કહ્યું કરો જો કુંવર મારા, તો તમને પરણાવું રે;
રાધા સરખી રૂપે રૂડી, વહુવર વહેલી લાવું રે.
તું તો સર્વસ્વ છે રે મારે, બીજું ન ગમે કાંઈ રે;
બાલણપ્રભુ રઘુનંદન દીજે, એકવાર મુજને સાંઈ રે.

## પદ ૨ જું

(રાગ ધન્યાશ્રી)

મહાવજી પૂછે વાત માતને, મુખ શ્યામ શરીર રે;
રોમાંચિત તમો શું થયાં, નયણે પ્રગટયું નીર રે? મહાવજી૦ ૧

યશોદા એણી પેરે ઉચ્ચરે, મુખડું જોતાં તારું રે;
અતિ આનંદે કરી થયું છે, પુલકિત તન ત્યાં મ્હારૂં રે. મહાવજી૦૨

વચન મનોહર સાંભળી, હરજીએ લીધો આડો રે;
એવું સુંદર જે કહો છો, આઈ મુજને દેખાડો રે. મહાવજી૦૩

જે કો'છો તે તણી કાંતિ તણું, કહ્યું ન જાયે લેખું રે;
હું એમ મનમાં જાણું છું, એકવાર હું દેખું રે. મહાવજી૦૪

વળતી માતા એમ વદે છે, તે તું કયમ દેખે તંન રે ?
મેં તો એવું કીધું છે તેવું, તારે નથી કંઈ પુણ્ય રે. મહાવજી૦૫

બોલ સાંભળી જનુનીના, હઈડા માંહે હસિયા રે;
ભાલણપ્રભુ રઘુનંદન ત્યારે, સામું જોઈ મન વસિયા રે. મહાવજી૦૬

પદ ૩ જું

(રાગ કેદારો)

માતાને મોહન ધાવે, અતિશે લાગે મીઠું રે;
ચૂલે પય ઉભરાવા લાગ્યું, યશોદાએ તે દીઠું રે. માતાને૦ ૧

અધધાવતો મૂક્યો અત્રની, જનની વેગે ચાલી રે;
આંખે અતિ ખરતાં આંસુ, હરજીએ છેડલે ઝાલી રે. માતાને૦ ૨

અતિ આકળી થઈ નીસરી, બળ કરી વછોડી રે;
રંસ લેઈ ગોવિંદે તે વારે, મહીની ગોળી ફોડી રે. માતાને૦ ૩

પૂર નદીની પેરે ચાલે, હરજી સુખે માખણ ખાય રે;
ઊતરીને આવે જેટલે, તેટલે કૌતુક દીઠું માય રે. માતાને૦ ૪

બાલક માંકલડાંને ખવરાવે, નાચે પ્રેમે મુદિત થાય રે;
× જનનીને આવતી જાણી, ભયભીત થઈ નાસી જાય રે. માતાને૦ ૫

કામડી કરમાંહે લઈ, મૈયા પૂંઠે ધાય રે;
સાસ ભરાયે ભાલણપ્રભુ, લીલા બ્રહ્માદિક ગાય રે. માતાને૦ ૬

× પાઠાતર-"સ્વામિની કરમાંહે લઈ, ગોમગા પૂંઠે ધાય રે"

—જુ. કાવ્યદોહન ગ્રંથ ૨ જો

પદ ૪ થું

(રાગ ગોડી)

નાસીને જાશો કેટલે રે, હવડાં સહાશું કહાન;
હૈડું દાઝે છે મારૂં રે, ઘણું કર્યું છે જાન. નાસીને૦ ૧

કરમાં લઈ કામડી રે, કુંવર પૂઠે ધાય;
રીસે લોચન રાતડાં રે, યશોદાને શ્વાસ ભરાય. નાસીને૦ ૨

મુખડું માખણ ખરડયું રે, ખરડયા છે બે હાથ;
નારીને નયણે નીર ઝરે રે, ચૌદ ભુવનનો નાથ. નાસીને૦ ૩

જોવા આવી ગોવાલણી રે, ઘર ઘરની બહુ નાર;
ગોળી ફોડી ગોવિંદજી રે, મહીડું વહે છે અપાર. નાસીને૦ ૪

અંતરીક્ષમાં અમર આવિયા રે, ચઢી દેવ વિમાન;
કૌતક જોવા કૃષ્ણજીનું રે, લક્ષ્મીપતિ ભગવાન. નાસીને૦ ૫

આંગણે ફેરવે માતને રે, સુત તે કહે વચન·
'મને સાહી શકે નહીં' રે, જો શ્રમ કરે મહાસુન્ય'. નાસીને૦ ૬

શ્વાસ ભરાઈ યશોમતી રે, હાથ ન આવે તંન;
હાસ્ય કરે ગોવાલણી રે, દુઃખે દાઝી મંન. નાસીને૦ ૭

માખણ મારૂં લૂટિયું રે, પોતાને નવ ભાવ્યું;
વહેંચી આપ્યું બાળને રે, માંકડલાને ખવરાવ્યું. નાસીને૦ ૮

દહાડી કહેતી ગોવાલણી રે, માનતી હું નહીં તેહ;
આજ પ્રત્યક્ષ દેખિયું રે, ભાગ્યો મનનો સંદેહ. નાસીને૦ ૯

નાનડિયું એક મહારે રે, સહુનું મારે કાજ;
શિખામણ દઉં અતિ ઘણી રે, જો કર આવે આજ. નાસીને૦ ૧૦

થાકી જાણી માતને રે, બેઠા સુંદરશ્યામ;
જશોદાએ આવી બાંધિયા રે, ભાલણ પ્રભુજી રામ. નાસીને૦ ૧૧

પદ ૫ મું

(રાગ દેશાખ)

જશોદાજી ! છોડો સુંદર શ્યામને હો,
કઠણ દામણું ખૂંચે કોમળ અંગ હો;
નયણે. હો આંસુ બહુ ઝરે હો,
દેખી અતિ દાઝે મારું મન હો. જશોદા૦ ૧

દોહિલો કુંવર આવ્યો લાડિકો હો,
તે ઉપર એવડી ન કિજે રીસ હો;
સુંદીર છે બાલક અતિઘણું હો,
એવા બીજા નથી દશવીસ હો. જશોદા૦ ૨

વહાલો છે એ આખા ગામને હો,
કહો કેટલું કીધુ છે એણે જાન હો;
અમો સર્વ મળીને આપીએ હો,
જે વણસાડ્યું હોય શ્યામ હો. જશોદા૦ ૩

એના પગ પૂઠે તમે પામિયાં હો,
ક્યાં તમારે એવડી હુતી આથ્ય હો ?
નવનિધ આવી છે એણે કરી હો,
પૂજો શે નહિ એના પાય હો ? જશોદા૦ ૪

એવડી રીસ કરીએ નહીં હો,
દયા ન આવે દેખી સુંદીર બાળ હો ?
અમને દુ:ખ લાગે છે ઘણું હો,
રોતો દેખી મહાવજી શ્રીગોપાળ હો. જશોદા૦ ૫

એને નામે બંધન છૂટિયે ભવતણાં હો,
તે લઈ બાંધ્યો ઉખળ સાથ હો;
આંખડી ચોળે કરે હરિ હો,

પદ ૬ હું

મીઠડા માવજી રે ! મારે મંદિર આવો,
પ્રેમે પીરસુ પરમાનંદ ! તે કુરને દૂધ શિરાવો.
મથુરા રિદ્ધિ પામ્યા ઘણી, વાધ્યું છે અતિ તેજ રે;
સહી જાણજો મારા સરખું, કો નહિ આણે હેજ રે.
ધવરાવીને હૈડે ચાંપતી, તેમ દેવકી નહીં ચાંપે રે;
રોમાંચિત મારી દેહડી થાતી, તેમ તેની નહીં કાંપે રે.
માતા નહીં થાઉ તમારી, ધાવ કહી મને જાણો રે;
મેં બાંધેલો માખણ માટે, તેથી રોષ ભરાણો રે?
કાલંદીમાં તમ ઉપર, જે હું નવ ઝંપલાવી રે;
જાણું છું તે વાત સંભારી, રીસ તારે મન આવી રે.
તેં દીધા તેમ કો દે નહીં, પ્રીત કરીને છેહ રે;
ભાલણપ્રભુ રઘુનાથ ! સંભારો એક ઘડી તો નેહ રે.

## કૃષ્ણવિષ્ટિ

(દ્રૌપદીની શ્રીકૃષ્ણને વિનંતિ)

( રાગ પરજિયો )

સુંદર શ્યામજી હો ! માહારા દુઃખ તણો નહિ પાર;
પિતા તાં પુરૂષોત્તમ સરખા, બળીઆ બહુ ભર્તાર. સું૦ ૧
પાંચે પાંડવ જીવતાં હું, વૈરાટ ઘેર થઈ દાસી રે;
ભોગવ્યા વિના કયમ છૂટીએ,વાહાલા ! કર્મ કર્યાં તે વાસી રે. સું૦ ૨
કૈચકે કેશ ગ્રહીને ઘસરડી, સભામાંહે મુજને મારી રે;
યુધિષ્ઠિર જોઈ રહ્યા સામૂં પણ, તેહને ન સકયા વારી. સું૦ ૩
ભીમસેનને જઈ મેં કહ્યું જે, હૂં દુષ્ટે સંતાપી રે;
કૂડ કરીને કંથરે માહારે, શત્રે નાંખ્યો મારી. સું૦ ૪

ગાંધી કાઢી બાળવા, શૂં કીધૂં સારંગપાણી !
દુખડૂં એહવૂં ભોગવ્યૂં, પણ ગ્યા નહિ માહારા પ્રાણી. સું૦ ૫
સઘલા ભીમે મારીઆ, ત્યાંહાંથકી મૂકાવી રે;
સુંદરવર ! શૂં કીજીએ, જે કોએ ન છૂટે ભાવી. સું૦ ૬
જયદ્રથ હરી ગયો, ત્યાંહાં મુહને રથ સાથે ટલવલતીરે;
પાપી તો માર્યો નહિ, પણ મૂકાવી વલવલતી રે. સું૦ ૭
મેળ કરી તહ્યો આવશો, ત્યવારે કૌરવપાંડવ મળશે રે;
કર્ણ દુઃશાસનને દેખી, માહારૂં હૈડૂં બળશે રે. સું૦ ૮
મેળ કરો તો માહારા સમ છે, થાવા દ્યો સંગ્રામ રે;
ભાલણપ્રભુએ રાવણને કર્યૂં, ત્યમ કરો તહ્યે કામ રે. સું૦ ૯

( રાગ દેશી ચાલતી )

'હરજી ! સાંભળો રે', દ્રૌપદી બોલે વાણી.
'હસ્તિનાપુર તહ્યો જાઓ છો, વાહાલા ! વિષ્ટિ કરવા રે;
પિયુડા માહારા કાયર થઈને, હીંડે છે ઉગરવા. હરજી૦ ૧
દેશ આપશે, ધન આપશે, પાંચે સુખીઆ થાશે રે;
પણ હૈયે હોળી લાગી છે માહારે, કહો તે ક્યમ હોલાશે રે ? હ૦ ૨
દુઃશાસને ચીર તાણીઆં, કર્ણ કઠિન બહુ ભાખે રે,
એ બળતું તે ક્યમ હોલાશે, સઘળા માર્યા પાખે રે ? હ૦ ૩
માહારા સમ છે, જો મેળ કરો તો; માગૂ છૂ દેવસુરારિ રે,
એ કામ જો કરવૂં હોએ તો, મુહને જાણો મારી રે. હ૦ ૪
ક્ષત્રી કો કાયર નોહે, તે માટે હું માણુ રે;
યુધિષ્ઠિર બ્રાહ્મણ થયા, તે તો થડથી વાંકૂં રે. હ૦ ૫
બાપ ભાઈ માહારા બળીઆ છે, તે આગળ થઈને વઢશે રે;
એમ કરતાં જો જીતશે તો, યશ તહ્યને તે ચઢશે રે. હ૦ ૬
જેણે પહેરી કાંચળી, ધનુષ્યબાણ તે મેહેલી રે;
તેહેની આશા શી કરો ? વાત કહૂં હું છેલી રે. હ૦ ૭

મેળ કરી તહ્મો આવશો, તો હું છોડીશ પ્રાણ રે;
દુર્યોધન જીવ્યે જીવૂં તો, તહ્મારા ચર્ણની આણ રે. હ૦ ૮

સભા માંહે સહૂ દેખતાં હૂં ગાઢે સાદે રોઈ રે;
વીર કહાવી પાંચે બેઠા, ત્યવારે નીચૂં જોઈ રે. હ૦ ૯

માતા તેહની વાંઝણી, જે વીર વ્રત ન પાળે રે;
પરણી હોએ નારી તેહનૂં, દુઃખ નવિ ટાળે રે. હ૦ ૧૧

કેશવજી ! હૂં શૂં કરૂં, જો પ્રીતિ પાંચશૂં માંડી રે;
ઓહૂં જોતાં માહારૂં સુખે સુએ છે રાંડી રે. હ૦ ૧૧

વિષ્ટિ કરવા મોકલે છે, શ્યામસુંદર ! તાં તહ્મને રે;
એવા જો બળીઆ હુતા તો શા મને પરણ્યા અહ્મને રે ? હ૦ ૧૨

રાજ્યનૂં કાંઈ છે નહિ, અહ્મારે તાં કામ રે;
ત્યમ કરો યમ રાવણને કર્યૂં, ભાલણપ્રભુ રામ રે. હ૦ ૧૩

## ચંદ્રાપીડને જોવા ઉમટેલો નારીસમૂહ

ઉન્મત્તે ! ઊતાવલી ! સૂણિ સુંદરી, ઉઢણૂં આપ સંભાલિ;
ગિહિલી કુણિ કરિ ?

કચલટ મુખ પરિ લટકતી, સુ૦ કરિ કરી પાછી વાલિ. ગિ૦
અરે ચંદ્રલેખા ! ચકિત થઈ, સુ૦ કાં પડી આખડી આજ ? ગિ૦
ઉપહાર કુસુમ કરિથી ગિરયાં, સુ૦ દર્શન કરવા કાજ. ગિ૦
મદનાંધે ! મન સ્થિર કરુ, સુ૦ ઊંચૂં ગ્રહુ મેખલાદામ ગિ૦
લોલિ ! લીલાગતિ ગ્રહુ, સુ૦ કર્ણપત્ર કરુ ઠામિ. ગિ૦
યૌવનમાતી મલપતી ! સુ૦ જૂઈ છિ રે જંન. ગિ૦
ચામા ! મૂની કાંઈ થઈ ? સુ૦ ઢાંકિ પયોધર ઘંન. ગિ૦
ગર્વિં શું નથી દેખતી ? સુ૦ જોવાનું દિ માગ. ગિ૦
દુહિલિ ઊભી શૂં રહી ? સુ૦ દુખચિ તાહારા પાગ. ગિ૦
પયોધરિ પીડિ ઘણૂં, સુ૦ પાછી રહિ લગાર. ગિ૦
એકલી મુખ રુધી રહી, સુ૦ જોવા આપુ ઠાર. ગિ૦

અનંગિ પરવશ કરી, સુ૦ કાંઈ એક આણું સાન. ગિ૦
માહારૂં ઉઢણૂં કાં ઓઢિ ? સુ૦ પ્રીતિ થઈ અજ્ઞાન ? ગિ૦

\+ +

કામજ્વરિ મુગધે ! પીડી, સુ૦ ઊપાયુ અતિ તરંગ. ગિ૦
ઢાંકુ એ મૃગલોચની ! સુ૦ પુલકિત છિયે અંગ. ગિ૦
કટિ ભાગશિ કામિની ! સુ૦ શૂં કરિ મોડામોડિ ? ગિ૦
લલિતે લોક સાહામૂં જૂઈ, સુ૦ અહીં અંબોડા મ છોડિ. ગિ૦
હઈડૂં કાં સૂનું થયું ? સુ૦ ભૂલી ઘરની વાટ. ગિ૦
જો રે આગલિ નથી દેખતી ? સુ૦ નહી મંદિર, એ હાટ. ગિ૦
કામ આવિ જાણે ર[તિ] વિના સુ૦ એહનિ ન નિરખી કોય ? ગિ૦
ઊઠિરે, શું બિશી, રહી ? સુ૦ જોની એહનૂં રૂપ. ગિ૦
શીશિ પુષ્પનું શેહરુ, સુ૦ જાણે ઈંદુ અનૂપ. ગિ૦
કુંડલ કરણે ઝલહલિ, સુ૦ નિરખુ હસતા કપોલ. ગિ૦
નયણે નિરખિ પ્રેમશૂં, સુ૦ મધ્ધિ કીકી લોલ ગિ૦

* *

વૈશંપાયન શૂં વાત કરી સુ૦ હાસ્ય કરિ છિ મંદ. ગિ૦
દંત દીઠાં એ દીપતા, સુ૦ જાણે જપાકુસુમમાંહિ કુંદ. ગિ૦
ધન્ય ધન્ય તે કામિની સુ૦ યે પામશિ એ ભરથાર. ગિ૦
ધન્ય દેવી વિલાસવતી, સુ૦ અવરિ સવિ પરિવાર. ગિ૦
અવર વેષ શુ વરણવૂં ? સુ૦ જાણે કોએક દેવ. ગિ૦
એમ માંહો માંહિ કરિ વારતા, સુ૦ ચ્યલિયા જન એ ખેવ. ગિ૦

—( કાદંબરી )

# वीरसिंह

(वि स १५७० लगभग हयात)

[વીરસિંહ પોતાને 'વરસંગ' તરીકે ઓળખાવે છે તેના વિષે કંઈ વધુ માહિતી મળતી નથી "ઉષાહરણ" નામની તેની કૃતિ ન મળી હોત તો તેના અસ્તિત્વ વિષે આપણને કંઈ જ ખબર ન પડત તેના ઉપર 'કાન્હડદે પ્રબંધ'ની થોડીક અસર જણાય છે એ ને તે પાટણ કે મારવાડની નજીકના પ્રદેશમાં જ થઈ ગયાનું અનુમાન થાય છે નામ ઉપરથી તે ક્ષત્રિય હોય એમ લાગે છે

પુરાણોમાંથી વસ્તુ લઈ કાવ્ય લખનાર જૈનેતરોમાં એ સૌથી આગળ આવે છે શૃંગાર અને વીરરસનો નમૂનો આપતું ઉષાહરણ (ખરેખરી રીતે તો અનિરુદ્ધ-હરણ) એ યુગનું સારું કાવ્ય કહી શકાય ]

## ઉષાનો માતાને જવાબ

[સ્વપ્નભંગ થયા પછી સ્વપ્નમાં જે પ્રિયતમને પોતે વરી હતી તેનો વિયોગ થવાથી ઉષા રડે છે તે સમયે ઉષાની માતા તેને આશ્વાસન આપી કહે છે "બેટા, તને ગમે તેવો સ્વરૂપવાન રાજકુમાર અહીં તેડાવી તારા લગ્ન કરી આપીશું માટે રડીશ નહિ" પણ ઉષા (ઓખા)ને માતાનું તે કથન ગમતું નથી તેને તો સ્વપ્નમાં વરેલા પતિને જ પરણવું છે આ પ્રસંગે ઉષા માતાને જે જવાબ આપે છે તે કવિ વીરસિંહના 'ઉષાહરણ'-માંથી અહીં રજૂ કર્યો છે ]

(ચૂપઈ)

માઈ, તું મ બોલિસિ પાપ, બીજા પુરુષ તે બંધવ-બાપ,
સુહણઈ[1] દીઠું તે વર વરું, કાં પરઠ્ઠિ[2] પાવકગમ[3] કરું.
દૂત પતંગ ધરતિ ટલઈ, કાં માહેશ્વર[4] નન્તકિ ચડઈ,
કઈ સુહણિ[5] વરું સનેહ, કઈ હુતાશનિ હોમું દેહ

---

૧. સ્વપ્નામાં ૨. કરી ૩ અગ્નિમાં બળી મરું ૪ શિવ ૫. સ્વપ્નમાં દીઠેલ

( દૂહા )

પરેણી તે કિમ પરણીઇ, જિનતા,[૬] જોઈ વિચાર;
રાંધુ રધાઈ નહી અંન તે અવરહુ[૭] વાર.
બીજી બંધાઈ નહી કણુક અનઈ કુંઆરિ;
એક જ વાર બંધીઈ વરસુ તીણુઈ વાર.
કેલિ કુંઆરી કાંઠિસી[૮] એ ત્રિહુ એકજ વાર;
એક ફલઈ, એક રાંધીઈ, એક દીજઈ ભરતાર.
હું રડતી રાહાવિસુ[૯] સખી, તું જા જનિતા સ્વસ્તાનિ,[૧૦]
પછી પ્રધાન-ધૂ[૧૧] ભણુઈ, કાલુ કાલા સાનિ.

૬. જનેતા ૭. બીજી વાર ૮. કાષ્ઠ-બળતણુ ૯. શાન્ત કરાઈશ ૧૦. સ્વસ્થાને,
૧૧. પ્રધાનપુત્રી ( ચિત્રલેખા )

# ભીમ

(સં ૧૫૪૧-૪૬)

[ભાનણે કરેલા માદબરીના ગુજરાતી પદ્યાનુવાદ પછી તેની અનુગામિએ સસ્કૃત ગ્રથોનો સફળ પદ્યાત્મક અનુવાદ કરનાર કવિઓમા 'હરિલીલાષોડશકલા' અને "પ્રબોધપ્રકાશ'ના કર્તા ભીમનુ નામ જાણીતુ છે હરિલીલાને અતે તે પોતાનુ મત્ય સિદ્ધિક્ષેત્ર–સિદ્ધપુર પાટણમા રચાયાનુ જણાવે છે કોઈ તેને પ્રભાસપાટણનો વતની પણ માને છે પણ પાટણના પુરુષોત્તમ મહારાજ (ભાલણ)ની અસર તેના ઉપર હતી અને પુરુષોત્તમ મહારાજના સમાગમમા તે આવેલો એવો ઉલ્લેખ પણ તે પોતાના કાવ્યમાં કરે છે તેથી તેને સિદ્ધપુર પાટણનો વતની માનવો એ વધુ ઉચિત લાગે છે કોઈક તેને મોઢ બ્રાહ્મણ તો કોઈ ઔદિચ્ય કહે છે પણ તે વિષે કાંઈ નિર્ણય થઈ શકતો નથી કદાચ વણિક પણ હોય

'સત્યવત્સચરિત' કાવ્યનો કર્તા ભીમ (પદરમા શતકનો) અને "રસિકગીતા'નો કર્તા વૈષ્ણવ ભીમ એ બેઉ આ ભીમથી અલગ છે તે ખાસ નોધવુ જોઈએ

"હરિલીલાષોડશકલા'નો પ્રબધ ભાગવતને, ખાસ કરીને બોપદેવની હરિલીલાને અનુસરતો હોવા છતા તેમા ભીમે પોતાની સ્વતત્ર કવિપ્રતિભાના ચમકારા બતાવેલા છે અહી શ્રીકૃષ્ણની 'વૃદાવનની ક્રીડાઓ'નુ ભીમે કરેલુ એક સુમધુર વર્ણન રજૂ કર્યુ છે ]

## વૃદાવનની ક્રીડાઓ

ક્રીડા વૃદાવન મઝારિ, સહિત ગોપિકા કરઈ મુરારિ,
પૂનિમ કેરી નિશિ નિર્મલા, [1]ઋતુ શરદ શશિ સોલઈ કલા

કેશવ પામ્યા અતર્ધ્યાન, તતક્ષણિ હુઆ અદૃષ્ટ ભગવાન,
ઓલભા ગોપી શ્રીરગ, વલી રમઈ નાના વિધિ રગ

૧. ઋતુ શરદ સોહે શશિકલા (પાઠાતર)

(રાગ-વસંત-વિરાડી ગીત)

આનંદ એક અભિનવુ રે વૃંદાવન મઝારિ,
વંશ વજાવઈ વિઠ્ઠલુ રે, તેણુઈ છંદઇ નાચઈ નારિ. (ધ્રુવ પદ)
વૃંદાવનિ ગોપી નાચઈ રે, તેણુઈ રંગિ રાચઈ રામ. -વૃંદા૦

નાર મધુર સ્વરિ આલપઈ રે, ગાઈ હરિવિલાસ;
સુંદરી સવિ નવયૌવન્ન રે, રંગભરિ ખેલઈ રાસ. -વૃંદા૦

પાખલિ વૃંદ વનિતા તણું રે, માહિ સામલ વંન; [૨]
**ભીમ** ભણુઈ અંતરલય લાગુ, ધિનધિન ગોપીજંન. -વૃંદા૦

(ચુપે)

ક્રીડા કરતાં અદૃષ્ટ હુઆ, ગોપી વિરહઈ કરઈ જૂજૂઆ,
જોતી જોતી હીંડઈ નારિ, રોતી રોતી વંન મઝારિ.

શોક મોહ વેદના અપાર, વૃક્ષ કન્હઈ પૂછઈ મિદ્ધિસાર;
મન અમ્હારાં લીધાં હરી, ધૂરત કૃષ્ણ ગયુ નીસરી.

કૃષ્ણ તણુઈ વિરહઈ વ્યાકુલી, શરીરશુદ્ધિ સાનજ ટલી;
તાલોવેલિ કરઈ સુંદરી, થોડઈ નીરિ યથા જલચરી.

કેલિ તણી પરિનુજઈ દેહ, જાણ્યું એહ છાંડિસઈ દેહ;
અંતર્યામી સર્વાવાસ, ગનગુ કીધુ ઈશુ વિચાર.

દયાવંત સ્વામી ગોવ્યંદ, પ્રત્યક્ષ હુઆ પરમાનંદ;
ગોપી મનિ ઉપની રલી, રાસક્રિડા તિહાં માંડી વલી.



૨. પાખલિ વૃંદ વનિતા તણુ, વચમા સીનવિલાસ. (પાઠાંતર)

# जनार्दन त्रवाडी

( सं. १५४८ मा हयात )

[ જનાર્દન ત્રવાડી જ્ઞાતિએ ખડાયતા બ્રાહ્મણ હતા. તેમના પિતાનું નામ ત્રવાડી નિઝો હતું. આ કવિએ 'ઉષાહરણ' રચેલું છે અને તે અમરાવતીમા સવત ૧૫૪૮માં રચ્યાનો ઉલ્લેખ તે પોતે કરે છે. આ અમરાવતી તે સૌરાષ્ટ્રનું અમરેલી અગર તો ઉમરેઠ હોઇ શકે.

'ઉષાહરણ' સિવાય આ કવિની બીજી કોઇ કૃતિ મળી નથી. જનાર્દન ઉપર વીરસિંહના ઉષાહરણની અસર જણાઈ આવે છે. ઉષા સ્વપ્નમાં અનિરુદ્ધને પ્રાપ્ત કરે છે, અને પછી જાગૃત થતાં તેને જે તાલાવેલી થાય છે તેનું જનાર્દને કરેલું વર્ણન ( કડવું ) અહીં રજૂ કરેલું છે ]

## ઉષાનું આક્રંદ

ઉષા માઝમ રયણી જાગી રે, અંગ અનંગ જ્વાલા લાગી રે;
સુહનઈ કલંક (જ) લાગૂં રે, કન્યાવ્રત માહારૂં ભાગૂં રે.

સયર ભણિ, સુણુ બાઈ રે, કન્યાવ્રત કેમઈ નહીં જાઈ રે;
ઉષા કહઈ, સુઝ તે વરુ રે, અવર પુરુષ પિતા ગુરુ રે.

વર વરસ્યૂં એ જોખિ રે, નહિ તો પ્રાણ તજુ તન સોખિ રે;
ઉષા ! પ્રતિજ્ઞા નવ લીજઈ રે, સહીયરનું તે વાર્યૂં કીજઈ રે.

સહીયર કહે મન માણું રે, એ પર ધરથી નથી જાણ્યું રે;
સુહણઈ[1] તે લાખ અન્ધાઈ રે, તે વિહાણઈ[2] મિથ્યા થાઈ રે.

જનાર્દન ભણઈ ઉષા લોલી રે, તુહનિ રક્ષા કરઈ હિંગોલી રે;
તૂં મનિ નવિ આણે તાપ રે, ઉમા-શંકર શિર માયબાપ રે.

---

૧. સ્વપ્નામા. ૨. સવારમા

# નરપતિ

(સં. ૧૫૪૫–૬૦ હયાત)

[ સોળમી સદીના લોકકથાકાર જૈનેતર કવિઓમાં નરપતિ ખાસ નોંધ-પાત્ર છે. આ કવિએ 'નંદબત્રીશી' અને 'પંચદંડ' ની લોકવાર્તાઓ કાવ્યમાં ગૂથેલી છે. આ બેઉ કાવ્યો અનુક્રમે સં. ૧૫૪૫ અને ૧૫૬૦માં રચાયેલાં છે.

નરપતિ નાતિએ બ્રાહ્મણ હોવાનું અનુમાન થાય છે. તેને સંસ્કૃતનું સારૂ જ્ઞાન છે. રૌદ્રરસનું વર્ણન કરવામાં આ કવિ કુશળ છે. પંચદંડમાં તેણે પોતાની શક્તિ ઠીક અજમાવી છે ]

## પરસ્ત્રી–મુગ્ધ નંદરાય

પાંડિલપુર તિહાં નગર વખાણુ, રાજ કરે નંદરાય સુજાણ;
પદ્મમાવતી સ્ત્રી તેઊ, રુપ અનોપમ સોહે બેઉ.
તસ ઘર વૈરોચન મંત્રીશ, પ્રજા લોક પાળે નિશદીસ;
ન્યાય વિનીત તે પુરવીપાલ, રાજ કરઈ છઇ ઇમિ અસરાલ.
નંદરાય આહેડે ગયો, સરોવરપાલ તે પોહતો થયો;
તિહાં પરિયટ ધોયે લુગડાં, પાર નહીં દીસે કેવડાં.
પટોલી દીઠી ઊગતી, રાયની દ્રષ્ટિ તેય પર હળી;
મધુકર ગુંજારવ તિહાં કરે, પટોળીનો પરિમલ હરે.
'કેને ઘરિ નારી પદમણી?' રાઉ હૃદય ઇચ્છા ઉપની;
'પટોળી ધોણહારો તેડિ જા સેવક મ લાઇસિ જે ઢિ.'
પરિયટ આવી લાગો પાય, તેવે પૂછવા લાગો રાય;
"તું તેહ્યો છે, એ વાત ભણિ પટોળી કેહના ઘર તણી?"

પરિયટ :—

"પહેલો પપ્પો કેવલ સોઈ, આગળ રરો કેવલ સોઈ;
ધધાને કાનો દીજંતિ, આગલ નન્નો કેવલ હુંતિ. (પરધાન)

અક્ષર ચાર વિચારી જોઈ, એહ પટોળી તેહની હોઈ;
એહ "પહેરે તેહની ઘરનાર," એમ કહીને કર્યો જુહાર.
મરમ લઈને રાજા ગયો, વેગે મંદિરમાં પોહતો થયો;
સાંમતિ અવર સર્વ વીસરી, નારી નારી હૈડહ વૈધરી.
ડાહ્યા, શાણા બોલે સોઈ, પદ્મણી નારી તેહ જિ હોઈ;
પવિત્રપણું તે સરગમે, જેહને પરિમલે મધુકર ભમે.
શ્રવણે સૂણ્યું મેં દીઠું ચક્ષ, રાજા હર્ષ પામ્યો પ્રત્યક્ષ;
તેહવો કાંઈ કરો ઉપાય, તેહ નારીસ્યું મેળો થાય.
તવ રાજા માંડ્યો ઉપાય, વૈરોચન તે તેડ્યો જાય;
વેગિ કરી આવ્યો પરધાન, રાયે રંગે આપ્યાં પાન.
ત્રંબાવતી નગરી અભિરામિ, રાજા હરિષેણ રાય વખાણી;
ચીઠી મોકલે રાંઈમ જાણ, કાજ કહી મોકલે પરધાન.
કૂડ કરી કાઢ્યો પરધાન, રાયને કહીઈ કૂડી સાન;
મધ્યરેણ રાજા સંચર્યો, સર્વ આભરણ આયુધ પરવર્યો.

द्वारे तिष्ठति भूपालो द्वारपालो न मुञ्चति ।
दीनं वदति कामार्थे हारितं रत्नकुण्डलम् ॥

જવ રાજા પોલિ પોચંતિ, દ્વારપાલ સો નવિ મેલંતિ;
કામાતુર દિનજ બોલિઉ, રતન તણું કુંડલ આપિઉ.

(નંદબત્રીશી)

# कीकु वसही

(सं. १५५० लगभग हयात)

[ કીકુ વસહી ગણદેવીના વતની અને જ્ઞાતિએ અનાવલા (અયાચક બ્રાહ્મણ) હતા. તેમના પિતાનુ નામ ગોદા વસહી હતુ. વસહી અટક છે અને હાલ 'વશી' અટક અનાવિલો લખે છે તે સાથે મળતી આવે છે. કીકુ વસહીની 'બાલચરિત્ર' અને 'અંગદવિષ્ટિ' એ બે કૃતિઓ મળી આવી છે. બેઉ કૃતિઓ કવિને યશ અપાવે તેવી છે. છપ્પયમા 'અંગદવિષ્ટિ' લખી વીરરસની સંવાદાત્મક અભિવ્યક્તિનો માર્ગ બતાવનાર સૌ પહેલો કવિ સંભવત કીકુ વસહી છે. ]

## અંગદવિષ્ટિ

(છપ્પય)

શ્રી રામચંદ્રિ એકાંતિ મંત્રી સુગ્રીવ બોલાવ્યું,
તેડાવ્યું જાંબુવંત પછી હનમંતજ આવ્યું;
મળી પંચ પ્રધાન તવ એક વિમાસણ કીધી;
તેડાવ્યું અંગદ બુદ્ધિક વિષ્ટેની દીધી.
જાંબવંત જંપિ વયણ ન ધર બુદ્ધિ નરની દીઈ,
અંગદ કહિ રાવણનિ તૂં કાંઈ મરણ માગી લીઈ.

અંગદ કરી પ્રણામ રાયનું આયસ માગિ,
કરશૂં જે વિષ્ટૈ ધરી કહ્યું એહમ કાંઈ ન લાગિ,
કરી પિંજ ગીઉ લંક રાઈ અંગણઈ જઈ બિઠુ,
આચરજી સહુ સભા કપ્ય એકલું દીઠુ.
રાવણ રાઈ આગલ જઈ તા ઉર ઉપર બિઠું ચઢી,
કાઈર જન લાગા કંપવા, તું સભા સહૂ સંસિ પડી.

અવલોકયું અંગદ સભા સહૂ દસશર દીઠા,
ઇચ્છારૂ રૂપ તે કરિ રૂધી માયા તવ બિઠા;
તવ વાલિપુત્ર બોલીયું સબળ પણુ સમરથ થઈ,

જે રાવણુની મા કૌસિકી તે ભૂંડ તણી પિરવ્યાઈ.
દ્યણિ દૂધ વિણાસ્યાં જન રાજકાજ કાઈ ન સરશું,
સુણી વચન વનરા તણું તવ પ્રગટ રૂપ રાજા ધર્યું.

સભા મધ્ય ગવણિ પુહુવ પ્રધાન બોલાવ્યું,
એ કિહાનું વાનરૂ પૂર કુણ કારણિ આવ્યું ?
તવ બોલ્યું અગદ મધુર પણ મીઠી વાણી,
હું આવ્યું તહમ ભણી રાઉ અતિ જ્ઞાતા જાણી.
અહું દૂત શ્રી રામનું વચન એક સંભાલ ધરૂં,
આપિ મીતા શ્રી રામનિ તાહરિ સંધિ રૂડિ પિરિ કરૂં.

રે રાક્ષસ કેરિ ચારિ રામ કિમ મૂં શૂં પૂગિ ?
તે હુ ન સીતા દીઊં સૂર દશિ પસ્યમ ઊગિ,
કરિ પ્રતન્યા અતિ ઘણી વચન અતિ વરવ્યું બોલિ,
સ્વર્ગ મૃત્યુ પાતાલ નહી કો માહારિ તોલિ.
શંકર વર દીથ મઝતિ માહરૂં અચલ રાજ કુણિ નહિ ચલિ,
કુંભકરણુ જુ જાગવૂ તુ વંનર સહૂ સોધી વલિ

તવ કોપ્યું અંગદ રાઉ પ્રતિ ઉત્તર આપિ,
કુંભકરણુ સિતારાંમ શિર હેલા કાપિ,
રાઘવ લીધુ નીમ બીજ રાસસનું ટાલિ,
વાલિસ સીતા નારિ સૂધી પરજાલિ
રાવણુ સુણુનિ અંગદ કહિ તૂ હિન કાંઈ વિરાસુ પડિ,
તાહરા દસિ કંધ છેદી કરી શ્રી રામચંદ્ર રમસિડિ.

તવ રાવણુ રોસિ ભર્યું ધર્યું કોપ જ હૈઈ,
સભટિ માહારૂં પ્રાણ શૂં તૂ આગલિ કહીઈ,
સુર મિ લીધા દડ પડ હું સઘવી જાણૂં,
બ્રહ્મા અધ્યારૂ વતાગરૂ રૂદ્ર બાંધી ઘરિ આણૂં.
અંગદ સૂણિન રાવણુ કહિ કશૂં પ્રાણુજ કરસિ,
નવિ શ્રહિ નકૂ તુ દેવતા મઝ ભર ડરગિ.

જેહનિ તૂં નડિ તેહ વિનડસિ તુંહનિ,
હવડાં કહ્યું નહી કરિ પછિ સંભારેસિ મૂંહિન;
રાણી સાહી સહસ્ર ધરી વંનરા વંગોસિ,
સુરનર સ્વર્ગ થકા તે હૂં પણ કુતિક જોસિ.
હુસિ હસારથ અતિ ઘણૂં શૂં રાક્ષસ મદર કરિ,
કોપિસિજ રામ જાસિ કિહાં તૂં અણપૂટિકાં મારિ.

× × ×

અંગદ પ્રતિ વિનવે રાઈ બોલિ રીસાગ્યું,
રાઘવિ હણ્યું વાલિ તૂં તેહ પૂંઠી આવ્યું;
જાંણી તાહરી પાઈકી વિર કાંઈજ હેઈ નહી ધરતું,
સાથિ લાગુ ફિરિ રામની સેવા કરતું.
માંટી પણું મલિ નહી બીજાની પોડિ શું દીસિ,
દેસિ જડંડ મઝ સાહામૂઉ કિમ રામ લંકા લઈ.

× × ×

શ્રી રામ તે વૈકુંઠનાથ સેષ તે લક્ષ્મણ જાણી,
મનસ્ય જાણી મ મનિ રખે તું વાંસુ આણિ;
વિશ્વાનર તે નીલ નલ તે વિશ્વકર્મા,
અંગદ ઇંદ્ર અવતર્યું રીંછ જાંબવંત બ્રહ્મા.
હનોમંત રુદ્ર અગ્યારમુ રવિ સુગ્રીવ સાચિ સહી;
તૂંહિનં નિગ્રહ કારણિ અવતર્યા જુ વાત માંનિ માહરી કહી.
પ્રથમિ પહલિ બાણિ રામ લક્ષ્મણનિ મારૂં,
સંપૂ બીજીવાર સેન વંનરાં સંધારૂં;
ત્રીજિ અયોધ્યાં ભરથ દશરથ શિર કાપૂં,
ચૂથિ બાણિ સ્વર્ગ થકાં ઇંદ્ર બ્રહ્મા ઉથાપૂં.
પાંચમિ બાણિ રાવણ ભણિ, પેંઆલિ રાઈ મતાંગ હણૂં.
અંગદ કહિ રાવણનિ મૂંશૂં પ્રાણ મ લાલિશ ઘણું.

# इसर ( ईश्वर ) बारोट

(स. १५१५-१६२२)

[ઈસર બારોટ તેમના 'હરિરસ' નામના સ્તુતિકાવ્યથી જાણીતા છે. તેમની બીજી કોઈ કૃતિ મળી નથી. કવિ મૂળ મારવાડના હતા પણ જામનગરના જામ રાવળને ત્યાં આવીને ઠરીઠામ થયેલા અને ત્યાં જ તેમની કાવ્યકળા વિસ્તાર તથા પોષણ પામી હતી. ઈસર જ્ઞાની-ભક્ત જણાય છે. તેમની કવિતા સાદી છતાં ચારણી પદ્ધતિની હોઈ આકર્ષક બને છે.]

## નામ-મહિમા

કર્મગત પુછું તું કને, ગોવિંદ હું ગેમાર;
ખાડે વસંતી દેડકી, સમુદ્ર લેવા પાર.

વૈદક તણી વંશાવળી સૌ જન પૂંછે કામ;
મહારોગ જન્મમરણ, નિગમ લેતાં નામ.

દેહ ઘણામાં જળહળી, રળીઓ પેખી રૂપ,
માધા ! મુક્તિ પમાડ તું, એવું તારું સ્વરૂપ.

અજામેળ જમદળ હણ્યો,[1] વછૂટયો વસમી વાર;
દીધા નારાયણ કહી, પૂત્ર શબ્દ પોકાર.

દીધા નારાયણ કહે, શીવ શીવ જહાં હે ચેત,
આતમ પીખ અસર હોય પેં, અમર કરે અમરત.

ન દે સાદ કેમ નારાયણ, સાદ લીએ જો સંત;
ઉત્તમ નામ હુલાવતાં,[2] પૈનુ દાન પરંત.

આજે નામ અનંતરો, પ્રલે પાપ પ્રચંડ;
જળ થળ જેટલો જાતધર, ખોયણ દે વનખંડ.

કથા એમ ઈશ્વર કહે, કોણુ જાયો કીરતાર;
બ્રહ્મા રુદ્ર નિગમતા ન લહે નિરાકાર.

---

૧. પાઠ [illegible] ૨. પાઠ [illegible]

# માંડણ બંધારો

( વિક્રમના સોળમા શતકનો પૂર્વાર્ધ )

[ કવિ માંડણ શિરોહીનો વતની અને જ્ઞાતિએ બંધારો હતો. તેની માતાનું નામ મેઘૂ અને પિતાનું નામ હરિ હોવાનું જણાય છે. તેણે 'પ્રબોધ બત્રીશી', 'રામાયણ' તથા 'રુકમાંગદકથા' 'સતભામાનુ રૂસણુ' વગેરે રચેલા છે. તે પૈકી "પ્રબોધબત્રીશી" પ્રગટ થયેલી છે.

'પ્રબોધબત્રીશી'માં કવિએ કહેવતો અને ઉખાણા ચલણી નાણાની પેઠે વાપરેલા છે તેણે જે પટ્પદી ચોપાઈ પ્રયોજી છે તે પાછળથી અખાએ અપનાવી છે. લોકોક્તિઓ તથા કહેવતો કવિતામાં છૂટથી વાપરવાની તેની વિશિષ્ટ શૈલી પણ અખાએ અપનાવી છે. એક રીતે કહીએ તો માંડણે પ્રબોધબત્રીશી દ્વારા કહેવતોનો નાનકડો કોશ આપણને આપ્યો છે. પણ માંડણ કેવળ કહેવતોનો નીરસ કવિ નથી. રામાયણ વગેરે તેની બીજી કૃતિઓમાં પણ તેની રસિકતા પ્રગટ થાય છે. ]

## હાસ્યવીશીના ઉખાણા

'પાપમતી નઈ મદિરા પીધ, વઢકણી વહુ નઈ પ્રીય પક્ષ કીધ.'
[1]હૃદય સૂનું ભાંગિ વાપરઈ, વ્યાધિ પીડયું દુઃકૃત કરઈ.
કમાણીં નઈ કસંગતિ જડી, યમ કારેલી લીંબડી ચડી. ૧

થોડી વિદ્યા થયું ઠીકરૂ, ધન થોડું ધનવંત થયું સરૂં,
'ઉણુ ઘડુ ગાજિ તે ઘણું', પૂર પાંણી ગ્રહઈ આપણું,
ગર્વઈ સર્વ સુવર્ણમઈ હોઈ, કીડી ચડી કાટલઈ જોઈ. ૨

પરણી નારિ તજી વનિ ગયું, આલસ અગિ તપસી થયું,
કાંમબાંણ ન ચકયું જાલવી, રડવતી સ્ત્રી આંણી વળી,
"શ્વાન ભસાવઈ હીડઈ' ચકયુ, આહુરિ નગ્યુ ઘર ન રાખી સકયું. ૩

કર્મવિહુણુ કરસણુ કરઈ, મેહ નહીં કે ઢાંઢુ મરઈ,
જુ કદાચિ વાડી પાધરી, જાઈ ચોર શવિ તે ફિરી.
ચડિ પીપલિ ચડિ નીચી ડાલિ,' [2]જાપિઅ લાડિ પણુ કર્મ નિલાડિ'

---

૧. ગાંડો ભાગનો ઉપયોગ કરે. ૨. લાડી (વહુ)નો જાપ જપીએ પણ કર્મમાં હોય તો ગમે ને ?

## મૂર્ખ-વીશીના ઉખાણા

મૂરખશું મન કરશુ સંગ, 'રગ માહિ તે કરશિ ભંગ'
સોના ઝાલ મ પાણી ખોઈ, મહૂ [1]માલિ ચડાવ્યું કિમ [2]ટોહિ ?
ઢઢનંઈ રાજ કરાવ્યું કરઈ, માતુ [3]ઓકડ મુખિ મુતરઈ. ૧
આંણીતાં આઘેરૂ જાય, વારીતાં વાકેરૂ થાય,
'સ્વાંન પૂંછ નલી ખટમાસ, તુહિ ન છડઈ વંક અભ્યાસ.'
શીખ દેઅંતાં આહુમુ ભડઈ, મુલિ [4]લોહિ ન [5]પોગર ચડઈ. ૨
ગુરૂ શીખામણ સારી દિઈ, મનસા મૂઢ ન આવઈ હૈઈ,
સારા બોલ તે મઘલા ગટયા, 'સમુદ્ર માહિ સાતૂ [6]યમ ભલ્યા,
નીલજ [7]ગુહ્યક ઉગ્યુ ખીજડું, સામ્હૂ કહિ હૌઉ છાંહીડું. ૩
[8]'નૈરસ કાઠ ન ભાજઈ નમઈ, આછી છાશિ ન પાણી ખમઈ'
મૂરખ નઈ દીધુ અપદેશ, ઈતર તોળ્યુ આણે [9]રેસ,
યમ [10]ભૂઅંગમ પાયુ દૂધ, સાળુ ચીહ મૂકાવ્યું રૂધ. ૪

## શ્રીધર

(સ ૧૫૬૫ મા હયાત)

[ 'રણમલ્લ છંદ'ના કર્તા શ્રીધર વ્યાસ પછી લગભગ એક સૈકા બાદ એજ નામનો આ બીજો કવિ જુનાગઢમા થઈ ગયો છે આ શ્રીધરકવિ તેની "રાવણમંદોદરી સંવાદ" તથા "ગૌરી ચરિત" એ બે કૃતિઓથી જાણીતો થયો છે

શ્રીધર મોઢ બ્રાહ્મણ હતો અને "રાવણમંદોદરી સંવાદ"ની રચના તેણે જીર્ણદુર્ગ-જુનાગઢમા રહીને કરી છે એમ તેના વાક્યમાથી જ જાણવા મળે છે. કવિના પિતાનુ નામ સદમા મંત્રી હતુ જ્ઞાતિએ વણિક હોવાનું અનુમાન થાય છે

પાર્વતી ભીલડીનુ રૂપ ધરીને તપ કરવા ગયેલા શંકરને છળે છે, તે પ્રસંગ કવિના "ગૌરી ચરિત્ર"માથી અહીં રજૂ કરેલો છે ]

૧ માલિ-માળા ઉપર ૨. ટોયુ અરધ ફેરવા પછી ઉતારવા. ૩ આકોડા ૪. લોઢાને ૫. પાણો ૬ યમ-જમ ૭ ગુહ્ય ઉપર ૮ સૂક ૯ રીસ ૧૦. સાપ.

## શિવ-ભીલડી

કડવું (ઢાલ)

પેખતાં હરજી હરખ પામ્યા, ભાવ લાગ્યો ભામિની;
દીલે અતિશય અનંગ વ્યાપ્યો, મુખકમલ દીઠું કામિની.
મન કામિની–અભિલાષ લાગો, સાદે તેડી સુંદરી;
કવણ કારણ કહે મુજને, એકલી વન કિંનરી ?
કિંનરી મંદિર કયહાં તારૂં, કયહાં વનો વન ગવ્હરે ?
સાસરે પિયરે સાખ શી, તારો કંથ કામ કશું કરે ?
શું કરે અંતરિયાળ ઊભી, નારી નવયૌવન-ભરી;
મહાદેવને મન મોહ લાગ્યો, રૂપ દીઠે ભીલડી.

કડવું (રાગ કાલેરો)

પૂછંતી એ પુલંદરી, મદ ને મત્સરે ભરી;
ઉત્તર આપ્યો હરને મરકલે એ.
મરકલે હરશું હસી, સ્વામી તમો કહીએ તપસી;
પરાઈ કથની એવડી તે કાં કરો એ ?

(ઢાલ)

કથની પરાઈ કાં કરો, તમો બ્રહ્મચારી વન વસો;
શિવ: પરનાર દેખી શાણપ હરૂં, જોઉ કાંક ભાવ કરી હસો.
હર હસે, હરશું હસી બોલે, ચક્ષુપાલ કરે ઘણી;
શીધરા સ્વામી દેવ સાંભળ, કહુ કથાવત અમતણી.
પાર્વતી: અમતણી જાત કુજાત કોળી, ભીલ ભરથારે વરી;
છ માસ થયા છાંડી ગયા, તે નાથ જોવા નીસરી.
નીસરી પણ માર્ગ ભૂલી, આ લવું આ રતિ કરી;
માર્ગ મારો કહો જોગી, પૂછે નારી પુલંદરી.

કડવું (રાગ કાલેરો)

૯ શિવ : બોલીઆ ભીલવિલાસ, છાંડી ગયા છ માસ;
તેની રે આશા તે ભીલી કા કરો એ ?
આશા તેહની પરહરી, તું આવની રે અમારે ઘરી;
પાઠવું પીયેર ભલી પેર કરીએ

(ઢાલ)

પાઠવું પીયેર પેર કરી, તું હા ભણે જો હેલડી;
માય બાપ બાંધવ બેહેન માહે, ભલી ભવાડું ભીલડી.
ભીલડી રે ભરથાર પાખે, નારી સદા નિરુપરી,
અનેક જન અપવાદ બોલે, એકલી કાં નીસરી ?
પરવરો તો સહુ પાય લાગે, નમે સહુ સોહામણી;
પતિ જમલી પૂજાયે, તું સદા સાસરવાસણી.
વાસણી વિશ્વધાર બોલે, નારી જો તું કહ્યું કરે;
સંન્યાસ છાડુ, ગેહ માંડું, લીલ-વિલાસી ઉચરે.

× × ×

પાર્વતી મદ્ય માંસાહારી હું છું નારી, બ્રહ્મચારી કયમ વરે ?
લોભે વાહ્યો મ બોલ જોગી, ગઈ તારી સૂધ રે.
પરવરૂં તુજશું ભસ્મ ચોળું, જોગવું જોગણ થઈ;
માબાપ બાંધવ બેન મારી, હસાવું સઘળી સહી.
સહિયર સઘળી હસે મુજને, પચારે પ્રમદા વળી,
ખાખી સંગે કેમ રહીએ ? જન્મારો જાયે બળી.

[પછી શંકરે સુંદર યુવાન બની પોતાની ઓળખાણ આપી.]

કડવું (દેશાખ)

શંકર : સાંભળ રે અમારૂં નામ, ગામ કૈલાસ કેરો ધણી,
ધણીઆણી રે તું ઘરનાર, ઘરણી થા તું શંકરતણી.

( ઢાળ )

પાર્વતીઃ શંકરની ઘરુણી કયમ થાઉં, અબળા આગે ખેચ છે;
દિન પાંચ પૂઠે તું પરવરે, તવ ભીલ મન ભાજે પછે.
ભાજે મન ભરથાર કેરૂં, પડે પિયરની દશા;
શિવતણું ઘેર સાંભળી જે, કલત્ર છે બે કર્કશા.
કર્કશા કોપે લાજ લોપે, તવ ન માને તૂજને;
ચડવડી આવે શોકય બે, તવ મળી મારે મૂજને.
મુજને અહર્નિશ દીસે દોહેલું, શોકય સંતાપે વડી;
બે નારી હેઠળ દાસ કયમ હોઉં, કહે ભવાની ભીલડી.

શંકરઃ ગંગાની સંગત નવ કરૂં, મેં ભાવે છાડી ભગવતી;
ત્રિપુરારિ કહે તુજને ન મૂકું, પરહરી વળી પાર્વતી.
પાર્વતીને પિયર મૂકું, કાં તો કરાવું સેવના;
જાન્હવી જમલાં ચર્ણ વંદે, નમે બહુ દેવાંગના.

કડવું ( ઢાલ )

ઉતારીઉં જવ ઘરુણી ધારણ, સદાશીવ હવા સુખી;
શૃંગાર લહ્યો વિહાર કીધો, અચલતનયા ઓળખી.
ઓળખી તવ અમર હશીયા, કલત્ર કરે પચારણું;
આકાશ માર્ગે ઈશ હશીયા, શિવ લાજ્યા અતિ ઘણું.
અતિ ઘણો કોપે કંદર્પ શાપ્યો, અનંગ વિના હશે કશું;
જો ચૂક્યો કૈલાસવાસી તો, અવર પુરુષ કહીએ કશું ?
અવર પુરુષ કહીએ કશું, માથે જોગી હર ઘર આણીઓ;
તે દેવીનાં હું ચરણ પૂજું, જેણે મુનિવર માણીઓ.

*

# મુનિ લાવણ્યસમય

(જન્મ સં ૧૫૨૧)

[ અમદાવાદના લઘુરાજ નામના વણિકપુત્રે આઠ વર્ષની વયે પાટણમા દીક્ષા લીધી અને લાવણ્યસમય નામ ધારણ કર્યું. પ લાવણ્યસમયમા સોળ વર્ષની વયે જ કવિત્વશક્તિ પ્રગટ થઈ હતી તેમણે નાના મોટાં ૨૧ કાવ્યો રચેના છે પણ તે બધામા મંત્રી વિમળશાના જીવનનુ નિરૂપણ કરતો "વિમલ પ્રબંધ" ઉત્તમ ગણાય છે 'વિમલપ્રબંધ' તેમા રહેલા કાવ્યને લીધે નહિ પણ તે સમયની સમાજસ્થિતિના ચિત્રોને કારણે ખાસ ધ્યાનને પાત્ર બને છે 'વિમલપ્રબંધ'ની રચના સાલ સં ૧૫૬૮ ગણાય છે

"વિમલનો શાળામા પ્રવેશ" તથા "શ્રી સુંદરીના લક્ષણ" એ બે શીર્ષકો તળે લાવણ્યસમયની બાની અહીં રજૂ કરેલી છે પહેલો ખંડ તે સમયે બાળકને ગામડી નિશાળે કેવી રીતે બેસાડતા તેનુ સુરેખ ચિત્ર આપે છે. બીજા ખંડમા ઉત્તમ નારીના સ્પૃહણીય રૂપગુણનુ વર્ણન છે ]

## વિમલનો શાળામાં પ્રવેશ

કરૂ સજાઈ ઘરિ આપણઈ, યમ બેટઉ નેસાલ ભણઈ,
મહૂરત પૂછઉ પંડિત પાશિ, વડિ મહોત્સવિ મન ઉલ્હાશિ ૧
તેડી માહાજન દીધૂ માન, આરોગાવી આપ્યા પાન,
ભરિઉ ધૂંપ ધૂણાલઉ ધરૂ, વીરિઇ ઝાઝઉ કીધુ વરૂ ૨
તુરિ પલાણી થિઉ અસવાર, ભોજિક ભાટ કરઈ જયકાર,
માથઈ પાટી રૂપા તણી, કરિ ખડિઉ સોવિન લેષણી ૩

૧ દીકરો નિશાળે જઈને ભણે એવી આપણે ઘેર તૈયારી કરો પંડિતને નિશાળે મૂકવાનુ મુહૂર્ત પૂછો અને મોટા ઉલ્લાસ ઉત્સવથી નિશાળે મૂકો એ પ્રમાણે વિમલના માતાપિતાએ નક્કી કર્યું

૨ સદ્‌ગૃહસ્થોને તેડીને માનપૂર્વક જમાડ્યા અને પાન આપ્યા ધૂણાવાળો સુંદર ધૂપ ભરાવ્યો, વીરે વિમલના પિતાએ ઘણો ખર્ચ કર્યો

૩ ઘોડા પર પલાણ નાખીને (વિમળ) સવાર થયા ભોજક ભાટ જય જયકાર કરવા લાગ્યા રૂપાની પાટી માથે મૂકી અને હાથમા ખડિઓ તથા સોનાની લેખણ લીધી.

ગાઈ કામિણિ કરઈ ટકોલ, બિહિસ્યાં કૂંઅર તણાં કપોલ;
ધરઈ છત્ર ચામર બિહુ પાશિ, પુહુતા પંડિતનિ આવાશિ. ૪

પહિલૂં સરસતિ કરિઉ જુહાર, કંઠિ ઠવિઉ એકાઉલિ હાર;
પચ્છઈ લાગઈ પંડિત પાઈ, માગઈ વિદ્યા વિનય પસાઈ. ૫

મેહલી શ્રીફલ દસવીસ, પંડ્યાનિ મનિ હોઈ જગીસ;
પંડિત પ્રથમ ભણાવઈ ભલે, નેસાલીઉ જીવ નીસલે. ૬

ફૂલી ખડીઆ ખોલા ભર્યા. નેસાલીયા અવર પરવર્યા;
વિદ્યાનુ કીધું આરંભ, જોઈ મહૂરતના સવિ થંભ. ૭

પુષ્ય નક્ષત્ર દસમી ગુરૂવાર, લગ્ન ચરાચર અંશ વિચાર;
શશિ દસમુ દસમુ રવિ યોગ, નહી ભરણી ભદ્રાનુ ભોગ. ૮

વિદ્યા આરંભી ઘરિ ગયુ, દિનિ દિનિ ભણવા ઉત્સક થયુ;
સકલ સૂત્ર સીખ્યા સવિ અંક, વહિલા લાધા લિપિના લંક. ૯

---

૪. સ્ત્રીઓ ગીત ગાય ને વિનોદ કરે. કુંવરના કપોલ (લમણા) હસ્યાં. બે બાજુએ છત્રચામર ધર્યાં; એ પ્રમાણે વરઘોડો પંડિતને (ઘેર) નિશાળમાં ગયો.

૫. પહેલા સરસ્વતીને જુહાર કર્યા. અને (સરસ્વતીની મૂર્તિને) કંઠે એકાવળી હાર પહેરાવ્યો. પછી પંડિતને પગે લાગ્યો અને વિનયથી વિદ્યાપ્રસાદ માગ્યો.

૬. દશ વીસ નાળિયેર મૂક્યા અને પંડ્યાનું મન ખુશી કર્યું. પંડિત પ્રથમ 'ભલે' (સંસ્કૃત 'ભરે' ઉપરથી પ્રાકૃતમાં 'ર' નો 'લ' થઈ 'ભલે' થયુ છે. સોળમા સૈકા પહેલાના હસ્તલિખિત પુસ્તકોમાં દરેક ગ્રંથના આરંભે એ સંજ્ઞા લખતા તેમ દરેક વિદ્યાર્થીને શરૂઆતમાં એ સંજ્ઞા શીખવવામાં આવતી) ભણાવે. નિશાળીઆઓનો જીવ નિશાળ.

૭. ધાણીના ફૂલ વહેંચીને છોકરાઓના ખોળા ભર્યા અને ખડીઆ આપ્યા. છુટી પડવાથી બીજા બધા નિશાળીઆ ઘેર ગયા અને પંડ્યાએ મુહૂર્તના સર્વ સ્તંભ જોઈને નવા નિશાળીઆને વિદ્યાનો આરંભ કરાવ્યો.

૮. પુષ્ય નક્ષત્ર, દશમ, ગુરૂવાર, ચરાચર લગ્નાંશ, દસમો ચંદ્રમા, દસમો સૂર્ય, એવા શુભ યોગ અને ભરણી ભદ્રાનો કંઈ પણ અવજોગ નહિ એવા મુહૂર્તે વિદ્યારંભ કર્યો.

૯. વિદ્યાનો આરંભ કરીને વિમળ ઘેર ગયો. દહાડે દહાડે ભણવાની હોંશ વધી ગઈ. (વ્યાકરણના) સર્વ સૂત્ર અને સર્વ આંક શીખ્યો. લિપિના મરોડ વહેલા આવડી ગયા.

# શ્રી સુંદરીનાં લક્ષણ

કદલી થંભ જંઘ જૂઅલી, દંતપતિ તે દાડિમ કલી,
પુષ્ટા ગાલ લાલ આપડી, રાતા અધર મધુર ભાષડી. ૧

હરિલંકી હીડિ મલપતી, ગજબજ હંસ હરાવિ ગતી,
રુપિઈ રભા કિ રોહિણી, કિ ઇંદ્રાણી કિ મોહિની. ૨
અમરી કુમરી જે ઉર્વશી, નાગલોકની નારી યશી,
જોતાં રુપ ન આવઈ પાર, ઉરિ પહિરિઉ એકાઉલિ હાર. ૩
વીણિદંડ લંબ લહલહઈ, રુપિ ન રાંણી પાસિઇ રહઈ,
કાંને જડિત પરી પીગલી, ઝળકિ ઝાલિ હાથિ વીટલી ૪
નાંમી પનુતી શ્રી સુદરી, સામુદ્રિકને લક્ષણિ કરી,
પૂછઈ બોલ જિ કે આકરા, તે તે ઊત્તર આંપઈ પરા. ૫
ગીત ગાન નિ નાટક કલા, ધર્મ નીમ તે જાણઈ ભલા;
મંત્ર-તત્ર જાણઈ વિજ્ઞાન, જાણઇ તાલ તણા સવિ માંન. ૬

---

૧. જઘાઓ કદલી-સ્થભ જેવી અને દાતની પકિત દાડમની કળી જેવી હતી. ગાલ મરાવદાર, આખ લાલ, અધર રાતા અને વાણી મધુર હતી

૨-૩ સિહના જેવી કેડવાળીની મલપતી ચાલ, હાથી અને હસની ચાલને પણ હરાવે છે. રૂપમા તો અપ્સરા ( ઇદ્રની વારાગનાઓ ), રોહિણી ( ચદ્રની સ્રી ), ઇદ્રાણી, કે મોહની, દેવકુમારી ઉર્વશી, અથવા નાગલોકની સ્રી જેવી. રૂપ જોતા પાર આવે નહિ. તેણે છાતી પર એકાવલી હાર પહેર્યો હતો

૪. વેણિદડ (ગૂથેલો ચોટલો) લાંબો લહેરી રહ્યો હતો. રૂપ જોતા રાણી પણ તેની સામે ટકી શકે નહિ માને જડતરવાળી ખીટલી અને ઝાલ ઝબકતી હતી અને હાથે વીટી પહેરી હતી

૫ આ સુદરીનુ પનોતુ નામ ' શ્રી ' હતુ સામુદ્રિક લક્ષણ જોતા તે ખરેખરી લક્ષ્મી જ હતી નિરીક્ષકોએ કન્યાને જે જે અઘરા પ્રશ્ન પૂછ્યા તે દરેકના શીઘ્ર ખરા ઉત્તર આપ્યા.

૬. ( હવે કવિ સ્રીની ૬૪ કળા ગણાવે છે ) ગીત, ગાન અને નાટકની કળા-તેમ ઉત્તમ ધર્મનીમ જાણે વળી મત્ર, તત્ર અને વિજ્ઞાન જાણે, તાળના સર્વ માન જાણે-

જાંણુઈ ઉચિત કલા જિ ચિત્ર, જાંણુઈ વચનભેદ વાજિત્ર;
જાંણુઈ ગ્નાંન ક્રિયા ચે દંભ, જાંણુઈ ચે વરતઈ જલ થંભ. ૭

મેઘવૃષ્ટિના જાંણુઈ મર્મ, જાંણુઈ જલ આકર્ષણ કર્મ;
વનરોપન ગોપન આકાર, જાંણુઈ જે જે ધર્મ વિચાર. ૮

શકુનશાસ્ત્ર જાંણુઈ ગુરુ થકી, જાંણુઈ વાંણિ ચે દેવકી;
જાંણુઈ વસ્તુ વધારી વાંન, જાંણુઈ મધુરાં રાંધી ધાન. ૯

જાંણુઈ સોના રૂપા સિદ્ધિ, આપઈ હીઅડિ ઉત્તર બુદ્ધિ;
જાંણુઈ મંડાવી આસાદ, જાંણુઈ કરી વિતંડાવાદ. ૧૦

હયલક્ષણ સામુદ્રિક ભણી, જાંણુઈ ગતિ જે લીલા તણી;
જાંણુઈ તેલ સુગંધાં કરી, કરઈ પરીક્ષા જે ગજતુરી. ૧૧

સારિ પાશિ રમતાં રંગ વહુ, જાંણુઈ જે ખૂંદી ગરવહુ;
કરલાઘવ બોલઈ પડવડી, ભોજન પરિ જાંણુઈ ચડવડી. ૧૨

---

૭. ઘરતી કળાઓ જાણે, ચિત્રકળા જાણે, વચનભેદ (વાણીનો મર્મ) જાણે, વાજું વગાડી જાણે, જ્ઞાન, ક્રિયા અને દંભ (કરી અથવા પારખી) જાણે, જળ થંભાવી (વહેતુ પાણી અટકાવી) જાણે.

૮. મેઘવૃષ્ટિના મર્મ (વરસાદ વરસશે કે નહિ અને ક્યારે તથા કેટલો વરસશે તે) જાણે, જળઆકર્ષણકર્મ જાણે, ઝાડ રોપી જાણે, આકાર છુપાવી જાણે, ધર્મના દરેક સિદ્ધાંત જાણે.

૯. ગુરુ પાસે શીખેલું શકુનશાસ્ત્ર જાણે, દેવની વાણી જાણે, વસ્તુનુ (અથવા વપુનું) રૂપ વધારી જાણે, મધુરી રસોઈ કરી જાણે.

૧૦. સોનું રૂપુ બનાવી જાણે, પોતાના હૈયાની બુદ્ધિથી ઉત્તર આપી જાણે, સારાં મકાન બધાવી જાણે, વિતંડાવાદ (તત્ત્વ નક્કી કરવાના હેતુથી નહિ, પણ સામાને થકવી નાખવાને માટે કરવામાં આવતો વાદ) કરી જાણે.

૧૧. ઘોડાનાં સામુદ્રિક લક્ષણ જાણે, લીલાવતી ગણિત જાણે, સુગંધીવાળાં તેલ બનાવી જાણે, હાથી ઘોડાની પરીક્ષા કરી જાણે.

૧૨. પાસાથી સારી રીતે બાજી રમી જાણે, ગરબે ખૂંદી જાણે, હસ્ત લાઘવ જાણે, ભોજન વિધિ જાણે, મનના ભાવ સ્પષ્ટ અને સરળ રીતે બોલી જાણે.

જાંણુઈ વણિજકલાના ભેદ, જાંણુઈ પહિરી નવ નવ વેષ,
નયણે સન્યા સઘલી લહઈ, મુખમંડન ઘરમંડન લહઈ. ૧૩

ગૂંથઈ વીણિ ફૂલ ફૂટરાં, જાણે કથન કહીશિ ઘણાં;
આણુઈ ઉગતિ અનેરા માંહિ, ઉત્તર દેતા વાર ન લાઈ. ૧૪

દેશ દેશની ભાષા ભણુઈ, વૈદ્યકલા લહિ ડાહિમપણુઈ,
જાંણુઈ લોક તણા વ્યવહાર, જાંણુઈ પહિરી સવિ શણુગાર. ૧૫

લહિ હીયાલી અંક અનેક, જાંણુઈ વીણુાનાદ વિવેક;
પર રંજન અંજનના યોગ, ચુરાશી આસનના ભોગ ૧૬

જાણુઈ બાલ ચાલ હેલવી, જાંણુઈ કરિ કુંકમ કેલવી;
જાણુઈ સોવિન વર્ણ વિવેક, લિપિ અષ્ટાદશ લહિ અશેષ. ૧૭

લાડી ચોડી નિ સોરઠી, હાડી મહયોધી મરહઠી;
કર્ણાટી કાહડી ડાહલી, લિપિ માગધી સસી સિંગલી. ૧૮

---

૧૩ ક્યા દેશમા કયો વ્યાપાર ચાલે એવો છે તે જાણે નવા નવા વેશ પહેરી જાણે આખના ઇસારા સમજી શકે, મુખમડન (મોનો ચ્હેરો ઇચ્છાનુસાર શોભાવી) જાણે, ઘર સાડી જાણે

૧૪. ચોટલો અને ફૂલના શણગાર ગૂથી જાણે, ઘણા ઉખાણા કહી જાણે, જુદી પડતી વાતને પોતાની વાતમા મેળવી જાણે, તરત જવાબ દઈ જાણે

૧૫ દેશ દેશની ભાષા બોલી જાણે, ડહાપણથી વૈદકળા જાણે, લોક સાથેના વ્યવહાર જાણે, સર્વ શણગાર પહેરી જાણે

૧૬ અનેક અક સજ્ઞા જાણે, ગાગી રીતે વીણા વગાડી જાણે, બીજાને રજન કરનારા અજનના યોગ જાણે, ભોગના ચોરાશી આસન જાણે

૧૭. બાળકને હેળવી (પોતાના તરફ પ્રીતિવાળુ કરી) જાણે તેને ચાલતાં શીખવી જાણે. પોતાના હાથે કકુ કેળવી જાણે સોના વગેરેની કસોટી કરી જાણે, પૂરેપૂરી અઢારે લિપિ જાણે

૧૮ લાડી (લાટ દેશ ભરૂચની પાસેની), ચોડી (હાલના તજાવરની આસપાસના પ્રદેશની એના પ્રાચીન રાજ તાઓના નામમા 'ચોળદેવ' શબ્દ જો વામે છે) સોરઠી હાડી (બુદીકોટા પાસેની) મહયોધી (મથુરાની આસપાસની) મરાઠી, કર્ણાટકી, કાહનડી (કાનડાની) ડાહલી (ગ ચ પ્રદેશની) માગધી (પટણાની આસપાસની), સસી (?) સિંગલી (સીગાપુર કે અથવા સિંહલદ્વીપ-લંકાની.)

ખુરાસાહાણી ગુર્જરિ કુંકણી, હમ્મીરી પરતારી ભણી;
માલવની લિપિ લહઈ વિચાર, બોલિ લિપિ એતલઈ અઢાર. ૧૯

ચઉસઠી કલા નારિની ભણી, જાંણુઈ અધિક વલી તેહ તણી;
સવિ પારખા લઈ બોલતાં, પહિરઈ વસ્ત્ર અંગિ સોહતાં. ૨૦

કરઈ વાત ડાહિમ આપણી, જાંણુઈ પંચકાવ્ય તે ભણી;
જાંણુઈ સકલ ચૂર્ણ અભિધાંન, જાંણુઈ પર ઊતારી માન. ૨૧

જાંણુઈ દેવ ડાકિણી ગ્રહી, ભૂત પ્રેત જાંણુઈ નિગ્રહી;
જાંણુઈ દોહી હલૂઆ હથી, જાંણુઈ ગોરસ ગોલી મથી. ૨૨

---

૧૯. ખુરાસાણી (કાબુલ તરફના પ્રદેશની), ગુર્જરી, કુંકણી, હમ્મીરી (?) પરતારી અને માલવાની એ પ્રમાણે અઢાર લિપિ કહેવી છે તે જાણે.

૨૦. સ્ત્રીની ચોસઠ કળા કહી છે, પણ આ તેથી પણ વધારે જાણતી હતી. બોલતા બધી પરીક્ષા કરે, અને અંગે શોભતા વસ્ત્ર પહેરે.

૨૧ પોતાના ડહાપણથી વાત કરે, પંચકાવ્ય (રઘુવંશ, કુમારસંભવ, નૈષધ, કિરાત અને માઘ) જાણે, બધા ચૂર્ણના નામ જાણે અને સામાને માન (ગર્વ) ઉતારી જાણે.

૨૨. દેવ, ડાકિણી અને ગ્રહપીડા સમજી જાણે, ભૂતપ્રેતને દૂર કરી જાણે, હળવે હાથે દોહી જાણે, ગોળીમાં ગોરસ વલોવી જાણે.

# भक्तराज नरसिंह महेता

(जन्म सं. १५३५ अगर ते पछी)

[ મધ્યકાલીન ભક્તિયુગના પ્રતાપી જ્યોતિર્ધર નરસિંહ મહેતા તેમની રસમધુર કવિતાથી સાહિત્ય જગતમા વિખ્યાત બન્યા છે ગુજરાતમા મધ્ય યુગની ભક્તિના પ્રચુર પ્રચારનુ શ્રેય બે ગુજરાતી કવિઓને ફાળે જાય છે— નરસિંહ મહેતા તથા મીરાબાઈ ગુજરાત મીરાની જન્મભૂમી ન હતી એટલે એ યુગના તળપદા ગુજરાતી ભક્તકવિ–ભક્તિયુગના મહાન યુગધર તરીકેનુ સ્થાન નરસિંહ મહેતાને પ્રાપ્ત થાય છે નરસિંહ મહેતાની અધિકાંશ કવિતા રાધાકૃષ્ણની લલિત લીલાઓનો આશ્રય લઈને લખાયેલી છે તેમા ગોપી-ભાવની ભક્તિની પ્રચુરતા જોવા મળે છે

ભક્તશિરોમણિ નરસિંહ મહેતા જ્ઞાતિએ વડનગરા નાગર હતા તેમનો જન્મ જુનાગઢ પાસેના તળાજા ગામે થયો હતો તેમના માતાપિતા બચપણમા ગુજરી જવાથી તેમનુ પાલનપોષણ મોટાભાઈ કરતા હતા નરસિંહ મહેતા નાનપણમા આળસુ અને વિદ્યા તરફ પ્રેમ વિનાના હોઈ બાવા સાધુઓ સાથે રખડયા કરતા માણેકબાઈ નામની એક સુશીલ કન્યા સાથે મહેતાજીના લગ્ન થયા હતા નરસિંહ મહેતાના રખડેલપણાના કારણે ભાભીએ મેણુ માર્યું અને પરિણામે નરસિંહ મહેતા રીસાઈને ઘર છોડી ચાલ્યા ગયા

રીસાઈ નીકળેલા મહેતાજી જગલમા જઈ તપ કરે છે અને તેમને ભોળાનાથ ગોપનાથ પ્રસન્ન થાય છે ગોપનાથની કૃપાથી તે શ્રીકૃષ્ણની રાસ-લીલાના દર્શન કરે છે અને શ્રીકૃષ્ણના અનન્ય ભક્ત બને છે હવે નરસિંહ મહેતા જુનાગઢ આવી માણેકબાઈ સાથે અલગ ઘર માડી રહેવા લાગ્યા અને રાતદિવસ કૃષ્ણનુ કીર્તન તથા ભજન કરવા લાગ્યા અનેક સાધુ સતોના સમાગમથી તેમના ભક્તિને અનેરા રગ લાગ્યા અને ભક્તિ–પદાર્થમા મશગૂલ બનેલા મહેતાજી સસારને ભૂલી ગયા લોકોની હાસી, ગરીબી, નિંદા, એ કશાની પરવા ન કરતા એમણે ભક્તિરસની લ્હાણ લૂટવા માડી અને પોતાની બધી ચિંતા ભક્તવત્સલ ભગવાન શ્રીકૃષ્ણને સોંપી દીધી

તેમના પુત્ર શામળશાનો વિવાહ, પુત્રી કુવરબાઈનુ મોસાળુ, પિતાનુ શ્રાદ્ધ વગેરે પ્રસગે એ ભગવાને જ તેમને સહાય કરી હતી, એવા

કોઈ કોઈ ઉદ્‌ગારો તેમની પોતાની કવિતામાં મળે છે. બીજા અનેક કવિઓ એ પણ તેમના જીવનની ઘટનાઓને કવિતામાં ગૂંથી છે. મીરાંબાઈએ પણ "નરસિંહ કા માયરા" કાવ્ય લખ્યાનું કહેવાય છે.

તેમનો વૃદ્ધમાન્ય સમય સં. ૧૪૭૦–૧૫૩૬ મનાતો હતો. પણ ચૈતન્ય, વલ્લભ વગેરેએ પ્રચારેલી ભક્તિ–વૃંદાવનીય ભક્તિની જે છાયા ભારતભરના એ યુગના સાહિત્યમાં પડેલી છે તેમાં નરસિંહને અપવાદ બનાવવાનાં કોઈ સબળ કારણો જડતાં નથી. એટલે નરસિંહને શ્રી વલ્લભાચાર્ય કે સુરદાસની અગાઉ મૂકી શકાય નહિ. આથી શ્રી ક. મા. મુનશી નરસિંહ મહેતાનો સમય સં. ૧૫૫૬–૧૬૩૬ માને છે; અમે નરસિંહનો જન્મ સંવત ૧૫૭૫ અગર તે પછીનો માનીએ છીએ.

**મુખ્ય કૃતિઓ** :—સુદામાચરિત્ર, ગોવિંદગમન, દાણલીલા, ચાતુરીઓ, સુરતસંગ્રામ, રાસસહસ્રપદી, શૃંગારમાળા, કૃષ્ણજન્મને લગતાં પદો તથા ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યને લગતાં છૂટક પદો. હારમાળાનું કર્તૃત્વ નરસિંહનું હોવા વિષે શંકા છે.

નરસિંહ મહેતાએ શૃંગારરસ પરા કોટિએ ગાયો છે. તેમણે ગાયેલી રાધા-કૃષ્ણની મનોરમ લીલા(તેમાં સ્થૂલતાનો અંશ હોવા છતાં) તેમના અનુગામી અનેક નાનામોટા કવિઓને ખૂબ પ્રેરક નીવડી છે. ભક્તકવિ તરીકે નરસિંહ મહેતા ગુજરાતી સાહિત્યમાં ખૂબ લોકપ્રિય છે. તેમનાં પદ આજે પણ ઘેરઘેર ગવાય છે ]

## સુદામાચરિત્ર

[ નરસિંહ મહેતા પદપદ્ધતિના કવિ છે. "સુદામાચરિત્ર" એક કથાત્મક કૃતિ હોવા છતાં તેમણે તે "પદમાળા" રૂપે જ રજૂ કરી છે. ]

પદ ૧ લું

જદુપતિ નાથ તે, મિત્ર છે તમતણા, જાઓ વેગે કરી કૃષ્ણ પાસે;
પ્રીત પૂરવતણી, હેત ધરશે હરિ, મનના મનોરથ સફળ થાશે.
જદુપતિ૦

ઘેર બાળક સહુ, દુઃખ પામે બહુ, અન્ન ને વસ્ત્રથી રહે છે ઊણાં;
નિરધન સરજિયાં, પુણ્ય કીધા વિના, કર્મના દોષ તે આવી પુણ્યા.
જદુપતિ૦

જદુપતિ જાદવો, ભક્તિવશ માધવો, કરશે કરૂણા પ્રભુ દીન જાણી;
ગોમતીસ્નાનથી, કોટી અઘ નાસશે, નિર્ખતાં કૃષ્ણને પ્રેમ આણી.
જદુપતિ૦

કૃષ્ણને હળી મળી, શિઘ્ર આવો વળી, જાણશે દુઃખ અંતરજામી,
વિનતિ મનમા ધરો, આળસ પરહરો, સહાય થાશે નરસૈંનો સ્વામી.
જદુપતિ૦

પદ ૨ જું

સાંભળો ભામિની, કાન ધરિ કામિની, કેવલુ કહાવું હું કૃપણ પાપી;
ત્રિભુવન નાથ તે, મહિપતિ માધવો, કેમ બોલાવ ત્યાં વાત ચાંપી ?
સાંભળો૦

દિવસ ઝાઝા થયા, બાલપણને ગયા, નરપતિ નવ પ્રીછે પ્રીત જૂની,
દુરબલ રંક હું, ભિક્ષુક બાપડો, નવ લહું ચોકમી ખોટી ચૂની.
સાંભળો૦

ઉગ્રસેન અક્રુર, ઓદ્ધવ છે ત્યહાં, બળિભદ્ર ને અનિરુદ્ધ પાસે;
કોટી જોદ્ધા જ્યહાં, ઊભો રહીશ ક્યાં? કોણ આવી મ્હારો હાથ સહાશે?
સાંભળો૦

જડિત રત્નોમણિ, કાંતિ ભાસે ઘણી, તિમિર નાથે તેની જ્યોત પાસે;
ત્યાં કેમ બોલી શકું, વેણ વદતો થકું, ધમણ ધમતો રહી શ્વાસેશ્વાસે.
સાંભળો૦

મૌન બેની રહો, સુખદુઃખ સઉ સહો, ભોગવો કર્મ જે ભાગ્ય ચોંટયું;
દુરિજન લોક તે, હોને હસતાં રહે, નરસૈંના સ્વામીનું બિરદ મોટું.
સાં૦

પદ ૩ જું

સ્વામિ, સાચું કહ્યું, બોલવું નવ રહ્યું, કથનાં વચન તે વેદવાણી;
ભવતણું નાવ તે ભક્તિ ભૂધર તણી,
તેહ હું પીછવું સ્નેહ આણી. સ્વામિ૦

નથી હરિ વેગળા, ભક્તિભાવે મળ્યા, રાય ને રંક જ્યાં એક ઘાટે;
લખપતિ કોટિધ્વજ, મન નાણે રતી,
શક્ર સરિખા ત્યાંહાં નહિ રે સાહે. સ્વામિ૦

બ્રહ્મણ્યદેવ દયાળ શ્રી કૃષ્ણજી, નિજ જન જાણીને સૂધ લેશે;
પ્રીતની રીત તે જાય નહિ વીસરી,
બાળલીલા તણાં ચરિત્ર કહેશે. સ્વામિ૦

નથિ કાંઈ ઓઢવા, ભેટ લેઈ જવા, કેમ કરી જાણશે કૃષ્ણ કામી?
દત્ત નથિ આપણું, વદન લજામણું,
નિરખતાં લાજે નરસૈંનો સ્વામી. સ્વામિ૦

પદ ૪ થું

વિનતિ વળી કહુ, ભેટ લાવી દઉ, પોતિયે તાંદુલ ગાંઠ બાંધો;
જાણશે થોડે ઘણું, ભાવ ભોજનતણું,
ધન્ય કૃષ્ણસું સ્નેહ સાંધો. વિનતિ૦

ભીલડીનાં બોર તે ભાવે આરોગિયા, જૂઠું અન્ન આહિરનું લીધું;
ભક્ત વિદૂરની, ભાજી ભાવે જમ્યા,
ભૂપનું નોતરું પાછું કીધું. વિનતિ૦

પેરે પેરે પાંડવ કષ્ટ નિવારિયાં, ભક્ત કારણ કંઈ દુષ્ટ તાર્યાં;
ઊંચને નીચનું, એને છે ખારણું,
પતિત અધર્મી કંઈ કોટી તાર્યાં. વિનતિ૦

ભક્તિવાળો વિઠ્ઠલો સંત સાથે મળ્યો, સમોવડને નવ ચૂકે દાપે,
સંત સ્મરે ત્યહાં, આવી ઊભો રહે,
[illegible] વિનતિ૦

જાઓ વેગે કરી, નિરખો મુક્તિપુરી, ધન્ય ધન્ય તારુણી સ્નેહ ન્યાળો;
નરસૈંના નાથને, નિરખો નિશ્ચય કરી,
કામનિયે કંથને બાહે ઝાલ્યો. વિનતિ૦

પદ ૫ મું

ચાલિયો વાટમાં, જ્ઞાનના ઘાટમાં, મિત્ર મોહન તણું નામ લેતો,
ધન્ય એ નાર, અવતાર સફળ કર્યો,
કૃષ્ણ હે કૃષ્ણ મુખ એમ કહેતો. ચાલિયો૦

માગવું મૃત્યુ પ્રમાણ છે પ્રાણિને, લોભ કીધે ત્યાંહાં પ્રીત તૂટે,
કહ્યું મેં અબળાં, સુખે બેસી રહો,
માગતા તો બધો મર્મ છૂટે. ચાલિયો૦

માગિયું મેં નથી, શું મુખે કહું કથી, ભોગવું કર્મ જે ભાગ્ય લાવ્યો;
શ્રીપતિનાથે મને રંક સરજાવિયો,
એમ કરતો દ્વિજ દ્વાર આવ્યો. ચાલિયો૦

આવી ઊભો રહ્યો, કંઠ ગદગદ થયો, કોટિ સૂરજ શશિ જ્યોત ભાસે;
ઉર દયા આણીને, હરિજન જાણિને,
પોળિયે જઈ કહ્યું કૃષ્ણ પાસે ચાલિયો૦

મંદિરે તેડિયા, ચાલીને ભેટિયા, ત્રિવિધિના તાપ તે સર્વ નાઠા;
હેમ સિંહાસને, લેઈ બેસારિયા,
તાણતાં વિપ્રનાં વસ્ત્ર ફાટા. ચાલિયો૦

તેલ ફૂલેલ મર્દન કરાવિયાં, શુદ્ધ ઉષ્ણોદકે સ્નાન કીધું;
કનકની પાવડી, ચરણ આગળ ધરી,
કૃષ્ણે ચરણોદક શીષ લીધું. ચાલિયો૦

પુનિત પીતાબર, પહેરવા આપિયું, કનક થાળે પકવાન દીધાં;
ભાવતાં ભોજન કૃષ્ણ હાથે કર્યાં,
લીધું આચમન ને કાજ સિધ્યાં. ચાલિયો૦

કૃષ્ણે પલંગ પર, પોતે પધરાવિયા, દધસુતા વીંઝણે વાયુ ભરતાં;
સત્યભામાદિક, નારી નિરખી રહી,
નરસૈંનો નાથ પદસેવ કરતાં. ચાલિયો૦

પદ ૬ ઠું

ભાગ ભલે બાઈ, કૃપણ ભિક્ષુકતણું, રુક્મિણી આદિ સૌ નારી બોલે;
હળધર જોય તે, ભોગ પહોંચાડિયા, આજ અંબરીષથી અધિક તોલે.
ભાગ૦

આ કૃપણરૂપ, તે પ્રગટિયું કયાં થકી, વસ્ત્ર મેલાં દિસે કર્મ ફૂટયો;
ત્રિગુણને દુર્લભ, સેજ રમાતણી, વશ કરી નાથને પાપ છૂટયો.
ભાગ૦

અંગ અતિ કમકમે, ધમણ મોઢ ધમે, ઉધરસે ને વળી નાક લૂતો;
જો જો કૌતક હરી, દેહ દશા ફરી, કૃપણ તે કૃષ્ણને સંગ સૂતો.
ભાગ૦

પહોઢીને ઉઠિયા, સ્નાને બેસારિયા, વદન પખાળવા નીર દીધું;
કનક ઝારી ભરી, શીત જળ આપિયું, કનક કટોરે તે પાણી પીધું.
ભાગ૦

શ્રીમુખે બોલિયા, કહોને બાંધવ તમો, બ્રહ્મચારી કે ગૃહધર્મ કીધો?
કુશળ છે બાલગોપાળ સહુ તમતણાં? ભાગ્ય મોટું મને ચિત્ત લીધો.
ભાગ૦

ગૃહસ્થના ધર્મમાં હુંય વળગી રહ્યો, હુંને મારી બધી ગત્ય ભૂલ્યો;
મિત્ર સુદામાની, શુદ્ધિ લીધી નહિં, કામિની કેફમાં હું જ ડૂલ્યો.
ભાગ૦

સાંદીપનિ ગોરને, ઘેર આપણ ભણ્યા, ધન્ય ધન્ય દિવસ તે સફળ કહાવ્યો;
એક રેણી રહ્યા, વન વિષે આપણે, સર્પણ ભાંગતાં મેઘ આવ્યો.
ભાગ૦

અન્ન લીધા વિના, ભૂખ્યા બેસી રહ્યા, ગોરાણીએ આપણી પીડ જાણી,
વિસરી ગયુ છે કે, વીર તને સાભરે, સાદીપ ગોરની અચળ વાણી ?
ભાગ૦

ભાભીએ ભેટ જે, મોકલી મુજ ભણી, ભાવશુ ભાઈ તે લાગે મીઠી,
સ કોચાતો ગાઠડી, વિપ્ર આઘી ધરે, નરસૈના સ્વામીએ નજરે દીઠી
ભાગ૦

પદ ૭ મુ

છપ્પન ભોગ જ્યા, કવણ તાદુલ ત્યા ? આપતા ઉર સ કોચ આવે,
જેરે જોઈએ તે, આવી મળે કૃષ્ણને,
તાદુલ ભેટ તે તુચ્છ કાવે છપ્પન૦

ધાઈ લીધા હરી, મૂઠી તાદુલ ભરી, પ્રેમે આરોગિયા તૃપ્તિ પામી,
ઈંદ્ર કુબેરથી અધિક વૈભવ કર્યો,
રૂકિમણી કર ગ્રહ્યો શીષ નામી છપ્પન૦

એક રહ્યા અમો, એક બીજા તમો, ભક્તને અઢળક દાન કરતા,
પ્રેમદાએ પ્રેમના, વચન એવા કહ્યાં,
હાથ મહાયો ત્રીજી મૂઠી ભરતા છપ્પન૦

વનિતા વચન તે, વિપ્ર સમજ્યો નહી, ચાલવા ઘર ભણી શીખ માગી,
નરસૈને નાથે દુર્બળપણું ટાળિયુ,
ભૂખના દુખની ભીડ ભાગી છપ્પન૦

પદ ૮ મુ

વિપ્ર ચાલ્યો વળી, કૃષ્ણ સાથે મળી, ચિત્તમા શોચી વિચાર કરતો,
આપ્યુ તો કાઈ નહીં, ત્રિક જાણી નહી, તે તણો શોચ હૃદયજ ધરતો
વિપ્ર૦

અષ્ટ મહાસિદ્ધિતણી રિદ્ધિ નવનિધિતણી, સ પત્તિમા ગ્યો ભાગ્ય માની,
કામિની કથને હુ, દ્વારિકા આવિયો, અમ તણી ત્રીઠ તો નવ જાણી.
વિપ્ર૦

બાલગોપાળ જે વાટ જોતાં હશે, તેહને જોઈ અમો શું કહેશું ?
મિત્ર મોહનતણું, હેત જ્યારે પૂછશે, કામનીને ઉત્તર કેમ દેશું ?
વિપ્ર૦

એમ ચિંતા કરે, નેત્રથી નીર ઝરે, કર્મની વાત મનસાંહી ધારી;
નરસૈ નો નાથ તો અતિ ઘણો લોભિયો,પિતાંબરી પણ લીધી ઉતારી.
વિપ્ર૦

પદ ૯ મું

ધન્ય તું ધન્ય તું, રાય રણછોડજી, દીન જાણી મને માન દીધું;
નહિ મુજ જોગ તે,ભોગ પહોંચાડિયા,અજ અંબરીષથી અધિક કીધું.
ધન્ય૦

કનકને આસને મુજને બેસારિયો, રૂક્મિણી કૃષ્ણનો હાથ સહતાં;
હેત કરિ કરિ હરિ ચરણ તળાંસિયા, ખટરસ ભોજન ખાતે ખાતાં.
ધન્ય૦

બાલપણા તણો, સ્નેહ નવ વિસરિયો, મિત્ર મોહનતણી પ્રીત સાચી;
હેતથી હળીમળી, માન દીધું મને, રંક બેસાડિયો કનક માંચી.
ધન્ય૦

ધન્ય ધન્ય કૃષ્ણજી,સંત સેવા કરી,ધ્યાન ધરતોજ નિજ દ્વાર આવ્યો;
રત્નજડિત મણિ, ભવન શોભા ઘણી, દેવ શું દ્વારિકા આંહિ લાવ્યો ?
ધન્ય૦

કનકની ભૂમિ ને રત્નના થાંભલા, અર્કની જ્યોત ઉદ્યોત દીસે;
ખાન ને પાન વિહાર સ્થાનક ઘણાં, કામની નિરખતાં કામ હીસે.
ધન્ય૦

સપ્ત નવ વરસની દીઠી ત્યાં સુંદરી, નારી-નવજોબના બહુ રૂપાળી;
સોલ શણગાર તે, અંગ સુંદર ધર્યા, દેવ વિમાનથી રહ્યા નિહાળી.
ધન્ય૦

સહસ્ર દાસી મળી, હીશે વીંટી મળી, કામિની કંથની પાસ આવી,
સ્વામી હે સ્વામી હું, દાસી છું તમતણી, ચાલો મંદિર વિષે પ્રેમ લાવી.
ધન્ય૦

ગોમતિ સ્નાન કરિ, કૃષ્ણજી નિરખિયા, પુણ્ય પ્રકટ થયું પાપ નાઠું,
તે થકી સમૃદ્ધિ આ, સકલ તે સાપડી, મટી ગયું આપણું ભાગ્ય માઠું.
ધન્ય૦

કૃષ્ણ કહેતા તે નિજ ધામ પધારિયા, નવલ જોબન થયાં નરને નારી;
વિનતિ ઉચારતાં, રજનિ વીતી ગઈ, નરસૈંના સ્વામીની પ્રીતિ ભારી.
ધન્ય૦

## હરિજનોને ઘેર ઓચ્છવ

૧ ગિરિ તલાટી ને કુંડ દામોદર, ત્યાં મહેતાજી નહાવા જાય;
ઢેઢ વરણમાં દૃઢ હરિભક્તિ, તે પ્રેમ ધરીને લાગ્યા પાય.
કરજોડીને પ્રાર્થના કીધી, વિનતિતણાં બહુ વદ્યા રે વચન;
મહાંત પુરુષ અમારી અરજ એટલી, અમારે આંગણે કરોરે કીરતન.
પ્રેમ પદારથ અમો પામિયે, વામિયે જન્મમરણ જંજાળ;
કર જોડતામાં કરુણા ઉપજી, મહેતાજી વૈષ્ણવ પરમ દયાળ.
પક્ષાપક્ષી ત્યાં નહિ પરમેશ્વર, સમ દૃષ્ટિને સર્વ સમાન;
ગૌમૂત્ર તુલસી વૃક્ષ લીપજો, એવું વૈષ્ણવે આપ્યું વાકયદાન.
-મહેતાજી નિશાએ આવ્યા, લાવ્યા પ્રસાદ ને કર્યો ઓચ્છવ;
ભોર થયા લગી ભજન કીધું, સંતોષ પામ્યા સઉ વૈષ્ણવ.
ઘેર પધાર્યા હરિજશ ગાતા, વાતા તાળને શંખ મૃદંગ;
-હસિ હસિ નાગર તાળિયો લે છે, આ શારે બ્રાહ્મણના ઢંગ ?
મૌન ગ્રહીને મહેતાજી ચાલ્યા, અધવધરાને શો ઉત્તર દેઉં !
-જાગ્યા લોક નર નારી પૂછે, મહેતાજી તમે એવા શું?
નાત ન જાણો, જાત ન જાણો, ન જાણો કાંઇ વિવેક વિચાર,
-કર જોડીને કહે નરસૈંયો, વૈષ્ણવ તણો મને છે આધાર.

## નરસિંહ મહેતાનો નાગરી નાતને જવાબ

એવા રે અમો એવા રે એવા, તમે કહો છો વળી તેવા રે;
ભક્તિ કરતાં જો ભ્રષ્ટ કહેશો તો, કરશું દામોદરની સેવા રે. ટેક૦

જેનું મન જે સાથે બંધાણું, પહેલું હતું ઘર રાતું રે;
હવે થયું છે હરિરસ માતું, ઘેરઘેર હીંડે છે ગાતું રે. એવા૦

સઘળા સાથમાં હું એક ભૂંડો, ભૂંડાથી વળી ભૂંડો રે;
તમારે મન માને તે કહેજો, નેહ લાગ્યો છે મને ઊંડો રે. એવા૦

કર્મની ધર્મની વાત છે જેટલી, તે મુજને નવ ભાવે રે;
સઘળા પદારથ જે થકી પામે, મારા પ્રભુ તોલે કોઈ ના'વે રે. એવા૦

હળવા કર્મનો હું નરસૈંયો, મુજને તો વૈષ્ણવ વહાલા રે;
હરિજનથી જે અંતર ગણશે, તેના ફોકટ ફેરા ઠાલા રે. એવા૦

## વૈષ્ણવજન

(પૂ. મહાત્મા ગાંધીજીનું પ્રિય પદ)

વૈષ્ણવ જન તો તેને કહીએ, જે પીડ પરાઈ જાણે રે;
પરદુઃખે ઉપકાર કરે, તો યે મન અભિમાન ન આણે રે. વૈષ્ણવ૦

સકળ લોકમાં સહુને વંદે, નિંદા ન કરે કેની રે;
વાચ-કાછ-મન-નિશ્ચલ રાખે, ધન ધન જનની તેની રે. વૈષ્ણવ૦

સમદૃષ્ટિ ને તૃષ્ણાત્યાગી, પરસ્ત્રી જેને માત રે!
જિહ્વા થકી અસત્ય ન બોલે, પરધન નવ ઝાલે હાથ રે. વૈષ્ણવ૦

મોહ માયા વ્યાપે નહિ જેને, દૃઢ વૈરાગ્ય જેને મનમાં રે;
રામનામશું તાળી રે લાગી, સકળ તીરથ તેના તનમાં રે. વૈષ્ણવ૦

વણલોભી ને કપટરહિત છે, કામ, ક્રોધ નિવાર્યા રે;
ભણે નરસૈંયો તેનું દર્શન કરતાં, કુળ એકોતેર તાર્યાં રે. વૈષ્ણવ૦

## વહાલો પ્રેમને વશ થયા રાજી રે

વહાલો પ્રેમને વશ થયા રાજી રે,
તેમાં શું કરે પંડિત ને કાજી રે? ..ટેક૦

કરમાબાઈનો આરોગ્યો ખીચડો ને વિદુરની ખાધી ભાજી,
જૂઠાં બોર શબરીનાં ખાધાં,
વહાલે છપ્પન ભોગ મેલ્યા ત્યાગી રે. વહાલો૦

વિદુરને ઘેર શ્રીકૃષ્ણ પધાર્યા, ને કેળાં આપ્યા'તાં માગી!
ગર્ભ કાઢી ને છાલ ખવરાવી,
વહાલે તો યે ન જોયું જાગી રે. વહાલો૦

ગણિકા હતી તે પોપટને પઢાવતી, ને તેમાંથી લેહ લાગી,
ભગવાન હતા તે સહેજમાં મળ્યા,
એની સંસારની ભમણા ભાંગી રે. વહાલો૦

ભક્તની લોકો નિંદા કરે, ને જગત થયું છે પાજી,
ભલે મળ્યા મહેતા નરસૈંના સ્વામી,
માથે ગિરધર રહ્યો છે ગાજી રે. વહાલો૦

## પ્રેમરસની યાચના

પ્રેમરસ પાને તું મોરના પીછધર, તત્ત્વનું ટૂંપણું તુચ્છ લાગે,
દૂબળા ઢોરનું કૂશકે મન ચળે,
ચતુરધા મુક્તિ તેઓ ન માગે. પ્રેમ૦

પ્રેમની વાત પરિક્ષિત પૂછયો નહિ, શુકજીએ સમજી રસ સંતાડયો
જ્ઞાન–વૈરાગ્ય કરી ગ્રંથ પૂરણ કર્યો,
મુક્તિનો માર્ગ સુધો દેખાડયો. પ્રેમ૦

ન રીને મુક્તિ આપી ઘણા દૈત્યને, જ્ઞાની વિજ્ઞાની બહુ મુનિ રે જોગી
પ્રેમને જોગ તો વ્રજ તણી ગોપીકા,
અવર વિરલા કોઈ ભક્ત ભોગી. પ્રેમ૦

×પ્રેમને મુક્તિ તે પરમ વલ્લભ સદા, હેતુના જીવ તે હેતુ ત્રૂઠે;
 જન્મોજન્મ લીલારસ ગાવતાં,
 લહાણનાં વહાણુ જેમ દ્વાર છૂટે. પ્રેમ૦
મેં ગ્રહ્યો હાથ ગોપીનાથ ગરવા તણો, અવર બીજું કાંઈયે ન ભાવે;
નરસૈંયો મહામતી ગાય છે ગુણ કથી,
 જતિ સતીને તે સ્વપ્ને ન આવે. પ્રેમ૦

## નાગદમન

જળકમળ છાંડી જાને બાળા, સ્વામી અમારો જાગશે;
જાગશે તને મારશે, મને બાળહત્યા લાગશે. જળ૦
કહે રે બાળક તું મારગ ભૂલ્યો, કે તારા વેરીએ વળાવિયો;
નિશ્ચે તારો કાળ જ ખૂટ્યો, અહીંયાં તે શીદ આવિયો ? જળ૦
નથી નાગણ હું મારગ ભૂલ્યો, નથી મારા વેરીએ વળાવિયો;
મથુરા નગરીમાં જૂગટું રમતાં, નાગનું શીશ હું હારિયો. જળ૦
રંગે રૂડો રૂપે પૂરો, દીસંતો કોડીલો કોડામણો;
તારી માતાએ કેટલા જનમ્યા, તેમાં તું અળખામણો ? જળ૦
મારી માતાએ બેઉ જનમિયા, તેમાં હું નટવર નહાનડો;
જગાડ તારા નાગને, મારું નામ છે કૃષ્ણ કહાનડો. જળ૦
લાખ સવાનો મારો હાર આપું, આપું રે તુજને દોરીઓ;
એટલું મારા નાગથી છાનું, આપું તુજને ચોરીઓ. જળ૦
શું કરું નાગણ હાર તારો ? શું કરું તારી દોરીઓ ?
શાને કાજે નાગણ તારે, કરવી ઘરમાં ચોરીઓ ? જળ૦
ચરણ ચાંપી મૂછ મરડી, નાગણે નાગ જગાડિયો;
ઊઠોને બળવંત કોઈ, બારણે બાળક આવિયો. જળ૦
બેઉ બળિયા બાથે વળગિયા, કૃષ્ણે કાળિનાગ નાથિયો;
સહસ્ર ફેણે ફૂંફવે જેમ, ગગન ગાજે હાથિયો. જળ૦

× પાઠાંતર ( પ્રેમને )

નાગણુ સૌ વિલાપ કરે જે, નાગને બહુ દુઃખ આપશે;
મથુરા નગરીમાં લઈ જશે, પછી નાગનું શીશ કાપશે. જળ૦

બેઉ કર જોડીને વિનવે, સ્વામી મૂકો અમારા કંથને;
અમે અપરાધી કંઈ ન સમજ્યાં, ન ઓળખ્યા ભગવંતને. જળ૦

થાળ ભરી સગ મોતીએ, શ્રીકૃષ્ણને રે વધાવિયો;
નરસૈયાના નાથ પાસેથી, નાગણે નાગ છોડાવિયો જળ૦

## પરચુરણ પદો

(૧)

ભૂતળ ભક્તિપદારથ મોટું, બ્રહ્મલોકમાં નાહી રે;
પુણ્ય કરી અમરાપુરી પામ્યા, અંતે ચોરાશી માંહી રે (ટેક)

હરિના જન તો મુક્તિ ન માગે, માગે જન્મોજન્મ અવતાર રે;
નિત્ય સેવા, નિત્ય કીર્તન ઓચ્છવ, નીરખવા નંદકુમાર રે. ભૂ૦

ભરતખંડ ભૂતળમાં જન્મી, જેણે ગોવિંદના ગુણ ગાયા રે;
ધન ધન રે એના માતપિતાને, સફળ કરી એણે કાયા રે. ભૂ૦

ધન વૃંદાવન, ધન એ લીલા, ધન એ વ્રજનાં વાસી રે;
અષ્ટ મહાસિદ્ધિ આંગણિયે રે ઊભી, મુક્તિ છે એમની દાસી રે. ભૂ૦

એ રસનો સ્વાદ શંકર જાણે, કે જાણે શુક જોગી રે;
કાંઈ એક જાણે વ્રજની રે ગોપી, ભણે નરસૈંયો ભોગી રે. ભૂ૦

(૨)

પઢો રે પોપટ રાજા રામના, સતી સીતા પઢાવે;
પાસે બંધાવી પાંજરું, મુખે રામ જપાવે. (ટેક)

પોપટ તારે કારણે, લીલા વાંસ વઢાવું;
તેનું ઘડાવું પોપટ પાંજરું, હીરા રતને જડાવું. પઢો રે પોપટ૦

પોપટ તારે કારણે, શી શી રસોઈ બનાવું ?
સાકરનાં કરી ચૂરમાં, ઉપર ઘી પિરસાવું. પઢો રે પોપટ૦

પાંખ પીળી ને પગ પાંડુરા, કોટે કાંઠલો કાળો;
નરસૈંના સ્વામીને ભજો, રાગ તાણી રૂપાળો. પઢો રે પોપટ૦

(૩)

કોણ એ સમાના કામની, હસ્ત ફળિયેલ શામા;
દ્રૌપદીની લજ્જા રાખવા, હરિ ઊભા છે સામા. (ટેક)
વાલોજી ગયા'તા રે વાડીએ, સરવે સુંદરી સાથે;
શેરડીનો ચાંઠો છોલતાં, પાળી બેઠી છે હાથે. કોણ એ૦
માનની મંદિર પધારિયાં, ચીંથરડી રે લેવા;
દ્રૌપદીએ ચીર વધેરિયું, હરિને પાટો બંધેવા. કોણ એ૦
ત્રિકમે તેના તાંતણા, લખી રાખ્યા છે લેખે;
નવ્વે નવાણું ચીર પૂરિયાં, સઘળી સભા રે દેખે. કોણ એ૦
ગરુડે ચડીને ગોવિંદ આવિયા, આવ્યા અંતરજામી;
ભક્તઉદ્ધારણ ભૂધરો, મહેતા નરસૈંનો સ્વામી. કોણ એ૦

(૪)

સુખદુઃખ મનમાં ન આણિયે, ઘટ સાથે રે ઘડિયાં;
ટાળ્યાં તે કોઈનાં નહીં ટળે, રઘુનાથનાં જડિયાં. (ટેક)
નળરાજા સરખો નર નહીં, જેની દમયંતી રાણી;
અર્ધે વસ્ત્રે વનમાં ભમ્યાં, ન મળ્યાં અન્ન ને પાણી. સુખદુઃખ૦
પાંચ પાંડવ સરખા બંધવા, જેને દ્રૌપદી રાણી;
બાર વરસ વન ભોગવ્યાં, નયણે નિદ્રા ન આણી. સુખદુઃખ૦
સીતાજી સરખી સતી નહીં, જેના રામજી સ્વામી;
રાવણ તેને હરી ગયો, સતી મહા દુઃખ પામી. સુખદુઃખ૦
રાવણ સરખો રાજિયો, જેની મંદોદરી રાણી;
દશ મસ્તક છેદાઈ ગયાં, બધી લંકા લૂંટાણી. સુખદુઃખ૦
હરિશ્ચંદ્રરાય સતવાદિયો, તારાલોચની રાણી;
તેને વિપત્તિ બહુ પડી, ભર્યાં નીચઘેર પાણી. સુખદુઃખ૦

સગાળશાશેઠ વહેવારિયો, જેની ચંગાવતી રાણી;
કુંવર કેલૈયો વધેરિયો, નયણે ના'વ્યાં પાણી. સુખદુઃખ૦

શિવજી સરખા સતા નહીં, જેની પારવતી રાણી;
ભોળવાયા તે ભીલડી થકી, તપમાં ખામી ગણાણી. સુખદુઃખ૦

હનુમાન સરખો મહા જતિ, જેને વજ્રકછોટો;
જાણ્યું'તું રાજ આપશે, આપ્યો તેલકટોરો. સુખદુઃખ૦

દુઃખ પડ્યું સર્વ દેવને, સમર્થ અંતરજામી;
ભાવટ ભાંગી ભૂધરે, મહેતા નરસૈંનો સ્વામી. સુખદુઃખ૦

(૫)

દુરમતિયા ડાહ્યા થઈ આવે, શાણા થઈ સમજાવે રે;
પ્રેમભક્તિમાં ભંગ પડાવે, અજ્ઞાન આગળ લાવે રે. (ટેક)

આપણા કુળમાં કોણે ન કીધું, તે આપણે કેમ કરીએ રે ?
વૈરાગી થઈ નાટક નાચીએ, તુલસી તિલક કેમ ધરીએ રે ? દુરમ૦

જેવા તેવા હોય તે હરિગુણ ગાય, તે આપણે કેમ ગાઈ યે રે ?
કૃષ્ણ રામની કથા થાય જ્યાં, ત્યા આપણે નવ જાઈએ રે. દુરમ૦

આપ કલેશ ને ક્રોધના ભરિયા, સઘળાને સમજાવે રે;
જમકિંકરના માર જ પડશે, ત્યારે આડો કોઈ નહીં આવે રે. દુરમ૦

કુળને તજશે તે હરિને ભજશે, મહેશે સંસારનું મહેણું રે,
ભણે નરસૈંયો હરિ તેને મળશે, બીજી વાતે વાશે વેણુ રે. દુરમ૦

(૬)

ઘડપણ કોણે મોકલ્યું ? જાણ્યું જોબન રહે સૌ કાળ (ટેક)

ઉમરા તો ડુંગર થયા રે, પાદર થયાં પરદેશ,
ગોળી તો ગંગા થઈ રે, અંગે ઊજળા થયા છે કેશ. ઘડ૦

નહોતું જોઈતું ને શીદ આવિયું રે, નહોતી જોઈ તારી વાટ,
ઘરમાંથી હળવા થયા રે, એની ખૂણે ઢળાવોને ખાટ. ઘડ૦

નાનપણે ભાવે લાડવા રે, ઘડપણે ભાવે સેવ;
રોજ ને રોજ જોઈએ રાબડી રે, એવી બળી રે ઘડપણની ટેવ. ઘડ૦

આંખે તો સૂઝે નહિ રે, થરથર ધ્રૂજે છે કાય;
ખાધું તો અન્ન પચે નહિ રે, વળી બેઠાં તો નવ રહેવાય. ઘડ૦

પ્રાતઃકાળે પ્રાણ મહારા રે, અન્ન વિના અકળાય;
ઘરનાં કહે મરતો નથી રે, તને બેસી રહેતાં શું થાય ? ઘડ૦

દીકરા તો જૂજવા થયા રે, વહુઓ દે છે ગાળ;
દીકરીઓને જમાઈ લઈ ગયા રે, હવે ઘડપણના શા રે હાલ ? ઘડ૦

નવ નાડો જૂજવી પડી રે, આવી પહોંચ્યો કાળ;
ઐરાં છોકરાં ફેટ ફેટ કરે રે, નાનાં મોટાં દે છે ગાળ. ઘડ૦

આવી વેળા અંતકાળની, ત્યારે દીકરા પધાર્યા દ્વાર;
પાંસળીએથી છોડી વાંસળી રે, તેણે લઈ લીધી તેણી વાર. ઘડ૦

એવું જાણી હરિ ભજો રે, સાંભળજો સહુ સાથ;
પર ઉપકાર કરી પામશો રે, જે કાંઈ દીધુ હશે જમણે હાથ. ઘડ૦

એવું નફ્ટ છે વૃદ્ધપણું રે, મૂકી દો અહંકાર;
ધર્મનાં સત્ય વચન થકી રે, મહેતા નરસૈં ઊતરો ભવ પાર. ઘડ૦

## પ્રભાતિયાં.

### (૧)

સમરને શ્રીહરિ મેલ્ય મમતા પરી, જોને વિચારીને મૂળ તારૂં;
તું અલ્યા કોણને, કોને વળગી રહ્યો ? વગર સમજ્યે કહે મ્હારૂં મ્હારૂં. સમર૦

દેહ તારી નથી, જો તું જુગતે કરી, રાખતાં નવ રહે નિશ્ચે જાયે;
દેહ સંબંધ તજે, નવનવા બહુ થશે, પુત્ર કલત્ર પરિવાર વ્હાયે. સમર૦

ધનતણું ધ્યાન તું, અહોનિશ આદરે, એજ તારે અંતરાય મોટી;
પાસે છે પિયુ અલ્યા, તેને નવ પરખિયો, હાથથી બાજી ગઈ થયો રે ખોટી. સમર૦

ભર નિદ્રાભર્યો, રોધી ઘેર્યો ઘણો, મ તના શબ્દ સુણી કા ન જાગે?
ન જાગતાં નગ્નૈયા લાજ છે અતિ ઘણી, જન્મો જન્મ તારી ખાન ભાગે સમર૦

(૨)

ધ્યાન ધર હરિતણું, અલ્પમતિ આળસુ,જેથકી જન્મનાં દુ ખ જાયે,
અવર ધ ધો કરે, અરથ કાંઈ નવ સરે, માયા દેખીને મૃત્યુ વહાયે.
ધ્યાન૦

સકલ કલ્યાણ શ્રીકૃષ્ણના ચરણમાં, શરણ આવે સુખ પાર હોયે,
અવર વેપાર તું મેલ મિથ્યા કરી, કૃષ્ણનું નામ તું રાખ ગ્હોયે
ધ્યાન૦

પટક માયા પરી, અટક ચરણે હરિ,વટકય મા વાત સુણતાંજ સાચી,
આશનું ભવન આકાશ સુધી રચ્યુ, મૂઢ એ મૂળની ભીંત કાચી
ધ્યાન૦

અંગ જોબન ગયું,પલિત પિંજર થયુ,તોય નથી ટહેતો શ્રીકૃષ્ણ કહેવું,
ચેત રે ચેત દિન ચાર છે લાભના, લીબુ ટહેકાવતા રાજ્ય લેવુ
ધ્યાન૦

સરસ ગુણ હરિતણા,જે જને અનુસર્યા,તેતણા સુજશતો જગત મોહે,
નરસૈયા રકને પ્રીત પ્રભુ શું ઘણી, અવર વેપાર નહિ ભજન તોહે.
ધ્યાન૦

(૩)

ધન્યરે ધન્ય મહાપુણ્ય જશોદાતણું, પુત્રભાવે પરિબ્રહ્મ રાજે,
નદનો નંદ આનદ થઈ અવતર્યો, શેષ બળિભદ્ર સગે બિરાજે.
ધન્યરે૦

અમર આહીર, અર્ધાગ ગોપાગના, વૃક્ષવેલી સર્વ ઋષિરાણી,
ભક્તિ તે રાધિકા, મુક્તિ જશોમતી, વ્રજ વૈકુઠ તે વેદ વાણી
ધન્યરે૦

નિગમ વસુદેવજી, ગાયગોપી ઋચા, દેવકી બ્રહ્મ વિવાદ કહાવે;
બ્રહ્માકર લાકડી, વેણુ મહાદેવજી, પંચવદન કરી ગાન ગાવે.
ધન્યરે૦

ઈંદ્ર અર્જુન, અહંકાર દુર્યોધન, દેવતા સર્વે અવતાર લીધો;
ધર્મ તે રાય યુધિષ્ઠિર જાણજો, દાસનો દાસ નરસૈંને કીધો.
ધન્યરે૦

(૪)

જ્યાં લગી આતમા તત્ત્વ ચિન્યો નહીં, ત્યાં લગી સાધના સર્વ જૂઠી;
માનુષા દેહ તારો એમ એળે ગયો, માવઠાની જેમ વૃષ્ટિ વૂઠી.
જ્યાં૦

શું થયું સ્નાન સેવા ને પૂજા થકી, શું થયું ઘેર રહી દાન દીધે?
શુ થયું ધરી જટા ભસ્મ લેપન કરે? શું થયું વાળલોચન કીધે?
જ્યાં૦

શું થયું તપને તીર્થ કીધા થકી? શું થયું માળ ગ્રહી નામ લીધે?
શું થયું તિલકને તુલસી ધાર્યા થકી, શું થયું ગંગજળ પાન કીધે?
જ્યાં૦

શું થયું વેદ વ્યાકરણ વાણી વદે? શું થયું રાગને રંગ જાણે?
શું થયું ષટદર્શન સેવાથકી? શું થયું વરણના ભેદ આણે?
જ્યાં૦

(૫)

જાગીને જોઉં તો જગત દીસે નહીં, ઊંઘમાં અટપટા ભોગ ભાસે;
ચિત્ત ચૈતન્ય વિલાસ તદ્રૂપ છે, બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે.
પંચ મહાભૂત પરિબ્રહ્મ વિષે ઊપન્યાં, અણુ અણુ રહ્યાંરે વળગી;
ફૂલ ને ફળ તેતો વૃક્ષનાં જાણવાં, થડ થકી ડાળ તે નહિરે અળગી.
વેદ તો એમ વદે, શ્રુતિ સ્મૃતિ સાખ દે, કનક કુંડળ વિષે ભેદ નહોયે;
ઘાટ ઘડ્યા પછી નામ રૂપ જૂજવાં, અંત્યે તો હેમનું હેમ હોયે.

જીવને શિવ તો આપ ઈચ્છાએ થયા, રચી પરપંચ ચૌદલોક કીધા,
ભણે નરસૈ યો એ તેજ તુ તેજ તું,એને સમર્યાથી કંઈ સંત સીધ્યા.

(૬)

અખિલ બ્રહ્માંડમા એક તું શ્રીહરિ, જૂજવે રૂપ અનંત ભાસે,
દેહમાં દેવ તુ તેજમા તત્ત્વ તું, શૂન્યમા શબ્દ થઈ વેદ વાસે ટેક
પવન તું પાણી તું, ભૂમિ તું ભૂધરા, વૃક્ષ થઈ ફૂલી રહ્યો આકાશે,
વિવિધ રચના કરી અનેક રસ લેવાને,શિવ થકી જીવ થયો એજ આશે.
અખિલ૦

ગ્રંથ ગડબડ કરી, વાત ન કરી ખરી, જેહને જે ગમે તેને પૂજે,
મન કર્મ વચનથી આપ માની લહે, સત્ય છે એ જ મન એમ સૂઝે.
અખિલ૦

વૃક્ષમા બીજ તું બીજમાં વૃક્ષ તું, જોઉં પટંતરો એજ પાસે,
ભણે નરસૈ યો એ મન તણી શોધના, પ્રીત કરું પ્રેમથી પ્રકટ થાશે.
અખિલ૦

(૭)

જે ગમે જગતગુરુ દેવ જગદીશને, તે તણો ખરખરો ફોક કરવો,
આપણો ચિંતવ્યો અર્થ કાંઈ નવ સરે, ઊગરે એક ઉદ્વેગ ધરવો ૧
હું કરું, હુ કરુ, એ જ અજ્ઞાનતા,[1] શકટનો ભાર જેમ શ્વાન તાણે,
સૃષ્ટિમંડાણ છે સર્વ એણી પેરે, જોગી જોગેશ્વરા કોઈક જાણે ૨
[2]નીપજે નરથી તો કોઈના રહે દુ ખી, શત્રુ મારીને સૌ મિત્ર રાખે,
રાય ને રંક કોઈ દષ્ટે આવે નહિ, ભવન પર ભવન પર છત્ર દાખે ૩
ઋતુ લતા પત્ર ફળ ફૂલ આપે યથા, માનવી મૂર્ખ મન વ્યર્થ શોચે,
જેહના ભાગ્યમાં જે સમે જે લખ્યું, તેહને તે સમે તે જ પહોંચે ૪
સુખ સંસારી મિથ્યા કરી માનજો, કૃષ્ણ વિના બીજું સર્વ કાચું,
જુગલ કર જોડી નરસૈયો એમ કહે,જન્મપ્રતિજન્મ હરીનેજ જાચું. ૫

૧. ગાડાનો, ૨. નીપજે નાથી તો માણસનું ચાલે તો.

(૮)

(રાગ ગોડી)

પ્રભાત જાણી પંખીડાંરે ઊઠયાં, કાક કરે ત્યાં કાકા રે;
પપૈયા તો પિયુ પિયુ ઝંખે, સુડા કી કી કરે વડશાખા રે. ટેક.
મોર ટીકાર કળા કરે સુંદર, આંસુ વહે ઢેલ લીધે રે;
પલાશપર રુડા પોપટ બોલે, કોયલડી ટહુકે સ્વર ઝીણે રે. પ્રભાત૦
ચકચક કરતી ચકલિયું આવે, જાણે વિયોગ તો ભાગે રે;
ખુથ ખુથ ખુશ ખીશકોલી કહે છે, રાધાને રુડું ન લાગે રે. પ્રભાત૦
વાછરુ ભાં ભાં શબ્દ જ ભણતાં, ગાયો ગાંભાં શબ્દ બોલેરે;
શીતળ મંદ પવન સુવાસિત, વામાવસ્ત્ર ઉડાડી ઢોલેરે. પ્રભાત૦
તે ટાણે તો જાનિયા અક્રૂર, જાણે લઈ ગયો ચોર રે;
નરસંઈયાના સ્વામિ વિણુ ન જાણે, કે છે ગોપિયોને શોર રે. પ્રભાત૦

## બાળલીલાનાં પદ

(૧)

નંદનું આંગણું પરમ રળિયામણું, મહાએ સોહામણું કૃષ્ણે કીધું;
માનો વૈકુંઠ કૈલાસ બ્રહ્માસદન, ઇંદ્રઆસનથી અધિક સીધું.
નંદનુ૦
સકળ તીરથ વસે વાસ જાંહાં વિઠ્ઠલો, ઈશ અજ ઇંદ્ર ને દેવ સઘળા;
ભક્ત વિણુ ભૂધરો વશ કોને નહિ, એકથી એક અધિક સબળા.
નંદનું૦
માત ઊભાં રહે નાથશું નયણ હસે, ભક્ત વહાલા વસે પ્રેમ પ્રીતે,
નરસૈંઆચો સ્વામિ નંદને આંગણે, બાળલીલા રચી એણી રીતે.
નંદનું૦

(૨)

આવડી રાઢ શી વિઠ્ઠલા તુજને, ગગનથી ઇંદુ કેમ આપું આણી ?
કુંવર કાંઈ નવ લહે, વાત અવીનવી કહે, નોહે કાંઈ ટોપરું ગોળ ધાણી.
આવડી૦

આંખે આંસુ ઢળે, ઇંદુ દેખી ચળે, ટળવળે મા કને માન માગે;
રેહે રેહે રોતો તું રે જોતો ઘણું, રમને રમકડાં છે જે આગે.
આવડી૦

ઇંદુ થયો અસ્ત ને રહે નહિ રાખીએ,દધિસુત પ્રગટ કરી આણી આપે;
નરસૈંઆચો સ્વામિ માંખણે ભોળવ્યો, સકળ વૈભવ તણો બંધ કાપે.
આવડી૦

(૩)

માતા આગળ મોહન નાચે, આંગળીએ હરિ વળગ્યા રે;
વદન સકોમળ નિરખે જનુની, ક્ષણ નવ મેલે અળગા રે. માતા૦
મંદિરમાંથી મોદીક લાવી, માતા મુખ મેલંતી રે;
નાસી જાએ આવો આવે, વાહી વાત કરંતી રે. માતા૦
એમ કરી જુવતીજન આવ્યાં, રાત્ર કુંવરની કરવા રે;
નરસૈંઆચો સ્વામી નયન નચાવે, માનનીનાં મન હરવા રે. માતા૦

(૪)

આંગણુડામાં રમતો મોહન, માતા રહી મુખ જોએ રે;
મીટલડી માંડીને મોહન, જુવતીનાં મન મોહે રે. આંગણ૦
ઘુઘરડી ઘમકંતી પાએ, કટી કાંકણી ધુન થાયે રે;
તેવ તેવડી ટોળી શોભંતી, માતા મોદ ન માયે રે. આંગણ૦
ભામણુડાં લઈ ભેટે ગોપી, તે તો કોએ ન જાણે રે;
નરસૈંઆચા સ્વામિની લીલા, જે ભણે તે માને રે. આંગણ૦

(૫)

માને માનુની રાવ કરંતાં, નયને નયનાં મેલાવી રે;
અંગો અંગે આનંદ વાધ્યો, ભામિની ભાવે ભાવી રે. માને૦
કંદ્રપ કોટી સરીખો સુંદિર, મનસુખ સાન કરંતો રે;
માતા જાણે મહારે આગળ, મારો મોહન રમતો રે. માને૦
શામા સઘળી શામળિયાનું, વદન નિહાળી રહેતી રે;
ભણે નરસૈંયો હરનિશ ગોપી, ગોવિંદના ગુણ ગાતી રે. માને૦

(૬)

ગાએ ગોપી ગોવિંદના ગુણ, ઉલટ અંગ ન માએ રે;
રાવ મરો તે શામળિયાનું, મુખડું જોવા જાએ રે. ગાએ૦

દૂધ દહીં આગળ કરી રાખે, માંખણ સાકર માંહે રે;
ઘરનાં દ્વાર ઉઘાડાં મૂકે, જો આવે તો ખાએ રે. ગાએ૦

ધન ધન ગોકુલ ધન ધન ગોપી, કૃષ્ણના ગુણ ભાવે રે;
નિશદિન ધ્યાન ધરે મન હરિનું, એમ જાણે ઘેર આવે રે. ગાએ૦

જેનું ધ્યાન ધરે મહા મુનિજન, તે સ્વપને ના દેખે રે;
તે શામલિયો પ્રગટ થઈને, પ્રેમદા પ્રેમે પેખે રે. ગાએ૦

યજ્ઞ કરે ત્યાંહાં પ્રગટ ન થાએ, તે ગોપીના ઘરમાંહે રે;
ભણે નરસૈંયો ગોરસ ગમતું, માખણ ચોરી ખાયે રે. ગાએ૦

## શૃંગારનાં પદ

(૧)

અમને રાસ રમાડ વહાલા,
ગોકુલથી વૃંદ્રાવન રુડું, તે મુજને દેખાડ વહાલા.

જલ જમુનાને કાંઠડે રે, વાયો વેણ રસાલ વહાલા.
નાદે મોહી ગોપીકા રે, ઘેર રોતા મેલ્યાં બાળ વહાલા.

એક એક લોચન આંજયાં રે, કૃષ્ણ કરે ગનમાન વહાલા.
અવળાં આભ્રણ પહેરીઆં રે, તેણે નેપુર ઘાલ્યાં કાન વહાલા.

સનમુખ ઊભી રહી રે, નયને નીરખ્યા નાથ વહાલા.
તન મન ધન મહુ સોપિયું રે, ગોપી ઊભી જોડી હાથ વહાલા.

વૃન્દાવન ગજિઆમણું રે, શરદ પુનેમની રાત વહાલા.
લાલ નિભંગ શોભા બની રે, ત્યાં દીસે નવલી ભાત વહાલા.

ગાય શીખે ને સાભળે હરિ, રાધાજીનો રાસ વહાલા.
તે પદ વકુંઠ પામશે રે, એમ ભણે નરસૈંયો દાસ વહાલા.

(૨)

(રાગ કાલેરો)

વારીશ મા માતા તું મુજને, નંદતણો સુત નાથ ભજુ,
બ્રહ્માદિકને મોહ ઉપજાવે, અમો અબળાનું કોણ ગજું ? વારીશ૦
ધન ધન રે સાહેલી પેલી, ખેલે હરિસું રાસ રમે;
હસતું મુખ હરજીનું દેખી, મરકલડે ભવ તાપ શમે વારીશ૦
આડી આંખ કા દે રે માતા, જાવા દે જદુનાથ ભણી,
રંગભર રાસ રમે રાધાવર, સખી સમાણી મળીય ઘણી. વારીશ૦
લોક કહેશે તે સહુ કહેશે, દુરિજન શીર ડાબા પાયે,
નરસૈયાચા સ્વામી સંગે રમતા, મારે અંગ ઊલટ ન માયે. વારીશ૦

(૩)

કહાનજી કહાનજી કરતી હીંડે, વૃન્દાવનમાં ગોપી રે,
મોરલીને નાદે નારી નીસરી, કુંટુબની લજ્જા લોપી રે. કહાનજી૦
શરદ રેણી સોહામણી સુંદર, રુડો આસો માસ રે,
વીણા વજાડી વિહ્વળ કરીને, રંગસેર રમવા રાસ રે કહાનજી૦
મનડું વ્યાકુળ વનિતા કેરૂ, નાદે હરી લીધા મન રે,
ભૂષણ વસ્ત્ર ભૂલી ભામનિયો, વાસળીયે હર્યું તન રે કહાનજી૦
અબળા એકલડી નીસરિયો, તજીને ઘર પરિવાર રે,
નરસૈયાચા સ્વામીને મળવા, રમવા ઇચ્છે નાર રે. કહાનજી૦

(૪)

વહાલે કોણ વેળા કોણ વાર, કામણ કીધું રે ?
વહાલે વાઈ વેણુ રસાલ, મન હરી લીધું રે
હરિનાં નેણ સલૂણા બાણ, હૃદયામાં વાગ્યા રે,
તું વંદતા વેરે મા માર, જોર ઉપર લાગ્યા રે.
સર્વ છેલ માંહે તું છેલ, કહાનજી રસીઓ રે;
વહાલે વાઈ મોહની વેણ, મોરે મન વસીઓ રે

અમો રમતાં રાસવિલાસ, છેલ્લે ચંપાણી રે;
મુને દીધું આલિંગન, સારંગપાણી રે.
મુને કાંઈ ન સૂઝે કામ, થઈ છું દીવાની રે;
મારો ગયો સહિયરનો સાથ, જમુનાં પાણી રે.
હરિ પ્રેમલ સૂણી ઝાળ, હૃદયમાં લાગી રે;
મારાં નયણાં વહે દિન રાત, વિરહીણી જાગી રે.
અમો રમતાં માઝમ રાત, વેદના વામી રે;
એવો ધુતારો શ્રી મહારાજ, નરસૈંયાચો સ્વામી રે.

[ ગોકુળથી મથુરા જતા શ્રીકૃષ્ણનો રથ ગોપીઓ રોકે-
છે તે પ્રસંગ ]

(રાગ નટીની દેશી)

મારો બાંધો શબ્દ કરતી, પાંચ સાત ગોપી ધાઈ;
રથની ઊધે રારો બાંધ્યા, વસુદેવના જે ભાઈ. ટેક.
પછે મધપુડાને મક્ષિ વીંટે, તેમજ બંને વીંટ્યા;
મરું પણ જાવા ન દેઉં, કો ન દીઠા હુંદેના ધીટચા મારો૦
રથ દોડાવી જાવા ધાર્યું, પણ કેમ જાવા દીજે?
મારીને જાવુ હોય તો જાજો, પ્રાણ દાન તો હરજી લીજે. મારો૦
કૃષ્ણ કહે તમે દુઃખ દ્યો છો, પણ અમે કાલે આવું;
હમણાં નિશ્ચે જાવા દીજે, વાર થયે પિતાને ન ભાવું. મારો૦
ગોપી કહે જીવ જાયે તો જાયે, પણ જાવા ન દેઉં;
કુંવરજી કુંજમાં લેઈ જાઉં, રુંભન ચુંબન અધરામૃત લેઉં। મારો૦
કૃષ્ણ કહે રથમાંથી પડચો, તેથી પગે મુજને વાગ્યું;
અહીંથી ઉઠાય નહિ મારાથી, જુઓ, આ પગે લાગ્યું. મારો૦
ગોપી કહે કોહો તે વાહન લાવું, પણ તમને લઈ જાવું;
મહેતાનો સ્વામી વિચારી બોલ્યો, હાથી હોય તો આવું. મારો૦

## નારી-કુંજર

( રાગ-સામેરી )

ગોપીઓ કહે હાથીજ જોઈએ, લ્યો હરિ આ રહ્યો હાથી રે;
રાધાએ રચના કરી સુંદર, હાથી કીધો સખી જે સાથીરે. ટેક.
ચાર સખી ચાર પાદ થઈ, બે ઉદર ઠામે સૂતી રે;
પેટ પોલ કરવા બબે બાજુ, એમ એક એક તો પૂતી રે. ગો૦
પૃષ્ટ ભાગને પૂછડું થઈ, ચંદ્રભાગા જે નારી રે;
હરિને કહે હસ્તી હુઓ, બિરાજીએ મુરલીધારી રે. ગો૦
કૃષ્ણ કેહે નામ રહિત ગજ, એનાં દશન વદન કિયાં રે ?
કુંભસ્થળ રહિત ગજ નિરખી, પ્રસન્ન કેમ થાય હિયાં રે ? ગો૦
રાધા કેહે એવો ગજ આણું, પછે રખે વાંકું કાઢો રે;
ગજ માગો તો ગજ કરું હાજર, ન જીતો ત્યારે વાકુ પાડો રે. ગો૦
એમ કહી રાધા ગઈ ઉપર, ખાલી જગાએ સૂતી ચતી રે;
છૂટી વેણી શુંઢાકર બની રહી, અર્ધ હસ્ત દંતુશળવતી રે. ગો૦
ચૂડા રુડા દાત ચૂડ દીસતા, સ્વવદન તે મુખનું મૂળ રે,
કુંભસ્થલને સ્થાનક કુચ બે, હસ્તી ગંડસ્થલથી અતિ સ્થૂળ રે. ગો૦
રાધા કહે હરિ બિરાજીએ, હસ્તી સજ થઈ ઊભો રે;
કૃષ્ણ કેહે અંકુશ વિણુ ન બેસું, રાધા કેહે હરિ કાં ડુબો રે ? ગો૦
હરિ ! અંકુશ આપુ અમે આણિ, પછે તમે કંઈ માગો રે ?
કાહાન કહે પછે કાંઈ ન જોઈએ, અંકુશ વિણુ મનસ્વિ ભાગો રે. ગો૦
કઠિણમાં કઠિણ મૃદુમાં મૃદુ, એવો અંકુશ કીધો રે;
સર્વ પ્રેમ ભેગો કરી ઘડિયો, પછે અંકુશ હરિને દીધો રે. ગો૦
ગોપી મન મનાવા કારણ, છેલવેલુ સુખ દેવા રે;
પ્રેમાંકુશ પકડી ગજે ચઢિયા, નરખે હરખે સ્વર્ગે દેવા રે. ગો૦
હરિ ન નાસે માટે કરી રચના, પ્રેમભાલા સખી કર દીધા રે;
નરસંઈયાના સ્વામીનો હસ્તી, ગાયો સુણ્યો તેનાં કાર્જ સીધ્યાં રે. ગો૦

( રાગ : મેઘ મલાર )

હરિ જે હસ્તી પર બેઠા, તેની શોભા શી કહીયે ?
પંખી પેરે સાગરમાંથી, જળ લઈ સુખી થઈયે. ટેક.

ઉજ્વળ ઐરાવતપર શોભે, સુંદર મેઘશ્યામ;
ચપળા રંગ બેરંગી ચમકે, વહેલી વાદળી જાય તમામ. હરિ૦

તેમ ગૌર નારી–કુંજરપર શોભે, મેઘશ્યામ વત ઘનશ્યામ;
ભાલા વાળી વિજળિયો જાવા, ઉતાવળી વાદળી ઠામ. હરિ૦

મનુષ્ય રુપ રમાપતિ કેરું, માટે ઈંદ્રીગમા રે અપાય;
નહિ તો બ્રહ્મા શિવ કિંકર જેના, પછે બીજા કુણુ કહેવાય ? હરિ૦

વાયુવત્ તે હસ્તી ચાલ્યો, ઊભો કુંજની માંય;
હરિ ઉતારી અંકે લીધા, થેઈ થેઈ મચિ રહી ત્યાંય. હરિ૦

કમળા સુખ આપો કમળાવર, મધુપુરની મેલો આશ;
એવા રમો હરિ અમ સાથે, જે ગુણ ગાય નરસંઇયો દાસ. હરિ૦

## નારીજન્મની પ્રશંસા

( પદ ૧ )

કોણુ પુન્યે કરી, નાર હું અવતરી, શ્રી હરિ દીન થઈ માન માગે;
અમર અવિગતિ કહે, અકલ કો નવ લહે, તે કમલાવર કંઠ લાગે.
કોણુ૦

યજ્ઞ યાગે યજી, યોગ ધ્યાને ધરી, બહુ વ્રત આદરી દેહ કષ્ટે;
તોય તે શ્રીહરિ, સ્વપ્ને ન પેખિયે, તે હરિ નિરખીએ પ્રેમ દષ્ટે.
કોણુ૦

શેષ સુખાસન, શેજ સોહે સદા, ભુવન જસું વૈકુંઠ કહાવે;
તેપેં અધિક જે, મંદિર માહરૂં, પ્રેમે પીતાંબરો પલંગ આવે.
કોણુ૦

ભક્ત વત્સલતણું બિરદ પોતે વહે, વેદ પુરાણુ એમ શાસ્ત્રવાણી;
નરસિંહાચો સ્વામી ભલેરે મળિયો, કીધી કૃપા મુને દીન જાણી.
કોણુ૦

( પદ ૨ )

સારમાં સાર અવતાર અબળાતણો, જે બળે બળિભદ્ર વીર રીઝે;
પુરુષ–પુરુષાતન, શું કરૂં હે સખી, જેથી નહિ માહરૂં કાજ સીઝે ?
સાર૦

મુક્તિ પર્યન્ત તો, પ્રાપ્તિ છે પુરુષને, સત્ય જો સેવકભાવ રાખે;
રસભર્યું રુસણું, નાથ નોહોરા કરે, તે નહીં નારી અવતાર પાખે.
સાર૦

ઈન્દ્ર આદિક અજ ઈશને મહામુનિ, ગોપિકા ચરણરજ તેહ વંદે;
ગોપીથી આપનું, અધમપણું લેખવે, નરપણું નવ રૂચે આપ નંદે.
સાર૦

વેદ વેદાંત ઉપનિષદો ખટ મળી, જે મથીને રસ પ્રગટ કીધો;
તે રસ ભાગ્યનિધિ ભામની ભોગવે, અહોનિશ અનુભવસંગ લીધો.
સાર૦

સ્વપ્ન સાચું કરે, ગિરિધર શ્યામળો, પ્રણમું હું પ્રાણપતિ પ્રાણ જોડી;
પંથનું જેમ પશુ, પૂઠળ વળગ્યું ફરે, નરસૈંયા નાથજી નાથ તોડી.
સાર૦

## મોહિની–સ્વરૂપ

[ તરસ્યા થયેલા મહેતાને જળ પીવડાવવા માટે શ્રીકૃષ્ણ સુંદર નારી (મોહિની)નું સ્વરૂપ ધરી પ્રગટ થાય છે તેનું વર્ણન. ]

ગોરી તારે તાજુડે રે, મોહ્યા મોહ્યા મુનિવર રાયા રે;
રૂપ સ્વરૂપ કળ્યું નવ જાયે, મેં તો જાણી છે ઈશ્વરી માયા રે. ગોરી૦

રુમઝુમ રુમઝુમ નેપૂર બાજે, પાલવે તે ચીર અતિ ચાંપે રે;
ઘુંઘટમાં મુખ એણીપેર શોભે, મોટા મુનિજનનાં મન કાંપે રે. ગોરી૦

ગોરું શું વદન ને ગળસ્થળ ઝળકે, ઉપર દામણી લળકે રે;
ચાણુડાની કોર એણીપેર શોભે, જાણે ગગનમાં વીજળી ચળકે રે. ગોરી૦

વશીકરણ વેણુ તમે કયાં રે ગુંથાવી, સુંદરી શણગટ વાળી રે?
આ ચોળી તમે કયાં શીવડાવી, જેને મોહી છે વ્રજની નારી રે? ગોરી૦

ચંચળ દૃષ્ટે નોદશ ન્યાળે, માંહી મદનનો ચાળો રે;
નરસૈંયાચો સ્વામી જોવા સરિખડો, કોઈ સુંદરીનું વદન નિહાળો રે.
ગોરી૦

# उद्धव

(वि. सं. १५७०नी आसपास हयात)

[ પાટણના કવિરત્ન ભાલણના પુત્ર ઉદ્ધવદાસ અને વિષ્ણુદાસે પોતાના કવિપિતાની પ્રણાલી ઉત્સાહથી આગળ ચલાવી છે તે સાહિત્યના ઇતિહાસમાં નોંધપાત્ર છે. ભાલણના એ બે કવિપુત્રોમાં ઉદ્ધવ વધુ તેજસ્વી જણાય છે. તેણે રામાયણ (સુંદરકાંડ સુધીનું) અને 'બભ્રુવાહન આખ્યાન' રચેલું છે. આ બેઉ કૃતિઓમાં 'બભ્રુવાહન આખ્યાન' ચઢિયાતું છે.

ઉદ્ધવનું રચેલું રામાયણ અધૂરું રહી જવાથી તે તેના લઘુબંધુ વિષ્ણુદાસે પૂર્ણ કરેલું છે. ગુજરાતી કવિકુળમાં આ પણ એક નોંધપાત્ર પ્રસંગ છે. ઉદ્ધવના રામાયણની રચના ભાલણના "રામબાલચરિત" પહેલાં થયાનું સ્વ. રામલાલ મોદી જણાવે છે. પિતાના રામબાલચરિતની અસર ઉદ્ધવના રામાયણમાં જણાતી ન હોવાથી આ અનુમાન કરવામાં આવ્યું છે. ]

## બભ્રુવાહનની પ્રતિજ્ઞા

( અર્જુન બભ્રુવાહનને લાત મારી તેને બાયલો અને વાણિયાનો પુત્ર કહે છે. તે સાંભળી બભ્રુવાહન ગુસ્સે થાય છે. )

બભ્રુવાહન કોપ કરીને વળતો વદે વચનજી.  
જો હું તાહારૂં મસ્તક છેદૂ, તો હું તાહરો તનજી.  
નિર્દૂષણ કરૂં માતા માહારી, છેદી તાહારૂં શીશજી.  
પાદુ પ્રહાર કર્યા માટે મુંહને, નહોતી ચઢી કાંઈ રીસજી.  
સતી સાધવી માતા માહારી, તેહને દૂષણ દીધુંજી.  
સહી કાળ ખૂટચો છે તાહારો, તે ફૂડૂ તેં કીધુંજી.  
જો હું મસ્તક ન છેદૂં તાહારૂં, કંધેથી તો તે ત્યમજી.  
વણિકનો સુત, ગાંધર્વનો સુત, જેહ જાણજ્યો ત્યમજી.  
જો હું તુંને કોટે બાંધીને, માદલ કરી વજાડૂંજી.  
બાણ પ્રહાર કરીને ગૌડા, મહી મહોએ પાડૂંજી.  
બાણ કાટલાં, ધનુષ્ય ત્રાજુઆં, વસાણું તુજ દેહજી.  
ના તોળૂં તો હું તાહારો કુંઅર નહિ કંઈ તો તેહજી.

# भक्त-कवयित्री मीरांबाइ

(संवत १५६०–१६०६)

[ રાજસ્થાન–મારવાડની રાજકન્યા અને મેવાડની રાજરાણી મીરાંબાઈ મધ્યકાલીન ભક્તિયુગે કાવ્યજગતને અર્પણ કરેલું એક અણમોલ રત્ન છે. આજે પણ ઘેરઘેર મીરાંનાં પદ રસથી ગવાય છે. ગુજરાતનો મીરાં ઉપર બે કારણે દાવો છે: (૧) મીરાંની જન્મભૂમિ મારવાડ–મેડતા પાસે કુડકી ગામે હતી. તે સમયની મારવાડ તથા ગુજરાતની ભાષા એક હતી અને તેને પશ્ચિમ-રાજસ્થાની નામ મળેલું છે. એટલે એક સામાન્ય ભાષાને કારણે મીરાં મારવાડ તથા ગુજરાત બેઉ પ્રદેશની કવયિત્રી બને છે. મારવાડમાં લોકમુખે ગવાતાં તેનાં પદ ધીમેધીમે હિંદી ભાષાને અનુરૂપ વળાંક પામ્યાં અને ગુજરાતને કંઠે ચડેલાં પદ કાલક્રમે ગુજરાતી બની ગયા. બેઉ સ્વરૂપે આજે પણ મીરાંનાં કેટલાંક પદો મળી આવે છે. (૨) મીરાંએ ઉત્તરવયમાં દ્વારિકાનિવાસ કર્યો હતો. એટલે તત્કાલીન રાજસ્થાનીને મળતી ગુજરાતી ભાષામાં તેનાં કેટલાંક પદ ત્યાં રચાયાં હોય એ પણ અસંભવિત નથી. અથવા મીરાંનાં રાજસ્થાની ગીતો ત્યાંના ભક્તોને કંઠે ચઢી તત્કાલીન ગુજરાતી સ્વરૂપ પામ્યાં હોય એ પણ બનવા જોગ છે.

આમ ગુજરાત મીરાંને પોતાની કવયિત્રી માને છે. મેડતાના રાઠોડ રાવ દુદાજી પરમ વૈષ્ણવ હતા. તેમના પુત્ર રત્નસિંહને ત્યાં મીરાંનો જન્મ સં. ૧૫૬૦માં થયો હતો. મીરાંના માતાપિતા બચપણમાં ગુજરી જવાથી દાદા (રાઠોડ દુદાજી) પાસે મીરાં મોટી થઈ અને તેમના ભક્તિના સંસ્કાર તેને પ્રાપ્ત થયા. મીરાં બચપણથી જ શ્રી કૃષ્ણ–ગિરધારીલાલને મનથી વરી ચૂકી હતી. સંસારનો તેને મોહ ન હતો છતાં સાંસારિક રૂઢીને કારણે તેનું લગ્ન મેવાડના રાણા સંગના પાટવીકુમાર ભોજરાજ સાથે થયું. થોડા જ વર્ષમાં ભોજરાજ મરણ પામ્યા અને મીરાંબાઈ વિધવા બની. ભક્ત મીરાંબાઈ મેવાડમાં રહીને પણ હરિજન ઠગની સાધુ-સંતો ને મળતી અને ગિરધારીલાલ આગળ નાચતી. આ વાત તેનાં સાસરિયાંને ગમતી ન હતી. તેથી સાસરિયાંએ મીરાંને ખૂબ હેરાન કરી પણ મીરાં પોતાની ભક્તિમાં અડગ રહી. આ વિષેનાં મીરાંના નામે રચેલાં અનેક પદો આપણને મળે છે.

મીરાંને મારી નાંખવા સાસરિયાં તરફથી વિષપ્રયોગ પણ થયા. પણ મીરાંનું વિષ પ્રભુકૃપાએ અમૃત બની ગયું. મીરાં હવે મેવાડથી કંટાળી ગઈ હતી. તે મેવાડ છોડી પિયર ગઈ. ત્યાં પણ ભક્તિના માર્ગમાં અંતરાય આવવા લાગ્યા. છેવટે મીરાંબાઈ વૃંદાવન ગઈ અને ત્યાંના ભક્તિમય વાતાવરણમાં થોડો વખત રહી. ત્યાંથી તે દ્વારિકા ગઈ અને અવસાન સુધી રણછોડરાયજીની છાયામાં ત્યાંજ નિવાસ કરી રહી.

મીરાંના સમયમાં વૃંદાવનમાં ગૌરાંગ અને વલ્લભે પ્રચારેલી પ્રેમલક્ષણા ભક્તિનો જુવાળ ચઢયો હતો. આખા દેશમાં તે જુવાળનું મોજું ફરી વળ્યું હતું. મીરાં કોઈ ખાસ સંપ્રદાયમાં ભળી હોય તેમ લાગતું નથી. પણ ગોપીભાવની ભક્તિથી તેનું હૃદય સારી પેઠે પ્લાવિત થયેલું હતું, એમ તેનાં પદો આપણને કહી જાય છે. મતલબ કે વૃંદાવનીય ભક્તિના એ નવીન ઉત્થાનમાં મીરાંની કવિતાનો પણ મોટો ફાળો છે. 'મીરાં કે પ્રભુ ગિરધર નાગર' એ છાપવાળાં તેનાં પદ કોણે નહિ સાંભળ્યાં હોય ?

મીરાંએ કોઈ મોટું કાવ્ય કે ગ્રંથ લખ્યો નથી. પણ તેનાં ઉર્મિસભર ગેય પદોએ તેને અમર બનાવી છે. તેના પદોમાં સ્ત્રીહૃદયના ભાવો ખૂબ માર્મિકતાથી વ્યક્ત થયા છે. કોમળતા, મધુરતા, ઉર્મિની સંવેદના અને ગેયતા એનાં પદોને સુમધુર બનાવે છે. શૃંગારભાવ વ્યક્ત કરવામાં તે બીજા કવિઓની જેમ કદી અશિષ્ટ બનતી નથી, એ નોંધપાત્ર છે. એનાં છૂટક પદોએ માત્ર ગુજરાત કે મારવાડને જ નહિ પણ આખા ભારતને કામણ કર્યું છે.]

# મીરાંબાઈની પદાવલી

૧

મુખડાની માયા લાગી રે, મોહન પ્યારા !
મુખડાની માયા લાગી રે. (ટેક)

મુખડું મેં જોયું તારું, સર્વ જગ થયું ખારું;
મન મારું રહ્યું ન્યારું રે. મોહન પ્યારા૦

સંસારીનું સુખ કેવું ? ઝાંઝવાનાં નીર જેવું;
તેને તુચ્છ કરી ફરીએ રે. મોહન પ્યારા૦

સંસારીનું સુખ કાચું, પરણીને રંડાવું પાછું;
તેને ઘેર શીદ જઈએ રે ? મોહન પ્યારા૦

પરણું તો પ્રીતમ પ્યારો, અખંડ સૌભાગ્ય મારો;
રાંડવાનો ભે ટાળ્યો રે. મોહન પ્યારા૦

મીરાંબાઈ બલિહારી, આશા મને એક તારી;
હવે હું તો બડભાગી રે. મોહન પ્યારા૦

૨

(રાગ કાલિંગડા–દીપચંદ)

નહિ રે વિસારું હરિ, અંતરમાંથી નહિ રે૦ (ધ્રુવ)
જળ જમુનાનાં પાણી રે જાતાં, શિર પર મટકી ધરી. અંતર૦
આવતાં ને જાતાં મારગ વચ્ચે, અમૂલખ વસ્તુ જડી. અંતર૦
આવતાં ને જાતાં વૃંદા રે વનમાં, ચરણ તમારે પડી. અંતર૦
પીળાં પીતાંબર જરકશી જામા, કેસર આડ કરી. અંતર૦
મોરમુગટ ને કાને રે કુંડળ, મુખ પર મોરલી ધરી. અંતર૦
બાઈ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ વિઠ્ઠલવરને વરી. અંતર૦

૩

બોલ મા બોલ મા બોલ મા રે, રાધાકૃષ્ણ વિના બીજું બોલ મા. (ટેક)
સાકર શેરડીનો સ્વાદ તજીને, કડવો તે લીમડો ઘોળ મા રે. રાધા૦
ચાંદાસૂરજનું તેજ તજીને, આગિયા સંગાથે પ્રીત જોડ મા રે. રાધા૦
હીરા ને માણેક ઝવેર તજીને, કથીર સંગાથે મણિ તોળ મા રે. રાધા૦
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, શરીર આપ્યું સમતોલમા રે રાધા૦

૪

પ્રેમની પ્રેમની પ્રેમની રે, મને લાગી કટારી પ્રેમની રે. (ટેક)
જળ જમુનાનાં ભરવા ગયા'તાં, હતી ગાગર માથે હેમની રે. મને૦
કાચે તે તાંતણે હરિજીએ બાંધી, જેમ ખેંચે તેમ તેમની રે. મને૦
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, શામળી સૂરત શુભ એમની રે. મને૦

૫

મુજ અબળાને મોટી મિરાત બાઈ, શામળો ઘરેણું મારે સાચું રે. (ટેક)
વાળી ઘડાવું વિઠ્ઠલવર કેરી, હાર હરિનો મારે હૈયે રે;
ચિત્તમાળા ચતુરભુજ ચૂડલો, શીદ-સોની ઘેર જઈએ રે? મુજ૦
ઝાંઝરિયાં જગજીવન કેરાં, કૃષ્ણજી કલ્લાં ને કાંબી રે;
વિંછુવા ઘૂઘરા રામનારાયણના, અણુવટ[1] અંતરજામી રે. મુજ૦
પેટી ઘડાવું પુરુષોત્તમ કેરી, ત્રિકમ નામનું તાળું રે;
કૂંચી કરાવું કરુણાનંદ કેરી, તેમાં ઘરેણું મારું ઘાલું રે. મુજ૦
સાસરવાસો સજીને બેઠી, હવે નથી કાંઈ કાચું રે;
મીરાંબાઈ કહે પ્રભુ ગિરિધર નાગર, હરિને ચરણે જાચું રે. મુજ૦

૬

હાંરે કોઈ માધવ લ્યો, માધવ લ્યો, વેચંતી વ્રજનારી રે. હાંરે૦
માધવને મટુકીમાં ઘાલી, ગોપી લટકે લટકે ચાલી રે. હાંરે૦
હાંરે ગોપી ઘેલું શું બોલતી જાય, મટુકીમાં ન સમાય રે. હાંરે૦
નવ માનો તો જુઓ ઉતારી, માંહી જુએ તો કુંજબિહારી રે! હાંરે૦
વૃંદાવનમાં જાતા દહાડી, વા'લો ગૌ ચારે છે ગિરધારી રે. હાંરે૦
ગોપી ચાલી વૃંદાવન વાટે, સૌ વ્રજની ગોપીઓ સાથ રે. હાંરે૦
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, જેના ચરણકમળ સુખસાગર રે. હાંરે૦

૭

પ્રભુ મારી દૃષ્ટિ સન્મુખ રહેજો, પ્રભુ મારી આંખો આગળ રહેજો. પ્રભુ૦
હું છું દાસી આપની વહાલા, પોતાની કરી લેજો. પ્રભુ૦
ફૂલડાં મધુરની શય્યા બિછાવું, સેવા ચરણની દેજો. પ્રભુ૦
વૃંદાવનને મારગ જાતાં, દર્શન નિતનિત દેજો. પ્રભુ૦
મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ, હૃદયકમલ વિષે રહેજો. પ્રભુ૦

૧. સ્ત્રીઓના પગના અંગૂઠાનું ઘરેણું

૮

મારી દષ્ટિ સામે રહેજો રે, બાલમુકુંદા
મારી નજરું આગળ રહેજો રે, નાગરનંદા.
કામકાજ મને કાંઈ ન સૂઝે, ભૂલી ઘરના ધંધા રે. બાલ૦
આડું-અવળું જોવું ગમે ના, જોયા પૂનમ કેરા ચંદા રે. બાલ૦
મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ, લાગી મોહની ફંદા રે. બાલ૦

૯

બીસર ગઈ મેરો હાર, જમનાતીરે,
બીસર ગઈ મેરો હાર. (ટેક)
ઈત ગોકુળ, ઉત મથુરા નગરી,
કૈસે ઊતરું પાર? જમના૦
મેં જલ યમુના ભરન જાત રી,
મિલ ગયે નંદકુમાર. જમના૦
વૃંદાવનકી કુંજ ગલિનમેં,
નૃત્ય કરત હૈ મુરાર. જમના૦
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર,
ચરણકમલ બલિહાર જમના૦

૧૦

[ રાગ માંડ-તાલ ધુમાલી અથવા કેરવા ]

મ્હાંને ચાકર રાખોજી,
ગિરિધારીલાલ! ચાકર રાખોજી. (ટેક)

ચાકર રહસૂં, બાગ લગાસૂં, નિત ઊઠ દરસન પાસૂં;
વૃંદાવનકી કુંજ ગલિનમેં, ગોવિંદ-લીલા ગાસૂં. મ્હાંને૦
ચાકરીમેં દરસન પાઊં, સુમિરન પાઊં ખરચી;
ભાવ-ભગતિ જાગીરી પાઊં, તીનોં બાતાં સરસી. મ્હાંને૦
મોરમુકુટ પીતાંબર સોહે, ગલે બૈજંતી માલા;
વૃંદાવનમેં ધેનુ ચરાવે, મોહન મુરલીવાલા. મ્હાંને૦

ઊંચે ઊંચે મહલ બનાઊં, બિચ બિચ 'રાખું' બારી;
સાંવરિયાકે દરસન પાઊં, પહિર કુસુમ્બી સારી. મ્હાંને૦
જોગી આયા જોગ કરનકૂં, તપ કરને સંન્યાસી;
હરિ-ભજનકૂં સાધુ આવે, વૃંદાવન કે વાસી. મ્હાંને૦
મીરાં કે પ્રભુ ગહિર ગંભીરા, હૃદે રહો જી ધીરા;
આધી રાત પ્રભુ દરસન દીન્હોં, જમુનાજી કે તીરા. મ્હાંને૦

૧૧

મેરે રાણાજી, મેં ગોવિંદ ગુણ ગાના. (ધ્રુવ)
રાજા રૂઠે નગરી ન રખ્ખે અપની, મૈં હરિ રૂઠયા કહાં જાના ?
રાણેંદ્રભેજયા જહરપિયાલા, મૈં અમૃત કર પી જાના.
ડબિયામેં કાળા નાગ ભેજ્યા, મેં શાલગ્રામ કર જાના;
મીરાંબાઈ પ્રેમદીવાની, મૈં સાંવલિયા બર પાના.

૧૨

હાં રે હરિ વસે હરિના જનમાં;
હાં રે તમે શું કરશો જઈ વનમાં રે ? હરિ૦
ભેખ ધરીને તમે શીદ ભટકો છો ?
પ્રભુ નથી વન કે અરણ્યમાં રે. હરિ૦
કાશી જાવો ને તમે ગંગાજી ન્હાવો;
પ્રભુ નથી પાણી પવનમાં રે. હરિ૦
જોગ કરો કે ભલે જગન કરાવો;
પ્રભુ નથી હોમ હવનમાં રે. હરિ૦
બાઈ મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર;
હરિ વસે હરિજનમાં રે. હરિ૦

૧૩

રામ રાખે તેમ રહીએ, ઓધવજી રામ રાખે તેમ રહીએ !
આપણે ચિઠ્ઠીના ચાકર છૈયે. (ટેક)

કોઈ દિન પે'રણુ હીર ને ચીર,
તો કોઈ દિન સાદા રહીએ. ઓધવજી૦
કોઈ દિન ભોજન શીરો ને પૂરી,
તો કોઈ દિન ભૂખ્યા રહીએ. ઓધવજી૦
કોઈ દિન રહેવાને બાગ-બગીચા,
તો કોઈ દિન જંગલ રહીએ. ઓધવજી૦
કોઈ દિન સૂવાને ગાદી-તકિયા,
તો કોઈ દિન ભોય સૂઈ રહીએ. ઓધવજી૦
બાઈ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ,
સુખદુ:ખ સૌ સહી રહીએ. ઓધવજી૦

૧૪

અખંડ વરને વરી સાહેલી, હું તો અખંડ વરને વરી. (ટેક)
ભવસાગરમાં મહાદુ:ખ પામી, લખચોરાસી ફરી. સાહેલી૦
સંસાર સર્વે ભયંકર કાળો, તે દેખી થરથરી સાહેલી૦
કુટુંબ સહોદર સ્વાર્થી સર્વે, પ્રપંચને પરહરી. સાહેલી૦
જનમ ધરીને સંતાપ વેઠ્યા, ઘરનો તે ધંધો કરી સાહેલી૦
સંત-સંગતમાં મહાસુખ પામી, બેઠી ઠેકાણે ઠરી સાહેલી૦
સદ્‌ગુરુની પૂરણ કૃપાથી, ભવસાગર હું તરી. સાહેલી૦
બાઈ મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, સંતોના ચરણે પડી સાહેલી૦

૧૫

નિત્ય નિત્ય ભજીએ તારું નામ, તારું નામ,
તારું નામ, પ્રેમ થકી, અમને પ્રભુજી મળ્યા હો જી.
આણી તીરે ગંગા વહાલા! પેલી તીરે જમના વહાલા!
વચમાં ગોકુળિયું રૂડું ગામ, રૂડું ગામ, રૂડું ગામ રે પ્રેમ૦
વૃંદા તે વનના ચોકે રાસ રચ્યો છે, વહાલા!
સોળસેં ગોપીમાં ઘેલો કાન, ઘેલો કાન, ઘેલો કાન રે. પ્રેમ૦

અન્ન ન ભાવે, નયણે નિદ્રા ન આવે, વહાલા !
સો'જે પધારો સુંદરશ્યામ, સુંદરશ્યામ, સુંદરશ્યામ રે. પ્રેમ૦
બાઈ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ વહાલા !
છેલ્લી બાકીના રામોરામ, રામોરામ, રામોરામ રે. પ્રેમ૦

૧૬

મુંને લહે રે લાગી હરિના નામની રે;
હું તો ટળી રે સંસારીઆના કામની રે. (ટેક)

ચોટ લાગી તે ટાળી કદી નહીં ટળે રે;
ભલે કોટી પ્રયત્ન દુર્જન કરે રે. મુંને૦
હું તો બાવરી ફરું છું માન મદમાં રે;
મારી સૂરતા શામળિયાના પદમાં રે. મુંને૦
મહામંત્ર સુણાવ્યા મારા કાનમાં રે;
હું તો સમજી મોહનજીની સાનમા રે. મુંને૦
મીરાંબાઈને ગુરુજી મળ્યા વાટમાં રે;
એણે છોડી દીધેલ રાજપાટના રે. મુંને૦

૧૭

અરજ કરે છે મીરાં રાંકડી રે; ઊભી ઊભી૦
મુનિવર સ્વામી મારા મંદિરે પધારો વહાલા;
સેવા કરીશ દિન-રાતડી રે. ઊભી ઊભી૦
ફૂલના હાર વહાલા ફૂલના ગજરા કરું;
ફૂલના તોરા ફૂલપાખડી રે. ઊભી ઊભી૦
બાઈ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ વહાલા;
તમને જોઈ ઠરે મારી આંખડી રે. ઊભી ઊભી૦

૧૮

વાગે છે રે વાગે છે, વૃંદાવન મોરલી વાગે છે;
તેના શબ્દ ગગનમાં ગાજે છે. (ટેક)

વૃંદા તે વનને મારગ જાતાં
વા'લો દાણ દધિનાં માગે છે. વૃંદા૦
વૃંદા તે વનમાં રાસ રચ્યો છે,
વા'લો રાસમંડળમાં બિરાજે છે. વૃંદા૦
પીળાં પીતાંબર જરકસી જામા,
વા'લાને પીળો તે પટકો બિરાજે છે. વૃંદા૦
કાને તે કુંડળ મસ્તકે મુગટ,
હાંરે વા'લા મુખ પર મોરલી બિરાજે છે. વૃંદા૦
વૃંદા તે વનની કુંજગલનમાં,
વા'લો થનક થૈ થૈ નાચે છે. વૃંદા૦
બાઈ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ,
વા'લા દર્શનથી દુઃખડાં ભાગે છે. વૃંદા૦

૧૯

કોઈ કહે તેને કહેવા રે દઈએ,
આપણે હરિભજનમાં રહીએ (ટેક)
જગત ને ભગતને સદાય વેર છે,
તેમાં ભક્તપણું તે કોને કહીએ રે?
ભક્તપણું જબ જાણીએ,
આપણે સહુનાં મેણલા સહીએ રે. કોઈ૦
હીરા ને કંકર એકજ રંગા.
તેમાં હીરાપણું તે કોને કહીએ રે?
હીરાપણું જબ જાણીએ,
આપણે ઘવત ઘણેરા સહીએ રે. કોઈ૦
બાઈ મીરાં કહે પ્રભુ ગિરિધરના ગુણ,
આપણે ચરણકમળ ચિત્ત દઈએ રે. કોઈ૦

૨૦

[ રાગ તિલક કામોદ–તીન તાલ ]

પાયો જી મેંને રામ રતન ધન પાયો,
વસ્તુ અમોલિક દી મેરે સતગુરુ, કિરપા કર અપનાયો.
જનમ જનમકી પૂંજી પાઈ, જગમેં સભી ખોવાયો;
ખરચૈ નહિ ખૂટે વાકો ચોર ન લૂંટે, દિન દિન બઢત સવાયો.
સતકી નાવ ખેવટિયા[1] સતગુરુ, ભવસાગર તર આયો;
મીરાં કે પ્રભુ ગિરિધર નાગર, હરખ હરખ જસ ગાયો.

૨૧

[ રાગ દેશ યા પૂર્વી–તીન તાલ ]

નહિં ઐસો જનમ બારંબાર,
કયા જાનું કછુ પુન્ય પ્રકટે માનુસા અવતાર. (ધ્રુવ)
બઢત પલ પલ,ઘટત છિન છિન, ચલત ન લાગે બાર;
બિરછકે જ્યો પાત ટૂટે, લાગે નહિ પુનિ ડાર.
ભવસાગર અતિ જોર કહિયે, વિષમ ઓખી ધાર;
સુરતકા નર બાધે બેડા, બેગિ ઊતરે પાર.
સાધુ સંતા તે મહંતા, ચલત કરત પુકાર;
દાસી મીરાં લાલ ગિરિધર, જીવના દિન ચાર.

૨૨

જાનું તો થયું રે, દેવળ જૂનું તો થયું;
મારો હંસલો નાનો ને, દેવળ જૂનું તો થયું. (ધ્રુવ)
આ રે કાયા રે હંસા !, ડોલવાને લાગી રે;
પડી ગયા દાંત, માંયલી રેખું તો રહી. મારો૦
તારે ને મારે હંસા, પ્રીત્યું બંધાણી રે;
ઊડી ગયો હંસ, પાંજર પડી રે રહ્યું. મારો૦
બાઈ મીરાં કહે પ્રભુ, ગિરિધરના ગુણ;
પ્રેમનો પ્યાલો તમને પાઉં ને પીઉં. મારો૦

૨૩

બલિહારી રસિયા ગિરધારી, સુંદિર શ્યામ હો,
તજી અમને મથુરાના વાસી, આવા ન બનીએ જી. (ટેક)
વાંસલડી વાગે એવા લાપુકારા વાગે જી;
વ્રજવાટ લાગે અમને ખારી રે. સુંદિર૦
જમનાનો કાંઠો વ્હાલા, ખાવાને દોડે જી;
અકળાવી દે છે અમને ભારી રે. સુંદિર૦
વૃંદાવન કેરી શોભા, તમ વિના અમને જી;
આંખે દીઠી નવ લાગે સારી રે. સુંદિર૦
ગોવર્ધન તોળ્યો વહાલે, ટચલી આંગળીએ જી,
અમ પર ઢોળ્યો ગિરધારી રે. સુંદિર૦
બાઈ મીરાંકે પ્રભુ ગિરિધર નાગર વહાલા;
ચરણકમળ દાસી તારી બલિહારી રે. સુંદિર૦

૨૪

મને મળિયા મિત્ર ગોપાળ, નહિ જાઉં સાસરીએ. (ટેક)
સંસાર મારું હો સાસરુ ને વૈકુંઠ મારો વાસ રે;
લક્ષ ચોરાસી મારો હો ચૂડલો રે, હું તો વરી ગોપાલલાલ નાથ. નહિ૦
સાસુ હમારી સુષુમણા રે, સસરો પ્રેમ સંતોષ રે;
જેઠ જુગોજુગ જીવજો રે, હાંરે પેલો નાવલિયો નિર્દોષ. નહિ૦
ઓઢું તો નવરંગ ચૂંદડી રે, નહિ ઓઢું કાંબળ લગાર રે;
ઓઢું પ્રેમરસ ચૂંદડી રે, હારે મારાં પાપ નિવારણ કરનાર. નહિ૦
દિયેરને દોનું હે દીકરી રે, દોનુ રાજકુમાર રે;
એકને સત્યયુગ મોહી રહ્યો રાણા, દુજી રહી બ્રહ્મચાર. નહિ૦
એકનો ગુરુ ગોવિંદજી હો રે, દુજીનો હે સંસાર રે;
રાજા છાંડ્યા ચિત્રકુટને રે, હારે વાલા ગામડા સોળ હજાર. નહિ૦

અપના પિયાકુ જઈને કહેજો રે, ઘણા દહાડાનો ઘરવાસ રે,
બેઉ કર જોડી હો વિનવે રે, હારે ગુણ ગાય મીરાંબાઈ દાસ. નહિ૦

૨૫

કાનુડે ન જાણી મોરી પીર, બાઈ હું તો બાળ કુંવારી રે. કાનુડે૦
જળ રે જમનાનાં અમે ભરવાને ગ્યા'તાં વહાલા, કાનુડે ઉડાડ્યાં આછાં
નીર. ઊડયાં ફરરરરરરરે....
વૃંદા રે વનમાં વા'લે રાસ રચ્યો છે, સોળસે ગોપીના તાણ્યાં ચીર;
ફાટ્યાં ચરરરરરરરે....
હું વરણાગી કા'ના તમારા રે નામની રે, કાનુડે માર્યાં છે અગને તીર;
વાગ્યાં અરરરરરરરે ...
બાઈ મીરાંકે પ્રભુ ગિરિધર નાગર, કાનુડે બાળીને ફેંકી ઉંચે ગીર;
રાખ ઊડે ફરરરરરરરે....

૨૬

બોલે ઝીણા મોર, રાધે ! તારા ડુંગરિયા પર બોલે ઝીણા મોર.
દાદુર મોર બપઈયા બોલે, કોયલ કરે કલશોર. રાધે૦
આકાશે ભલી વીજળી ચમકે, બાદળ હુવા ઘનઘોર. રાધે૦
ઝરમર ઝરમર મેહુલો બરસે, ભીંજે મારા સાળુડાની કોર. રાધે૦
બાઈ મીરાંકે પ્રભુ ગિરિધર નાગર,પ્રભુજી મારા ચિત્તડાનો ચોર.રાધે૦

૨૭

કહો કોને કહું દિલડાની વાત ? વારેવારે કહો કોને કહું ?
પાંડવની પ્રતિજ્ઞા પાળી, દ્રૌપદીની લાજ રાખી,
સુદામાની વેળા વાળી, ઉગાર્યો પ્રહ્‌લાદ રે. વારેવારે૦
વૃંદાવન તમે વહાલા ઉગાર્યું, સુંદરીને કાજ રે;
પહેરી સજી મહેલે પધારો, રીઝે મારો નાથ રે. વારેવારે૦
મીરાંકે પ્રભુ ગિરિધર નાગર, કહેતાં નાવે પાર રે,
તમને ભજીને હું તો થઈ છું રે, નિશદિન ગજિયાત રે. વારેવારે૦

૨૮

ચરનકમલ અવિનાશી, ભજ મન ચરનકમલ અવિનાશી;
જે તાઈ[1] દીસે ધરની ગગન બીચ, તે તાઈ સબ ઊઠ જાશી. (ટેક)

એ સંસાર ચહરકી બાજી, સાંજ પડે ઊઠ જાશી;
ઈસ દેહીકા ગરવ ન કરના, મિટ્ટીમેં મિલ જાશી. ભજ૦

કયા ભયો જો ભગવાં પહર્યાં, ઘર તજી ભયે સંન્યાસી;
જોગી હોય જુગતિ નહીં જાની, કહા ભયો ગયે કાશી? ભજ૦

અરજ કરૂં અબલા કર જોરે, શ્યામ તુમ્હારી દાસી;
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, કાટો જમકી ફાંસી. ભજ૦

૨૯

મેરે તો ગિરિધર ગોપાલ, દૂસરો ન કોઈ. (ટેક)

જાકે સિર મોરમુકુટ, મેરો પતિ સોઈ;
તાત માત ભ્રાત બંધુ અપનો ન કોઈ. મેરે૦

છોડ દઈ કુળકી કાન, કા કરિ હૈં કોઈ?
સંતન ઢિંગ બૈઠિ બૈઠિ, લોકલાજ ખોઈ. મેરે૦

ચુનરી કે કિયે ટૂક, ઓઢ લીન્હી લોઈ;
મોતી મૂંગે ઉતાર, બનમાલા પ્રોઈ. મેરે૦

અંસુવન જલ સીંચ સીંચ, પ્રેમબેલિ બોઈ;
અબ તો બેલ ફૈલ ગઈ, હોની હો સો હોઈ. મેરે૦

દૂધકી મથનિયાં બડે, પ્રેમસે બિલોઈ;
માખન જબ કાઢી લિયો, છાછ પિયે કોઈ! મેરે૦

આઇ મેં ભક્તિ કાજ, જગત દેખી રોઈ;
દાસી મીરાં લાલ ગિરિધર, તારો અબ મોહી. મેરે૦

---

૧ કાંઈ.

## નાકર

(સં. ૧૫૬૫-૧૬૩૫ આશરે)

[વડોદરાનો વતની વૈશ્યકવિ નાકર તે સમયના કવિઓમાં સૌથી મોટું કાવ્યપૂર વહેવડાવનાર કવિ છે. તે ગુજરાતનો પહેલો જ જૈનેતર મહાભારત-કાર છે. પોતે સંસ્કૃત જાણતો ન હોઈ ગુરુમુખે કથા સાંભળીને પુરાણાદિનાં આખ્યાન તેણે ગુજરાતી કવિતામાં ઉતાર્યાં છે. તેની એક વિશેષતા એ છે કે, તે વણિક હોઈ જાતે કથાકાર ન હતો. પણ પોતાના નાગરમિત્ર મદન-સુતની ઉપજિવિકા માટે તેણે મહાભારતનાં પર્વો તથા અનેક આખ્યાનો રચી આપ્યાં હતાં. નાકરે ભાલણની પદ્ધતિનું અનુકરણ કર્યું છે. તેની નાની મોટી ૧૯ કૃતિઓ મળી છે.

નાકરે મહાકવિ પ્રેમાનંદને સારા પ્રમાણમાં 'કાચો માલ' પૂરો પાડ્યો છે. તે રીતે પણ નાકર નોંધપાત્ર છે. નાકરના વિરાટપર્વમાં કેટલાક કવિત્વમય પ્રસંગો આવે છે. તેમાં દ્રૌપદી ઉપર કીચકના અત્યાચારનો પ્રસંગ કરુણની સારી નિષ્પત્તિ કરે છે. નાકરે વિરાટનગરમાં ગુપ્ત રહેલા યુધિષ્ઠિર અને દ્રૌપદીનો જે સંવાદ આલેખ્યો છે તે રસપ્રદ હોઈ અત્રે રજૂ કર્યો છે.]

# યુધિષ્ઠિર અને દ્રૌપદીનો સંવાદ

(મધરાતે સૈરંધ્રી (દ્રૌપદી) કંક નામ ધારણ કરીને વિરાટનગરમાં ગુપ્ત-રહેલા યુધિષ્ઠિર પાસે જઈ પોતાની વીતકકથા કહે છે.)

(રાગ—રામગ્રી)

સ્વામી! તમે નથી જાણતા, પેલો કૈયો કીચક મૂઢ;
તમ દેખતાં પાટુ હણી, પછી પુંઠે આવ્યો પ્રૌઢ.

કેશ ગ્રહ્યા સ્વામી! માહરા, પછે તાણી અવની મોઝાર;
તે રક્ત દાખવ્યું તારુણી, પછી રોવે છે નાર.

પછી મેં સ્તુતિ કરી જગદીશની, ને મુકાવી મહારાજ!
કહી ગયો એમ પાપી તારી, સાર કરશે કોણ આજ?

કાલે ઘેર બેડાં નહીં આવે તાં આણીશ તારો અંત,
તે પેલી હું આપહત્યા કરીશ, મારા કંથ !
પછી કહેશો કંઈ ! કહ્યું નહિ, અમે કરત સંભાળ;
બેહુ પ્રકારે તમે જાણજો, જે ખુટ્યો મારો કાળ.

( યુધિષ્ઠિર – વચન )

રાય યુધિષ્ઠિર બોલીઆ, સુણો સુંદરી રે,
તું મા આણીશ દુઃખ લગાર, ગેહેલી કોણે કરી રે ?

પછી અમો એને મારશું, સુણો સુંદરી રે,
અહીંથી ચાલીશું તેણીવાર, ગેહેલી કોણે કરી રે ?

દિવસ આંહાં બહુ નિગમ્યા, સુણો સુંદરી રે,
તે મર્મ ન જાણે કોય, ગેહેલી કોણે કરી રે ?

દોહાલે વન પૂરાં થયાં, સુણો સુંદરી રે,
વહી ગયાં ને વર્ષ જ બાર, ગેહેલી કોણે કરી રે ?

અનેક કષ્ટ શિર ભોગવ્યાં, સુણો સુંદરી રે,
તમે જાણો છો નિજનાર, ગેહેલી કોણે કરી રે ?

વળી નિષ્ઠ ચર્યાયે રહ્યાં, સુણો સુંદરી રે !
વહી ગયા તે માસ અગિયાર, ગેહેલી કોણે કરી રે ?

થોડાક દિવસ કેડે રહ્યા, સુણો સુંદરી રે,
તું જાણું છાં નિજ નાર, ગેહેલી કોણે કરી રે ?

એક માસ હાવાં રહ્યો, સુણો સુંદરી રે,
તે વિમાશી મન જોય, ગેહેલી કોણે કરી રે ?

વિપત્તિ પડે સુખ ત્યાં થકુ, સુણો સુંદરી રે,
પામ્યાં દુઃખનો નહિ પાર, ગેહેલી કોણે કરી રે ?

સીતા સમાન કો સાધવી, સુણો સુંદરી રે,
તે સાહી ગયા રાક્ષસ સોય, ગેહેલી કોણે કરી રે ?

દમયંતી રાય નળતણી, સુણો સુંદરી રે,
તે ચઢી કબાડી હાથ, ગેહેલી કોણે કરી રે ?
હરિશ્ચંદ્ર તારાલોચની, સુણો સુંદરી રે,
તે વેચાણી પરહાથ, ગેહેલી કોણે કરી રે ?
વૃંદા સરખીએ ભોગવ્યું, સુણો સુંદરી રે,
સંધ્યાવતી સદ્પાત્ર, ગેહેલી કોણે કરી રે ?
એટલાને મહાદુઃખ પડ્યાં, સુણો સુંદરી રે,
તો આપણ કોણ માત્ર ? ગેહેલી કોણે કરી રે ?
આપણને બહુ કષ્ટ પડ્યાં, સુણો સુંદરી રે,
તે તું જાણાં છાં નિજનાર, ગેહેલી કોણે કરી રે ?
મિત્ર ફીટી શત્રુ થયા, સુણો સુંદરી રે,
જે સગાં સહોદર વીર, ગેહેલી કોણે કરી રે ?
આપણે વનમાં ચાલિયાં, સુણો સુંદરી રે,
કોયે ટીંપુ ન પાયું નીર, ગેહેલી કોણે કરી રે ?
ભીષ્મ પિતામહ, પિતરીઓ, સુણો સુંદરી રે,
એમ દેખતાં કાઢ્યાં ચીર, ગેહેલી કોણે કરી રે ?
હાવાં તે વેળા વળી છે આપણી, સુણો સુંદરી રે,
સન્મુખ થયા યદુવીર, ગેહેલી કોણે કરી રે ?
જે તમને કેચો હણે, સુણો સુંદરી રે,
એમ ન કરે મહારાજ, ગેહેલી કોણે કરી રે ?

(દ્રૌપદીનો ઉત્તર)

સુણી વનિતા એમ વદે, સુણો સ્વામીજી !
હવે ફીટ્યો મારો ઠામ, કહું શીર નામીજી.
જે કાળે પાપી મને મારશે, સુણો સ્વામીજી !
કહું કાઢીશ મારા પ્રાણ, કહું શીર નામીજી.
તમને રાજ હસ્તિનાપુરનું મન વસ્યું, સુણો સ્વામીજી !
તમને મળશે રાણા રાય, કહું શીર નામીજી.

ભીષ્મપિતામહ પૂછશે, સુણો સ્વામીજી !
અને વિદુર, દ્રોણગુરુ સાર, કહું શીર નામીજી.
કુંતા કહેશે વહુ ક્યાં ગયા ? સુણો સ્વામીજી !
વળી હસશે સકળ સંસાર, કહું શીર નામીજી.
ત્યાં ધૃષ્ટદ્યુમ્ન મળવા આવશે, સુણો સ્વામીજી !
મુને મળવા દ્રુપદરાય, કહું શીર નામીજી.
માતા મારી મુજને નહિં મળે, સુણો સ્વામીજી !
તમો વાર કરો છો નાથ ! કહું શીર નામીજી.
તમોથી નવિ નીપજે, સુણો સ્વામીજી !
મેં જોયું વિમાસી મન, કહું શીર નામીજી.
જોઉં અર્જુનથી કાંઈ નીપજે, સુણો સ્વામીજી !
આ તલે નહીં કાંઈ તેલ ! કહું શીર નામીજી.

## ગણપતિ

(સ ૧૫૭૪)

[ કવિ ગણપતિ સ. ૧૫૭૪ ની આસપાસ ભરૂચ પાસેના આમોદ ગામમા થઈ ગયા તે પોતાને નરસા–સુત તરીકે ઓળખાવે છે તે જાતે કાયસ્થ (વાલ્મીક) હતા. જૈનેતર ગુજરાતી કવિઓમા કામકદલાની લોક વાર્તા ઉતારનાર ગણપતિ સૌથી પહેલા છે. ગણપતિનું "માધવાનલ કામકદલા દોગ્ધક" ૨૫૦૦ દૂહાના પૂરતું શૃંગારિક કાવ્ય છે

આ કવિના નીચે આપેના વિરહના બાર માસની વિશેષતા એ છે કે, તેમાં પુરુષકૃત સ્રી–વિરહગાન આપ્યુ છે, છતા રસ સારી રીતે જળવાઈ રહે છે. આ કથાનો નાયક માધવ કામકદલાના વિરહથી પીડાતો હોય છે તેણે ગાયેલા વિરહના બાર માસમાથી પહેલા ચાર માસ અહી રજૂ કર્યા છે ]

## વિરહના માસ

ફાગણ—ફિર ફિરઈ ફોગટનું કરઈ, ફાગુણ ફૂકૂકાર;
ફૂની મઝ ફણગર જિસિઉ, જુ જમલી નહીં દાર.

ચંગ વજ્રવઈ કેતલા, પીલા રંગ પલાશ;
જોઈઈ તે જમલી નહી, જ્યાંહ અમારી આસ.
કામકંદલા ! તૂં રહી, હાડ હૈઆના મહિ;
દારા પણિ દાઝઈ રખે, હોલી ધીકઇ ત્યાંહિ.

**ચૈત્રઃ**—ચૈત્રે ચંપક ફૂલયા, ભ્રમર ન પૂગી આસ;
કાજલ પાંહિ કાલુ થયું, મનિ મૂંકી નીસાસ.
હીંદોલે હીંચઈ ઘણી, હેલિ હસંતી ગાય;
કામકંદલા હીંચતી, હૈડા માંહિ ન માય.
કઈરી હિંડાલે ચઢી, કોકિલ ચઢી મંદાય (?)
કામકંદલા ! તૂં ચઢી, માહારા હૈયડા માંહિ.

**વૈશાખઃ**—વૈશાખે વાધી ઘણી, પવન તણી પરિઝાલ;
બાલ્યા નઈ બાલઈ કિશૂં ? શૂષી શંકર કાલ (?).
અખલા ઊકલતી રખે, ટાઢક કીજે તન્ન;
રોઈ રોઈ મઇ ભરિઉં, માન સરોવર તન્ન.
મઝ જાવા તુજ તેડવા, વિમાસિઉં નિશિદિન્ન;
વૈશાખી વંતોલિયા, મરઢી નાંખિઉં તન્ન.

**જેઠઃ**—અંબર તાપઈ ક્ષિતિ તપઈ, જલણુ જલઈ પગ હેઠિ;
તિઈ ઘટ મહિં ઘૂઘટ કરિઉ, આવત એણુઈ જેઠિ.
હું હુકિઉ રે લાડકી, દિહાડી દૂરિ પીયાણુ;
માહરૂં ભમઈ તુમ્હારડા, પંજર પૂઠિ પ્રાણુ.
અંબરઈ બારઈ રવિ તપઈ, દિશા પ્રતિં દિગ્ દાહે;
શીતલ તુઝ સંભારવઉ, અવર ન એકૂ ઠાહે.

# चतुर्भुज

( सं. १५७६ मा हयात )

[ ચતુર્ભુજ ભાલણનો પુત્ર હતો એમ કહેવાય છે. તે સંસ્કારી બ્રાહ્મણ-પુત્ર અને પૌરાણિક હોવાનો સંભવ છે. છતાં તે પોતાને 'ભાલણસુત' તરીકે ઓળખાવતો નથી એટલે ભાલણપુત્ર ગણવા હરકત છે. તેનું એક જ કાવ્ય "ભ્રમરગીતા" અત્યાર સુધીમાં મળ્યું છે.

'ભ્રમરગીતા' જૈનેતર કવિએ રચેલા ફાગુનો એક સારો નમૂનો છે. 'વસંતવિલાસ' પછીની આ કૃતિ છે. 'ભ્રમરગીતા'ની રચના છટાદાર છે અને તેનો રસપ્રવાહ આપણને મુગ્ધ કરે તેવો છે.

અહીં 'ભ્રમરગીતા' માંથી શ્રીકૃષ્ણના મથુરાગમનનો પ્રસંગ રજૂ કરેલો છે. એ પ્રસંગની ગોપાંગનાઓની વિહ્વલતા કવિએ આકર્ષક રીતે પ્રગટ કરી છે. ]

## શ્રીકૃષ્ણનું મથુરાગમન

અક્રૂર કીધુ રે સારથી, રથિ બિઇઠા રિણુછોડ;
સુંદર દીસિ સોહામણા, બલિભદ્ર બાંધવ જોડ.

કાંમિની ક્રિષ્ણ પૂઠિ જ ધાઈ, ચીર ફટિ છેડકા ઘસાઈ;
વિલવિલઈ વિરુહણી સાહિ બાંહિ, વાહલા વિદેસિ કાં મૂંકી જાઈ?

અક્રૂર નહી એ ક્રર, કાંમિનિ કહઈ પાપી કોય;
જીવ મિલ્યુ રે અહ્માંરડા, હારડા સુપિઈ સોય.

અક્રૂર નહી એ ક્રૂર પાપી, આવ્યુ અચિંત્યુ ચાંમા સંતાપી;
ક્રિષ્ણ ! મ જાઉ અહ્મ કંઠ કાપી, વિલવિલઈ વિરુહણી વિરહ વ્યાપી.

કહઈ નવયૌવન નારી રે, મારીનઈ રથ ખેડિ;
જાવા દેસ્યું નહી તુહ્મનિ, અહ્મનઈ તાં સાથિ તેડિ.-

પાતલ પાયરી પાએ લાગિ, રહુ રહુછ રાજન માંન માગિ;
નીરનીઝરણ ઝરિ બહુ નયણે, દીન વચન વદિઈ રે વયણે.

નેહ ઉપાયુ તિ પહલું રે, વહલુ કરવા છેહ;
જલ વિના કિમ રહઈ માછલી, જીવ વિના તિમ દેહ.

સ્વાંમીનઈ સમ દેઇ વારઈ, પ્રાણ અહ્મે છંડસું પ્રેમ તાહરિ;
પૂર્વની પ્રીતિ તું સિંઇન સંભારઈ, વાલ્હા વિછોહ કરી કાં મારઈ?

ગુણવંત છું અહ્મો ગોરડી, ત્રીકમ તોરડી દાસિ;
વિધિ અપરાધિ તિજી, વધૂ મેહલી મ જાઉ મધુમાસિ.

રથિ રાંમા મિલી ઝલિઝૂંબી, કાંમિની ક્રિષ્ણનિ કરિ વિલંબિ;
પ્રીછવી પટમની લાજ લોપી, સૂધા સંકેત કરી વાલી ગોપી.

અકવડીનિ રથ ખેડયા રે, તેડયા ગોપ આહીર;
વિરુહણી વાટ નિહાલઈ રે, ઢાલિ નયણે નીર.

સુંદરી ક્રિષ્ણ જોઈ જાતાં, ઈમ શૂં કીધું વિરી વિધાતા?
ગદગદ કંઠ નિ જોઈ વાટિ, જોઉ રે દુષ્ટ હીયાં ન ફાટિ!

વાલિંભ વુલાવી વલ્યાં, ગલી ગલી પડઈ રે શરીર;
પાછા પગ ચાલિ નહીં, વહિ વલી નયણે નીર.

સૂનિ ગોકલિ જઈ સૂં કરીસિ? ક્રિષ્ણનાં ઠાંમ જોતાં મરીસિ;
મન મઠી મુંધિ મંદિરિ પુહતી, નગરની નારિ પૂરી પનોતી.

## केशवदास कायस्थ

( સં. ૧૫૬૨ )

[ કાયસ્થ કવિ કેશવદાસ હરિલીલામૃત દશમ સ્કંધની કથા જુદા જુદા રાગ-ઢાળની દેશીઓ, માત્રામેળ છંદ અને અક્ષરમેળ વૃત્તોમાં સરસ રીતે રજૂ કરેલી છે. આ કવિનો સમય સં. ૧૫૨૯ નહિ પણ સંવત ૧૫૯૨ માનવો ઉચિત છે. કવિ પ્રભાસપાટણના વતની હતા. પિતાનું નામ હરિરામ અને માતાનું નામ તારાદે હતું.

આ કવિના ગોપીસંદેશમાંથી થોડીક કંડિકાઓ અહીં રજૂ કરેલી છે.]

# ગોપીઓને ઓધવજીનો સંદેશ

(પૂર્વછાયો)

જમ મધુ-પોતે મક્ષિકા, ત્યમ વીંટ્યો વ્રજનાર્ય,
પૂછે પ્રિય-સંદેશડો, "કહે હો મિત્ર મુરાર્ય."
કોયક મધુકર આવિયો, બોલે મધુરી વાણ,
"કિં તવ સખા?" કામની કહે, "પરશે મ પગલે પ્રાણ.
શોક્ય-હૃદય-ચંદન ચડ્યો, માલા વિલુલિત જેહ,
તે તેં પરિમલ પ્રાશિયો, દાઝે વિરહે દેહ"

(ત્રોટક)

વિરહાનલ દેહડી દાઝે રે, વણ ઔષધ વ્યાધિ ન ભાજે રે;
તજી બાલપણાની પ્રીત રે, એહ કોણ તમારી રીત રે ?
અમ્હે ઊભાં મથુરાવાટે રે, હરિનામે હઈડું ફાટે રે;
પેલી ચંદન ચીરે ચોહ્યો રે, કુબજાને કામણે મોહ્યો રે:
જલધારા ચક્ષે ચાલી રે, ન રહે જ્યમ યમુના ઝાલી રે;
રોમાચિત દીસે રામા રે, સર્વ કામની સારી કામા રે.
સંભારી શ્રીહરિક્રીડા રે, રહે વનિતા છાંડી વ્રીડા રે;
શ્રીનામ વિના એમ શોચે રે, જમ જલ વિના જલચર લોચે રે.

(પૂર્વ છાયો)

જલ વિના જલચર જમ દહે, વિણ ઘન ચાતક મેહ,
ત્યમ હરિણાક્ષી હરિ વિના, દાઝે વિરહે દેહ.
આજ લગેં એમ જાણતાં, કરુણા કરશે કંત,
જીવ રહ્યો એણુ આશડો, અહા આવશે અનંત.
દે ઓલભા અતિ ઘણા, મધુકર મિષ હરિ-મિત્ર,
શામા સંભાળે રહે છે, ચતુર્ભુજ તણાં ચરિત્ર.

(ત્રોટક)

ચતુર્ભુજ ચરિત્ર સંભાલે રે, વચનામૃત શીતલ ઢાલે રે;
ક્ષણ એક નથી વીસરિયા રે, ધરણીધર ઉરસર ધરિયા રે.

વૃન્દાવન જેમ રસે રમતાં રે, મધુસૂદન [illegible] નમતાં રે;
તેમ વિરહે અન્ન ન ભાવે રે, એક વાર સહી અહીં આવે રે.

## कवि भ्रेहदेव

(स १६०९ मा हयात)

[આ કવિ તેમના "ભ્રમરગીતા" કાવ્યથી જાણીતા છે. 'ભ્રમરગીતા' સંવત ૧૬૦૯ મા રચાયેલુ છે. તેમના પિતાનુ નામ મહીદાસ હતું. બ્રહ્મદેવની છાપવાળી એક "પાંડવગીતા" મળી છે. પણ તે આ કવિની કૃતિ હોય એમ લાગતુ નથી 'ભ્રમરગીતા' રસની દૃષ્ટિએ એ યુગની સારી કૃતિ ગણાય છે.

કૃષ્ણ-વિરહી ગોપીઓને કૃષ્ણસખા ઉદ્ધવ યુક્તિપૂર્વક જ્ઞાનનો ઉપદેશ આપે છે. તે પ્રસંગ બ્રહ્મદેવે 'ભ્રમરગીતા'મા અનોખી રીતે રજૂ કરેલ છે.]

## ઉદ્ધવનો ઉપદેશ

ઉદ્ધવ બોલ્યા માધવ મન્ય ધરી, વિહ[1] વિસારુ સઘલી સુંદરી,
તમ્હો રચું સણી, એ કુણિ ગિહિલિ કરી? નાથ નથી ગયું તમ્હની પરહરી.

(ઢૂઢિ)

પરહરી નથી ગયું નાથ તમ્હનિ, પામવા જો પર[2] લહુ;
પુષ્પનું શું કાજ? ગિહિલી! પ્રેમશું પરિમલ ગ્રહુ.
[3]યમ કાષ્ઠમાંહિ વન્હિ છિ, પણિ મથ્યા વિના કયમ નીસરિ?
ઈણિ અનુભવિ પ્રભુ પ્રકટશિ, ત્યારિ તાપ સર્વ હેલાં હરિ.

૧. વિરહ ૨. પેર ૩. જેમ

યમ દેહમાંહિ વસિ દેહી, જાણુ ઈણિ પલવટિ !
દૂધમાંહિ ઘીત છિ તે, મથી જોતાં પરગટિ.
બાઈ, વાસનાઈ વસિ અછતુ, માનુ વાત સાચી કરી;
મોહ–પરિચય મહેલ્ય ગિહિલિ[ઉદ્ધવ બોલ્યા માધવ મન્ય ધરી.]

( કડવું )

[ વલી કહિ ઉદ્ધવ ] "સુણુ બાઈ ! વિનતી, અંતર્યામી તે અલગુ નથી;
રૂદિ કમલમાં તે છિ કમલાપતિ, જિહનિ જોતાં હિંડી મહા યતિ.

( ઢૂઢિ )

યતિ નહિ તે દષ્ટ પેખિ, જમલડુ જાણે નહિ,
મૃગનાભિ છિ કસ્તૂરિકા, પાષાણનિ સુંધિ જઈ.
બાઈ, ભુવન ભૂ લુ આપણું, વિશ્રામ તેહેનિ કયાંહાં હશિ ?
જલ–ચંદ્ર–યોગિ જાણ્ય કમલુ, નાથ અલગુ કયમ થશિ ?
ઘટ ઘટમાહિ રહ્યું વ્યાપી, એક પૂરણ આતમા;
દર્પણનું શું કાજ ? ગિહિલી, પેખ કંકણ હાથમાં.[1]
ઉપાધિ મનની કલ્પના, રજ માત્ર શ્રી કૃષ્ણ વિના નથી;
'શ્રી કૃષ્ણ કૃષ્ણ' કહિતાં કૃષ્ણ થાશું"
[ વલિ કિહિ ઉદ્ધવ સુણુ વિનતી. ]

## भीम वैष्णव

(आशरे संवत १६४०)

[ "હરિલીલા ષોડશકળા" ના રચયિતા ભીમ પછી લગભગ સો વર્ષે ભીમ વૈષ્ણવની કવિતાનો રચનાકાળ આવે છે. એની "રસગીતા" અથવા "રસિકગીતા" જાણીતી છે. એ કૃતિને 'ઉદ્ધવગીતા' અને 'ભીમગીતા' એવાં નામ પણ મળેલાં છે. એની વાણી મધુર અને રસનિર્ઝરતી છે.

૧. 'હાથકંકણને આરસી' એ ઉક્તિ કવિએ પ્રયોજી છે.

ઉદ્ધવ ગોપીઓને વિરહ-વેદના જોઈને ગોગસાધના કરવાનું કહે છે. તે સમયે ગોપીઓ ઉદ્ધવને માર્મિક જવાબ આપે છે. એ જવાબ પ્રેમભક્તિની સર્વોત્કૃષ્ટ ગીતા સમાન છે.]

## ગોપી-વચન

ઓધવજી વિષ-કથા રે, લાગે જડ જોગની;
વ્રજમાં તો વાત કીજે રે ભલા, રસ ભોગની.
અમો હરિજન ટલી રે, થાઉં અબુધ તરિ;
કેમ ખરકંધ ચઢું રે, ગજથી ઊતરી ?

જોગ તો એવો ઉદ્ધવ ! રે, ઉધાર દોકડા;
અમે તો વ્રજનાં વાસી રે, રાખું હરિ રોકડા.
પ્રગટ સ્વરૂપ મેહેલી રે, જોવું પુરાણમાં ?
તજી કોઈ સુખ સજ્યારે, સૂવે મસાણમાં ?
ભક્તિ સોહાગ આગલ રે, જોગ કોણ બાપડો ?
બીજે ત્યારે ઉભટી જાએ રે, કસુંબા કાપડો.
જોગ અટારો ઉદ્ધવ રે, ઉતાર્યો ઊતરે;
ભક્તિ-સોહાગ ભલો રે, ચિત્તથી નવ વિસરે.
બ્રહ્મજ્ઞાન કવિ રે, રટે જેને ત્રિખે;
તે તો હરિ કંઈએ ન પામે રે, વિધાતાને લખે.
બ્રહ્મજ્ઞાન જેને રે, તેને એ સુભ્રાંત છે;
અમારો કૃષ્ણવર રે, ભવોભવ ખાંત છે.
અમો માનિની માટે રે, હરિ દીન દીઠડા;
તમે જુઓ દિવ્ય ચક્ષે રે, લાગશે મીઠડા.
અમારી ભક્તિ રહેજો રે, સદા વ્રજ-વાસની;
ઉદ્ધવજી ! જાઓ કાશી રે, સાધો સંન્યાસની.
જેને ઠકરાત હોએ રે, તેને નવ ભીખવું;
ઉદ્ધવજી ! પ્રેમ-લક્ષણ રે, આવે નહીં શીખવ્યું.

## વસ્તો ડોડિયો

(સં ૧૬૨૪–૫૩ માં હયાત)

[ ખેડા જીલ્લાના બોરસદનો કવિ વસ્તો જ્ઞાતિએ ડોડિયો ધારાળો હતો. તેણે રચેલુ 'શુકદેવાખ્યાન' સં ૧૬૫૭ મા પૂરું થયાનુ તે નોંધે છે કવિના પિતાનુ નામ માના હતુ કવિને બાળપણથી જ વૈરાગ્ય પેદા થવાથી તેણે લગ્ન કર્યું ન હતું પ્રભુભક્તિ તથા યાત્રા-પ્રવાસમા તેનુ જીવન પસાર થયુ હતુ તેણે 'સુભદ્રાહરણ' લખ્યાનુ કહે છે પણ તે પ્રાપ્ત થયુ નથી વસ્તાનુ શેષ જીવન બુરાનપુરમા જ વીત્યુ હતુ તેની કવિતા સાદી છતાં કવિત્વના ચમત્કારવાળી છે ]

# શુકદેવજીની માતાનું આક્રંદ

(જન્મ થતાની સાથે જ શુકદેવજી માતાનો અંક તજી દઈ વનમાં ચાલ્યા જાય છે તે સમયે માતા આક્રંદ કરે છે )

કડવુ ( રાગ–ભીમપલાસી)

હરિ પ્રતાપે હરખતી હુ, ધરતી મન આનંદ જો,
વ્યાસ વિમાસી ક્ષીણ થયા, જેમ પુનમ પડવા ચંદ્ર જો.
કર્મે વંઝા હુ રહી, મહાદેવે કીધો દંડ જો,
આગળથી ઊઠી ગયો, મે કુંવર નયણ ન દીઠો જો
હુ બાર વર્ષ ભારે મુઈ, મે પગ તાણ્યા તે ફોક જો,
હે પુત્ર! કીધા વાંઝીઆ, મને મહેણુ દેશે લોક જો
જો હુ જાતો જાણતી, મારા આતમતણો આધાર જો,
તો મંદિર કરાવત લોહતણું, ભોગળ ભીડત બાર જો
મે દેવની પૂજા નવ કરી, કે મે લોભ કર્યો ઘરસૂત્ર જો,
કે મે સાધુ નણંદ સંતાપીઆ, તો ક્યાથી રહે મુજ પુત્ર જો ?
મે સાધુ નવ સંતોખિયા, વિપ્રને ન દીધા દાન જો,
એ પુત્ર વિના પરિવાર સૂનો, મારે વસ્તી ઉજ્જડ રાન જો.

કે મેં બાળ વછોડ્યાં ધાવતાં, કે મેં જળ વછોહ્યાં મીન જો;
કે મેં ગાય વછોહ્યાં વાછરૂ, કે મેં નારી વછોહ્યાં ચીર જો.

કે મેં વહેતી નીકે પગ ધર્યો, કે મેં ફોડી સરોવર પાળ જો;
કે મેં કૂડાં કલંક ચઢાવિયાં, કે મેં વાઢી પિંપળ ડાળ જો.

પુઠે ચાલ્યાં પ્રેમદા, કેમ લોકનાં મેહેણાં સહીશ જો;
પુત્ર તણું મુખ નિરખવા, હું વનમાં વાસ કરીશ જો.

પાછાં વળોરે પદ્મિની, વ્યાસે ધારણા દીધી મંન જો;
તમો મંદિર પધારો માનુની, પછે વ્યાસ પધારે વંન જો.

વેહેલા પધારજો નાથજી, કાંઈ કથન માહારાં કહેજો જો;
વહાલો વળે તો વાળજો, નહિ તો પુત્રની પાસે રહેજો જો.

(વલણ)

પુત્રની પાસે રહેજો સ્વામી, પછે મને તેડાવજો;
એ પુત્રને ભક્તિ છે ઘણી અને હરિનામનું નાવજો.

## વિષ્ણુદાસ ખંભાતના

(सं. १६२४–१६६८मां हयात)

[ વિષ્ણુદાસ ખંભાતના નાગર બ્રાહ્મણ હતા. તેમણે રામાયણ તથા મહાભારતને ગુજરાતીમાં ઉતારવા ભારે શ્રમ કરેલો છે. તે ઉપરાંત વિષ્ણુદાસે નરસિંહ મહેતાના જીવનને લગતાં–મામેરુ અને હુંડી પ્રસંગોને સ્પર્શતાં કાવ્યો પણ લખ્યાં છે. વિષ્ણુદાસનાં આખ્યાનો પ્રેમાનંદે જોયાં હોય એમ અનુમાન થાય છે. આ કવિનું રચેલું સાહિત્ય વિશાળ છે પણ તેમાં પર્યાપ્ત ઉંડાઈ જોવા મળતી નથી. જ્યાં નરસિંહ મહેતાના જીવન-પ્રસંગ ઉપર કાવ્ય લખનાર સૌ પહેલા કવિ તરીકે અને પ્રેમાનંદના પુરોગામી આખ્યાનકાર રીકે તે ંધપાત્ર અને [illegible] ]

## જશોદાનું હાલરડું

[આ હાલરડામાં રામાયણકથા સંક્ષેપમાં ગૂંથેલી છે. હાલરડામાં સરળ રીતે આવી કથા ગૂંથવાનો પ્રયાસ આકર્ષક બને છે.]

સુરિજનને મુનિજન કૌતક જુએ, રામકથા કે'વાય;
રત્ન અમુલક માણેક મોતી, પારણે જડીયાં સાર,
કનક સાંકળાં ઘુઘરી ઘમકે, ત્રિભુવન જેજેકાર;
હશી હશીને પાન કરાવે, પોઢાડે છે બાલ.
　શ્રીહરિ કે'તાં દે હોંકારો, તારા જન્મની વાત ન જાણું જી;
　હરિ હરખે ઝુલાવે માતા, હાલરડું ગાયજી. ૧

[1]સરજુ તીરે નગર અજોધ્યા, દશરથજીનાં રાજ,
કૌશલ્યા ને કેકઈ, સુમિત્રા દે ગમકાર;
તેના તે સુત શ્રીરામ ને લક્ષ્મણ, ભરત ને શત્રુઘન,
તેમાં રઘુપતિ ચતુર શિરોમણિ, રામચંદ્ર રતનજી;
　હરિ હરખે ઝુલાવે માતા હાલરડું ગાયજી. ૨

ઘેર ગૃહણી જેને જનકની તનયા, જગત સકળ [2]લલામ,
કથા કહું રે કુંવર તારી, સાંભળ વાત સુત શ્યામ;
વિશ્વામિત્રે જગન રક્ષવા, જાચ્યા છે બેઉ પુત્ર,
જે કોઈ જગતમાં ઉપદ્રવ કરતા, હણવા રાક્ષસ સુરજી;
　હરિ હરખે ઝુલાવે માતા હાલરડું ગાયજી. ૩

હરખ્યા ઋષિજી લઈ વન ચાલ્યા, મોરપીછ ધર્યું રામ,
સાથે લક્ષમણ ભ્રાત લઘુતર, બાણશસ્ત્ર અભિરામ;
સૌજે સહુલા અહલ્યા તારી, મારી તાડીકા નારી,
સુખ ભંજન કીધું રાક્ષસનું, સુરિજન વેદના વાળીજી;
　હરિ હરખે ઝુલાવે માતા હાલરડું ગાયજી. ૪

૧ સરજુ નદી. ૨, લલામ, સુંદર.

જનકતણું મંડપ જઈ પહોંચ્યા, ભૂપત નાદ ઉતારી,
ત્ર્યંબક ભાગી ને સીતા પરણ્યા, પરશુરામ ગયા જે હારી;
અયોધ્યામાં નાથ પધાર્યા ત્યારે માતાએ આશિષ આપી,
બાર વરસ જો રાજ્ય ભરતને, રામચંદ્ર વનવાસજી;
હરિ હરખે ઝુલાવે માતા હાલરડું ગાયજી. ૫

તાતવચન લૈ વન સીધાવ્યા, સંગ નારી ને ભ્રાત,
ભરત રહ્યા ઘર લઈ પાદુકા, સેવે દિન ને રાત;
પંચવટીમાં પાવન કરવા, સંચરિયા રઘુવીર,
લક્ષ્મણ સેવા કરે રામની, આણે વનફળ નીરજી;
હરિ હરખે ઝુલાવે માતા હાલરડું ગાયજી. ૬

રાવણ મન સીતા હરવા, ઉપજી છે મતિ કુડ,
મૃદુ કુરંગજ વનમાં દેખી, ધાયા બાધવ શુર,
બ્રહ્માએ સૃષ્ટિ રચી ત્યારે, ન્હોનો સૃજ્યો આ રંગ,
મને અલૌકિક એ દીસે છે, મનહર શ્રેષ્ઠ કુરંગ;
તારુણી વચને બહુ મોહ પામ્યા, ઉછર આ શ્રી રંગજી,
હરિ હરખે ઝુલાવે માતા હાલરડું ગાયજી. ૭

કપટરુપ લઈ રાક્ષસ આવ્યો, હરવા સીતા નારી,
એથી રામે રાવણ રોળ્યો, આવ્યા રાક્ષસ મારી,
કુંભકરણ ને ભ્રાત વિભિષણ, મંદોદરી ઘર રાણી,
સુરિવર મુનિવર હાર મલાવે, પીડા રાક્ષસ આણીજી;
હરિ હરખે ઝુલાવે માતા હાલરડું ગાયજી. ૮

રાવણ રાક્ષસ વળી દુઃશાશન, વર આપ્યો છે ઈશ,
ચૌદ ચોકડી કનકપુરીનો, તુ રાજા પૃથ્વીશ;
ભક્ત વિભીષણ થયો લંકેશ્વર, રામ પ્રભુનો દાસ,
ગર્વ ઉતારી ઘેર પધાર્યા, અધિક થયો ઉલ્લાસ;
શતકોટી રામાયણ વાલ્મિકની, તેમાં એક કથા ઉદ્ધારજી,
હરિ હરખે ઝુલાવે માતા હાલરડું ગાયજી. ૯

હા હોકારો દૈને બોલ્યા, એમ બોલ્યા ગોપાળ,
"લાવ લાવ લક્ષ્મણ ! સારંગ ધનુષ લૈ દુષ્ટ હણું તત્કાળ,"
જશોદાએ જાણ્યું મારું બાળક ઉધડક્યું, લૈને કંઠ વળગાડ્યું,
જળદેવી રક્ષા કરો બાઈ, મમ સુત દેવ રમાડોજી,
હરિ હરખે ઝુલાવે માતા હાલરડું ગાયજી. ૧૦

શ્રીહરિના ગુણ ગાતા ગાતા પ્રાગટ જાએ પીઠ,
રામતણા એવા ચરિત્ર સાભળી, થઈ રહ્યો દિગમૂઢ,
ગાય શીખે ને સુણે સુણાવે, પહોંચે મનની આશ,
ઘર બેઠા સુખ સંપત આપે, અવિચળ પદ વિષ્ણુદાસજી,
હરિ હરખે ઝુલાવે માતા હાલરડું ગાયજી ૧૧

## ગોપાળદાસ વણિક

( સં ૧૬૩૩-૪૮ મા હયાત )

[ ગોપાળદાસ કલોલ તાલુકાના રૂપાલના વતની હતા. ગોસ્વામી વિઠ્ઠલનાથજીના ભક્ત ભાઈલા ભગતની પુત્રી ગોમતી સાથે તેમના લગ્ન થયેલાં ગોપાળદાસ બચપણમાં મૂગા હતા પણ શ્રી વિઠ્ઠલનાથજીની કૃપાપ્રસાદીથી, તેમના મુખનું ચર્વિત પાન ખાવાથી તે બોલતા થયા અને કવિત્વ-શક્તિ પણ સ્ફુરી તેમણે 'વલ્લભાખ્યાન' અને 'ભક્તિપીયૂષ' ગ્રંથો લખેલા છે તેમાં વલ્લભાખ્યાન જાણીતું છે ભક્તિપીયૂષ અપ્રાપ્ય છે

વલ્લભાખ્યાનમાં શ્રી વલ્લભાચાર્ય તથા શ્રી વિઠ્ઠલનાથજીના યશ તથા લીલાનું આલેખન છે આ નાનકડું સુંદર કાવ્ય રચનાએ હોઈ વૈષ્ણવોમાં આદર પામેલું છે આ ગુજરાતી આખ્યાનની વ્રજભાષામાં તથા સંસ્કૃતમાં ટીકાઓ લખાઈ છે તે ખાસ નોંધવા જેવું છે

વલ્લભાખ્યાનમાંથી વૃંદાવનના મનોહર વર્ણનની સાત કડીઓ અહીં ઉતારી છે તેનો મધુર લય કંઈક અંશે જયદેવની કૃતિનું સ્મરણ કરાવે છે ]

## વૃન્દાવન

જાંહાં વૃન્દાવન આદિ અચલ શશી, .શરદરેન બહુ વેશ;
વનદેવી પદ કુમકુમ સુખસુખ, પરસે રંજ વિશેષ. ૧
જાંહાં સરિતા ચામીકર મણિગણુ ઉભયબદ્ધ સોપાન;
કમલ કુમુદ નાના અલિ સુન્દર, મધુર કરે તાંહાં ગાન. ૨
કનકલતા માલતી મલ્લિકા, વિવિધ કુસુમ મકરન્દ;
શીતલ પવન ઝકોરે લહરી, પરસે અતિ આનન્દ. ૩
પદ્મરાગ મરકત મણિ સ્ફટિક, શ્રીગોવર્ધન સોહે;
બ્રહ્મ રુદ્ર તાંહાં કોણુ બાપડા ? શ્રીહરિનાં મન મોહે. ૪
નાના પક્ષીની શબ્દ–માધુરી, શોભા તણો નહિ પાર;
વિવિધ પ્રકારેં જુજુવા કેહેતાં, ગ્રન્થ થાય વિસ્તાર. ૫
શ્યામા શતદલનયન સુન્દરી જૂથ તણો નહિ પાર;
વિવિધ રાસમંડલ–રચના રચિ ખેલે નંદકુમાર. ૬
એની પેરે નિત્ય નવલીલા, ઘોષ વાદ ઝંકાર;
અંગસ્વેદ મકરંદે મોહ્યા, મધુપ કરે ગુંજાર. ૭

## वछराज

( सं. १६३५ मां हयात )

[ શામળનો પુરોગામી લોકકથાકાર વછરાજ કબીરપંથી હતો અને જંબુસરનો વતની હતો. તેના પિતાનું નામ વિનાયક હતું. તેની ''રસમંજરી-ની વાર્તા'' ઉપલબ્ધ થઈ છે અને તે એક જ કૃતિ તેની કવિત્વશક્તિનો સારો પરિચય આપે છે. પોતાના જમાનાના શ્રેષ્ઠ જૈન લોકકથાકાર કવિઓની હરોળમાં ઊભો રહી શકે તેવો આ એક જૈનેતર કવિ છે. ]

# રસમંજરી

રસમંજરી રસ આગળી વાસકવેણી વાન;
હસ્ત વીસ રસાવલાં, જાણે પોયણ પાન.
પૂનેમ રસ ભુરો ચાંદલો, મુખ ઓપમા છે જેહ;
મૃગનેણી રસાવળી, જાણે ઉનયો મેહ.
નાસિકા કીર તો રસભરી, અધરબિંબ પરવાળ;
દાડમ દંત રસીકમય, રસના અમીય રસાળ.
રસિક શ્રવણ સોહામણા, જેસાં પીપળ પાન;
કોકિલા સ્વર આગળી, કરે તે મધુરાં ગાન.
કનકરસ ભુજ શોભતા, કુચ કઠણ રસ અખ;
કટી પંચાયણ રસભરી, સુંદર તાકો ખંભ.
ગંભીર નાભી તે રસભરી, જંઘ તો કેદલી થંભ;
રસભરી હંસગતી ચાલતી, રસશિરોમણિ રંભ.
મગફળી રસ આંગળી, પાની અળતા રંગ;
દીસંતી જાણે પૂતળી, કરે તપેસર ભંગ.
શીર સોહંતી રાખડી, ફૂલી ખીટલીયા માન;
મધ્ય ભાગ સેંથો શોભતો, ઝાલ ઝબૂકે કાન.
નિલવટ ટીલી રતનમેં, કંઠ એકાવળ હાર;
કંકણ ચૂડી કર ભલી, દશવિધ મુદ્રડી સાર.
નાકે મોતી રૂડેરડાં, નયણે કાજળ માદ;
પાયે ઘુઘરડા ઢળકતા, ઝળકે નેપુર નાદ.
કટી પતળી રૂડેરડી, કંચુ પીરોજી વાન;
વેણીદંડ સોહામણી, ભમર ઢળકે કાન.
મુખ તંબોળ તે અતિ ભલો, રૂડો તેહનો રંગ;
અંગે સ્વેદ પરિમલ ઘણો, મધુકર લુબ્ધ અનંગ.

# नयसुंदर

( कवनकाल सं. १६२७-१६६५ .आसपास )

[ નયસુંદર ગણિ ભાનુમેરુના શિષ્ય હતા. ઉત્તર ગુજરાતના વીજાપુર ગામે તેમણે "રૂપચંદકુંવર રાસ"ની રચના કરી છે.

તેમની એક શિષ્યા હેમશ્રી નામની સાધ્વીએ 'કનકાવતી આખ્યાન' સં. ૧૬૪૪ માં લખ્યું છે તે નોંધપાત્ર છે. નળદમયંતી રાસ તથા રૂપચંદ-કુંવરરાસ એ નયસુંદરની જાણીતી કૃતિઓ છે; અને સુવાચ્ય છે. ]

## પ્રેમ–વિજોગનાં સુભાષિત

( સોરઠા–છંદ )

હીઅડા હેજ વિણાસ, ફૂટા વિષ ન વલોઈયે,  
ચઢે ન લોહી માંસ, આવટણો આઠે પહોર.

( દોહા છંદ )

મન ઝૂરે નિશદિન ફિરે, વેધ વિગૂચણ જાય;  
વેધ વિલૂધ્યાં માણસાં, મિળ્યાં પછે સુખ થાય.  
વ્હાલા તણે વિયોગડે, જે દુઃખ હૈડે હોય;  
તે હિય જાણે આપણો, અવર ન જાણે કોય.  
રખે લગાડે દેવ ! તું, કહુને વેધવિકાર;  
વેધે વિંધ્યાં માનવી, કરે બિખાસ[1] અપાર.  
કેહને વેધ મ લાગશો, વેધ્યાં મરે કુરંગ[2];  
ચડે શરાડે જેહને, તે વેધડુ સુરંગ.  
વેધ ભલો જગ તે સહી, ચડે શરાડે જેહ;  
એક પખો[3] જે વેધડો, નિત આવટણો તેહ.

---

૧. વિલાપ–વલખાં મારવાં ૨ હરણ ૩ [illegible]

માહરૂં મન તવ વેધિયું, જવ દીઠો તું નાહ !
ભૂખ ગઈ તૃષ વીસરી, અંગે ઉપનો દાહ.

*

રહી શકું ન હું તિજ વિણ, કહીઅ ન શકું તોય;
માહરે હૈયે તું વસે, તાહરે હૈયે કોય.

—('રૂપચંદકુંવર રાસ'માંથી)

## वजियो

(सं. १६४८ पूर्वे हयात)

[પ્રેમાનંદનો પુરોગામી વજિયો નાનાં નાનાં કડવાંવાળાં 'સીતાવેલ' અને 'રણજંગ' કાવ્યો આપી ગયો છે. 'સીતાસંદેશ' નામનું તેનું દોહરા-પદ્ધતિનું પર કડીનું કાવ્ય પણ જાણીતું છે. આ કવિના નામ સિવાય તેના વિષે બીજી કાંઈ માહિતી મળતી નથી.

'રણજંગ' એ વીરરસનું કાવ્ય છે. પ્રેમાનંદના રણયજ્ઞના ઢાળ આને મળતા છે. પ્રેમાનંદે રણયજ્ઞનું જે રૂપક આપ્યું છે તેના મૂળ પણ આમાં મળે છે. આથી પ્રેમાનંદે વજિયાનો 'રણજંગ' જોયો હશે એમ અનુમાન થાય છે. 'રણજંગ'માંથી અહીં યુદ્ધનું વર્ણન રજૂ કરેલું છે.]

## યુદ્ધવર્ણન

(કડવું)

ત્રિકૂટાચલ તાલ, મલ્યા કપિરાલ, ઉગતે સૂર સુ સોહ્ળિયા;
રામનો રણજંગ જાણી અણુભંગ, ઈન્દ્ર બેસી વિમાન જોવા ચઢિયા.
કુંરડે કપિ દંત, ગાજે ગિરિશૃંગ, ત્રુટે શિરબંધ, ઢળે ઢળિયા;
દેઈ તે દડાક, વાજે વીરહાક, પડે શેષ હાક, શીસે ઢળિયા.
ખળહળે લોહી ખાલ,જયંતા ખંધાલ,ધાકંતા તોખાર,સો ઠગ વળિયા;
કીધા રિપુહોમ, દેઈ ખપ ધોમ, ઉલ્યા અંગ રોમ, ઉઠ્યા પળિયા.
ગડેડે જાંબુવંત, હાકે હનુમંત, ઈંદ્રજિત ને હનુમાન આથડિયા;
હનૂકરે હોંકાર, ગદાના ગુંજાર, તાંહા કુંભકર્ણને લક્ષ્મણ આથડિયા.

ભાજંતે ગામ, રોળ્યા એક ઠામ, ત્યાંહાં રાવણ રામ ધાયે મળિયા;
ધસે દશકંધ, તાણે ગુણબંધ, જાણે અર્ધચંદ્ર રાહુ ગળિયા.
ત્રુટે કડીઆલ, ફુટે અણીઆલ, વાજે વીરબાણ, આરાં પરિયા;
હોયે વપુકાર, વાજે હથિયાર, તે જાણે ઘટસુ સોંસરિયા.
માર્યા સર્વ મીર, કોપ્યો રઘુવીર, સાહ્યો શૂરધીર, સો સો ઢળિયા;
કોપ્યો કપિકાળ, કાઢી અંતરાળ, ગળે ઘાલી માળ, કેસુ ફુલિયાં !
રાવણનાં વાઢ્યાં દશ શિર, જાણે શૃંગમેર, માથાં નાળિકેર પૂજા ચઢિયાં;
છેદી વીશ અંગ, કીધૂ દેહભંગ, લસીને ચોરંગ, શું લડથડિયા–
ઢોલ ઢમકતે, દદામા દમકતે, ઘંટા વાગે નાદ શું ધમધમિયા;
નિપન્યો રણજંગ, ગંગાનો તરંગ, આંહિ નવરંગ, કથા લખિયા.

*

જયો રણયાગ, કીધો ચાર ભાગ, આપ્યો મહાત્યાગ, લંકા દળિયા;
વજિયા–મુખ વાણ, ગાયું ગુણ જાણ, સતી ભગવાનજી લેઈ વળિયા.

## કૂઢ

(સં. ૧૬૫૨–૧૬૮૩ સુધી હયાત)

[ કવિ કૂઢ સુરત જીલ્લાના સૂપા ગામનો વતની અને જ્ઞાતિએ અનાવિલ બ્રાહ્મણ હતો. તેના પિતાનું નામ ગણપતિ હતું. આ કવિનું રચેલું 'રુક્મિણી હરણ' નાનું પણ સુંદર કાવ્ય છે. તેણે કપોત–આખ્યાન, પાંડવ-વિષ્ટિ, હરિશ્ચંદ્રાખ્યાન, મહાદેવનો વિવાહ વગેરે કૃતિઓ રચેલી છે. શંગાલપુરી નામથી સગાળશા–ચેલૈયાની લોકકથા પણ તેણે લખી છે. તેણે કરેલું રુક્મિણીના દેહનું વર્ણન આપણને પ્રેમાનંદનું સ્મરણ કરાવે તેવું રોચક છે.

માધવદાસે કરેલું રુક્મિણીના રૂપનું વર્ણન આ ગ્રંથમાં અન્યત્ર આપેલું છે તે સાથે આ વર્ણન સરખાવવું રસપ્રદ બનશે. ]

### રૂક્મિણીના શૃંગારનું વર્ણન

"કન્યારૂપ અતિ યૌવનવેશ, નખશિખ શોભા અંગ સુદેશ;
શશિમુખ સવિતા તપ તન કોડ, કામરૂપ રહ્યા કર જોડિ. ૧

ચૂંનડી જાદર ચંપાવરણી, લોચને લલિત લજાવે હરણી,
કરલા કેશ રચ્યા આપેલ, નેહેરી–નાગદંતાલી વેલ્ય. ૨
મિણી પટી માહે માંગ સમારી, મધે સિંદૂર પતંગ–રિપુહારી;
વેણી વિશાલ વ્યાલજિત કાલી, રાખડલી રચના રતનાલી ૩
ચમરી ચૂંનડી લડસડ મોતી, કેસરી આડ દશન સુખ જોતી;
ખીટલી ઉગનીઆં સોહે ઝાલ, બાણુ કટાક્ષ ગજગતિ ચાલ્ય. ૪
ફૂલી સિંધુ ને શીસફૂલ, કાંડલ રત્ન જડયાં છે અમૂલ;
ચિબુક શ્યામ અધર"પ્રવાલી, ડાડિમ દાંત તંબોલ રંગાલી. ૫
કંઠે હાર નગોદર શોભે, માદલ આવલીઆં મન લોભે,
ચપકકલી પદકડી પાટો, કાલી લર સરઝાલ ને કાટો. ૬
ઝૂમણું બિહિરખા બાજૂબંધ, ચદન માલતી જાતિ સુગંધ;
ચૂડી રૂડી કાર કારેલી, કંચન કાંકણુ વિચ વિચ વેલી. ૭
પાઈ નેપૂર ઝાઝર ઝમકે, વીંછીડા ઘૂઘર ઘમકે;
રૂક્ષમણી અંગુલી પગ વચે વંકી, કદલી સ્થંભ કટી કેસર–લકી. ૮
સાથ ઉરગ અલતાપિ અરચ્યા, પીલાં કુંકુમ તાદુલ ચરચ્યા,
મલી સુહાસિણુ ઝાકઝમાલ, મુગતાફલ ભરી કંચન થાલ. ૯

## समयसुंदर

(स १६२० थी १७०० आशरे)

[ સમયસુંદર જિનચદ્ર સૂરિના શિષ્ય સકલચન્દ્રના શિષ્ય હતા સંવત ૧૬૪૯ મા લાહોરમા તેમને વાચનાચાર્ય ઉપાધ્યાયનુ પદ મળ્યુ હતુ તે અકબરના દરબારમા ગયા હતા તેમણે વીસથી વધુ કાવ્ય લખ્યા છે તેમની ચોવીશી, ગુણરત્નાકર છંદ, નળદમયતી રાસ, મૃગાવતી ચોપાઈ, ધનદત્તચોપાઈ વગેરે ગુજરાતી કૃતિઓ જાણીતી છે

સસ્કૃતમા પણ તેમણે કવિતા રચી છે તેમનો 'નળદમયતી રાસ' સર્જનક્ષાની દૃષ્ટિએ પ્રેમાનદની યાદ આપે તેવો છે.]

## વસંતવિહાર

તેણે અવસરે સોહામણો, આયો માસ વસંત, સુરંગાં ખેલણાં.
રસિયા ખેલે બાગમેં, ગાયે રાગ વસંત, ,,
બોલસરિ જાઈ જુઈ, કુંદ અને મુચકુંદ- ,,
ચંપક પાડલ માલતી, ફૂલી રહ્યાં અરવિંદ- ,,
દમણો મરૂઓ મોઘરો, સબ ફૂલી વનરાય- ,,
એક ન ફૂલી કેતકી, પીયુ વિણ હર્ષ ન થાય- ,,
આંબા મોર્યા અતિ ઘણા, માંજર લાગી સાર- ,,
કોયલ કરે ટહુકડા, ચિહું દિશિ ભમર-ગુંજાર- ,,
જુગબાહુ રમવા ચાલ્યો, મયણરેહા લૈ સાથ- ,,
બાગમાંહિ રમે રંગશું, ડફ ધર્યું નિજ હાથ- ,,
નિર્મલ નીર ખંડા ભર્યાં, ઝીલે રાજ મહાલ- ,,
પ્રેમદાશું પ્રેમે રમે, નાખે લાલ ગુલાલ- ,,

× ×

ચોથી ઢાલ પૂરી થઈ, ઝુંબખડાની જાતિ- ,,
સમયસુંદર કહે હવે સૂણો, રાતે હોશે જે વાત- ,,

## संघवी ऋषभदास

(सं. १६६६ थी कविकर्मनी शरुआत)

[ઋષભદાસ જૈન શ્વેતામ્બર સંપ્રદાયમાં તપ ગચ્છના અનુયાયી હતા. તે વિજયસેન સૂરિને પોતાના ગુરુ માને છે. તેમના પિતાનું નામ સાંગણ હતું. કવિ ઋષભદાસ બહોળા કુટુંબપરિવારવાળા શ્રાવક હતા અને ખંભાતના વતની હતા. તેમણે અનેક રાસ લખ્યા છે. તે પૈકી ભરતેશ્વર રાસ, રીખવદેવનો રાસ, કુમારપાલરાસ, હિતશિક્ષા રાસ વગેરે જાણીતા છે]

# સુભાષિતો

કડૂઆ બોલી કામિની, લેવો નિરસ આહાર,
ભાર વહીને જીવવું, એ ત્રિણિ દુઃખ અપાર.

પીપલ તણું જિમ પાનડું, ચંચલ જિમ ગજ-કાન;
ધન યૌવન કાયા અસી, મ કરો મનિ અભિમાન.

સાયર સંદેશો મોકલે, ચંદા પુત્ર! જુહાર,
ચહ્યા કલંક ન ઉતરે, તુજ ખપણુ મુજ ખાર.

માગણુ જો મયગલ ચઢે, મોવણુ કચોયો હાથ,
માગ્યા જો મોતી જડે, તોહે જન્મ અકયત્થ.

પર કાજે તરૂઅર ફૂલે, પર કાજે જલધાર;
પર કાજે સુપુરૂષ નરા, કરતા પર ઉપગાર.

રણિ વાગઈ સરણાઈયાં, પાખરઈ કેકાણ;
સૂરા ઘરિ વધામણાં, કાયર પડિયા ભ્રાણ.

દેખીતા ડુંગર જસ્યા, કામે કાયર થાય,
પડઈ ઉગમણી ખુંબડી, તો આથમણા જાય.

શાસ્ત્ર શસ્ત્ર વાણી તુરી, નરનારી વેણાય,
જ્યારે જેહવાને મિળે, ત્યારે તેહવાં થાય.

કાયા હંસ બે બળદિયા, ત્રણ્યપક્ષ કહે મન રાશ,
કર્મરૂપી ઓ સારથી, ફેરે ચિહુ ગતિ વાસ.

## શિવદાસ

(ઈ. ૧૬૬૭-૭૭માં હયાત)

[શિવદાસ મૂળ ખંભાતનો નાગર બ્રાહ્મણ હતો. પણ બીજાપુર (દક્ષિણ)માં રહ્યો તેણે પોતાની કેટલાક કવિતાઓ ગુજરાતી છે ને હિન્દુસ્તાની વધુ સમકાલીન હતો પણ કવિત-કવિતામાં તેનાથી ચડિયાતો હતો તેનું

નાની મોટી ૧૨ કૃતિઓ રચી છે. તેમાં દ્રૌપદી-સ્વયંવર, અંગદ આખ્યાન, જાલંધર આખ્યાન, પરશુરામનુ આખ્યાન વગેરે આખ્યાનો મુખ્ય છે. પણ ગુજરાતી સાહિત્યમાં તેની ઉપયોગિતા કામાવતી અને હંસાચારણંડી નામે તેણે રચેલી લોકવાર્તાઓથી વિશેષ છે. એમાં કવિની વર્ણનશક્તિ પણ સારી રીતે ખીલે છે.

અહીં કવિના દ્રૌપદી-સ્વયંવરમાંથી એક ખંડ રજૂ કરેલો છે. ]

## દ્રૌપદીનું સ્વયંવરમાં આગમન

વૈશંપાયન બોલ્યા વાણી, સુણ જનમેજય આનંદ આણી;
પછી કન્યા મંડપમાં આવી, સૌ ભૂપતને મન ખૌ ભાવી.
રૂપ અદ્ભુત જાણે ઇંદ્રાણી, અથવા રુદ્ર તણી એ રાણી;
કાંતિ કળા ગુણ પૂરણ ભાવે, જોતાં જોડે માનવ નાવે.
ચંદ્રકળા સરખું મુખ દીસે, અતિ સુંદર જોતાં મન હીસે;
વદન કમળ, અધર પરવાળી, શીર વેણી શોભે અતિ કાળી.
કર્ણ કપોલ કુંભસ્થલ ભાલ, મૃગમદ તણું તિલક વિશાળ;
શોભે અધર રંગ રેખા પ્રવાળી, ગળસ્થળ કોમળ રંગ રસાળી.
દંત દાડમકળી રતનાળી, વદન સ્ફટિક હસિત સુખાળી;
ચંચળ નેત્ર ચપળ ગતે જોતી, કીરનાસિકા શોભે ગોતી.
કર અંગુલી અતિ સુંવાળી, કાય સુકોમળ અંગે રસાળી;
કોટ કપોત જશી જાણે, તેજ આનન તે ચંદ્ર પ્રમાણે.
ભુજ જાણે ગજસુંડ સમાન, સર્વ સામુદ્રિક ગોરે વાન;
કરકંકણ બાજુબંધ ભારી, કનક ચૂડી ખલકે અતિ સારી.
હસ્ત કમળ કે ચંપક ફૂલ, કે કંઈ અવર નહિ સમતુલ્ય;
નખ પુખરાજ ગુલાબ કશેરી, જડિત મુદ્રિકા ભાત અનેરી.
પોયણ પાન જશું જેનું પેટ, ઉરસ્થળ શોભે અતિ નેટ;
શંખવત નાભી અતિ વંકી, શોભે કટિ કોમળ સિંહલંકી.
જંઘાસ્થંભ શોભે અતિ ભારી, નિતંબની શોભા અપારી;
ઉભય ચરણ કદળીશા રાજે, કાંડે તોડા રૂડા બિરાજે.

પદ્મ પાય પાની કુંકુમશી, રેખા પગતળિયે બત્રીશી;
પગ નેપૂર વાજે ધમધમતાં, માતંગની ચાલે ચાલંતાં.
કન્યા પટદશ વર્ષ કુમારી, નહીં ત્રૈલોક વિષે એવી નારી,
જોતી કટાક્ષથી મદમાતી, કનકથાળ વરમાળ સોહાતી.

×

મંડપમાં બેઠા નૃપ જેહ, મૂર્છાગત થઈ પડિયા તેહ,
ઉઠી ધનુષ ગ્રહી સ્થંભ ઝાલે, મૂકે બાણ પણ મચ્છ ન હાલે.

# मुरारि

( विक्रम संवतनु सत्तरमु शतक )

[ "ઈશ્વરવિવાહ" નામના સુંદર આખ્યાન કાવ્યથી જાણીતો બનેલો કવિ મુરારિ ક્યારે થયો તે ચોક્કસ જણાયું નથી તેના કાવ્ય 'ઈશ્વરવિવાહ' ની સંવત ૧૬૭૫ની હાથપ્રત મળી છે તે જોતાં તે સં. ૧૬૭૫ પહેલાં થઈ ગયો હશે એમ માની શકાય મુરારિના પિતાનું નામ જગન્નાથ હતું. તે સોરઠનો વતની હોવાનું અનુમાન થાય છે લગ્નપ્રસંગ ગાનારા બધા કવિઓમાં મુરારિ મોખરે છે ઈશ્વરવિવાહને તે અનેક રીતે રસમય બનાવી શક્યો છે તે તેને માટે માન પેદા કરે છે લગ્નને લગતા પારિભાષિક શબ્દો, લગ્નના રૂઢિ રિવાજો, સ્ત્રીઓનો ઉલ્લાસ વગેરે "ઈશ્વરવિવાહ"ને આકર્ષક બનાવે છે" ]

## મેનાની વિમાસણ

[ દિગંબર વેષે, વૃષભ પર બેસી ભૂતાવળની સેના લઈ પાર્વતીને પરણવા આવેલા શિવને જોઈ પાર્વતીની માતા-મેના શિવને પોંખવાના ના પાડે છે ]

કડવું ( રામગ્રી )

મન ઝંખવાઈ મેના માતજી, એ કન્યાને કરૂં ઉપઘાતજી,
શિખરે ચઢાવી ઊંચેથી ઢાળું જી, કરમાં ચાંપું, જળમાં બોળું જી.

( ઢાળ )

જળ માંહે બોળું બાળ મારૂં, કર્મે કીધો કોપ;
દેખી પેખી કયમ દીજીએ, હવે વાચા કરશું લોપ.
છરી હોયે હેમની, લઈ મારીએ શું પેટ?
હસારથ હોયે જગતમાં, ભવ સુધી વળગી વેઠ.
હાથે સાહી દીવરો, કો જઈ પડે કાં કૂપ?
અવધૂતને કેમ દીજીએ, વીઝીએ એના રૂપ.
જો મેળવે કો વિધાતા, હું પૂછું કર્મવિપાક;
કોણ અપરાધે કીધું કજોડું, રત્ન બાંધ્યું આક?
નાનું મોટું નહિ ઘરમાંહે, એકલી મારી ધેય;
સજાઈ જુઠી સહુ લાવિયો, જુઓ જમાઈ એહ.
ચામડાં ઓઢાણુ પહેરણે, કયમ પૂરશે એ પાંગણું?
પાર્વતીનો પુરુષ જોયો, જાતિ ભાતિ નહીં વર્ણ.

( વલણ )

જાતિ ભાતિ નહિ વર્ણ, આ કયમ કરૂં મારી માઈ?
લખ્યાં કો છૂટે નહિ, મન મેના અતિ ઝંખવાઈ.

કડવું (રામગ્રી)

પેરપેર જોતાં કંઇએ ન સૂઝેજી, રહી એકલડી હૃદે આલોચેજી;
હું શે ન સરજી વંઝા નારીજી? મારે પેટ એ કાં અવતારીજી?

( ઢાળ )

અવતાર ધરીઓ મારે પેટે, કાંઈ પડિઉં કષ્ટ;
કદલીગર્ભ મુજ કુંવરી, ને એહનો દેહ ઉચ્છિષ્ટ.
પાંઠ વાહન એહને, ઘેર નહિ કશો વિવેક;
સાત પાંચ જ નથી મારે, બેટડી છે એક.
ભોજન નહિ મન ભાવતાં, નહિ ઘર રહેવા કરી ઠામ;
સામ સસરો કો નથી, તવ તારૂં કોણ લેશે નામ?

(વલણ)

કોણ લેશે નામ, તું તો આવી કૂડું તપ કરી;
હરને ન પોંખે મેનકા, કહો જાય એ પાછો વળી.

કડવું (રામગ્રી)

વળી વળી મેના મન વિમાસેજી, આ જન્મારો કયમ જાશેજી ?
નયણે નિહાળે આવ્યાં આંસુજી, ઊંચું નીચું શુંય વિમાસુજી.

(ઢાળ)

ઉંચું નીચું શું વિમાસું, સ્વર્ગ ને પાતાળ;
પાણી પી ઘર પૂછીઉં, મારું સમુદ્ર બોળ્યું બાળ.
એહ સાથે વિવાહ કરતાં, ન માને મુજ મંન;
કનક માંહે કાચ જડવો, વિષ મેળવવું અન્ન.
કળ નહિ મુજને ક્ષણુ, એ પાપ પ્રગટ્યું અંગ;
શે ન સરજી વંઝા નારી ? ન થાતી મનભંગ.

(વલણ)

ન થાતી મનભંગ હું, એમ મેનકા કલેશજ કરે;
જાન દેખી હરખતી, વર જોઈ નીચું મુખ ધરે.

હસ્તમેળાપ વખતે વિનોદ

કડવું (રાગ મેવાડો)

ઢોલ ઢમક્યો રે લાડીનો હાથ મળ્યો, નરનારીનો પાર ન જાય કળ્યો.
પાર્વતીની સહિયર પાસે રહી, તે લૂણ ઉતારે પૂઠે થઈ.
એક હેલી રે હરને કરે હસ્યું, એક પૂછે રે વરનું નામ કશું ?
એ તો જોગી જંગમ વેષ ધરે, એ તો ઘર મૂકી નિત્ય વંન ફરે.
એને માત નહિ, એને તાત નહિ, એને બેન કે બાંધવ કોય નહિ.
એની જાતનમાં કો ધાર પડી નહિ,એને આઈએ ગોરવીએ કોણ કહી ?
એના ગોત્રને ગોત્રજ કોણ લહે, શિવનાથ દિગંબર સર્વ કહે.
એમ ચોરીરા માંહે વિનોદ કરે, ગુણી પર્વતી મનમાં હરખ ધરે.
તવ આનંદ ઉત્સવ સર્વ થયા, સુખ સંપતિ વરમુખ જોઈ લહ્યા.

# શિવાનંદ સ્વામી

(સંવત ૧૬૫૬–૧૭૦૦)

[ શિવાનંદ સ્વામી સુરતના નાગર બ્રાહ્મણ હતા. તે પાછલી વયમાં સન્યાસી થયા હતા. એમની શિવ તથા શક્તિની આરતીઓ બહુ લોકપ્રિય છે અને ગુજરાતમાં સર્વત્ર ગવાય છે શિવપૂજાના બીજા કેટલાક સરસ પદ, થાળ, વગેરે પણ તેમણે લખ્યાં છે. તેમાં કૃષ્ણના અનુયાયીઓની શૈલીની છાપ જણાઈ આવે છે તેમણે હિંદી તથા વ્રજમાં પણ કવિતા કરી છે. એમની આરતીઓ અને પદોમા એક અનોખો ભાવરણકો અને થડક છે. તેમાં રસ અને અલંકાર પણ ક્વચિત જણાય છે ]

## અપરાધક્ષમા સ્તોત્ર

પ્રાતઃકાળે સ્નાન વિધિને, ગંગાજળ નવ લાવ્યો;
તે અપરાધ ક્ષમા કરો શંભુજી, જો હુ શિવમન ભાવ્યો.
મલયાગરનાં ચંદન લઈને, આલેપન ના કીધાં;
તે અપરાધ ક્ષમા કરો શંભુજી, ચરણોદક નવી પીધાં.
ગહન વનમાં પ્રેમે જઈને, બીલ્વી–દલ નવ લીધાં;
તે અપરાધ ક્ષમા કરો શંભુજી, વિવિધ દાન નવ કીધાં.
'શિવશિવ હરહર મહાદેવ' કહી, જે કો નાચે ને ગાય;
ભક્ત શિવાનંદ એણીપેર કહે છે, શરણુ રાખો શિવરાય !

## શિવનું રૂપ

સુંદર રૂપને હું શું વખાણું, જ્યાં બ્રહ્માની મત ડોલી રે;
સુરગુરુ સરખા ચકિત થયા, ગુણ–વર્ણન વાણી ભૂલી રે. સુંદર૦
ક્યા દેવને માથે સુરધુનિ, ચંદ્રકલા ક્યાં ફૂલી રે ?
વિશાળ ભાલે લોચન કોને ? કોણ કહીએ ત્રિશૂલી રે ? સુંદર૦
ભુજંગનું કુંડળ કંઠે નીલો, કોણ કહીએ મુંડમાલી રે ?
અજિન ગજનું કટિએ સુંદર, હાથ કુરંગ કપાલી રે. સુંદર૦
ગિરિવરતનયા વામે કોને ? અંગે વિભૂતિજ ધારી રે;
શિવાનંદ પંકજ અલિવર, પ્રેમગુંજારવહારી રે સુંદર૦

### ગરબો

આવો સઘળાં ગરબે રમિયે, આમો નિશા ઘણી સારી રે,
શારદ-ઘનમા દામિની સોહે, એમ કૈલાસે નારી રે આવો૦
શૃંગાર સજીને સુરવધુ આવી, દુર્ગા શ્રી ત્રિપુરારી રે,
શંભુવધૂ મધ્ય નાયકા સોહે, મંડલ સુંદર નારી રે આવો૦
ભારતી કરમા ઘુઘરુ વાજે, વીણા સંગીતે ભાની રે,
વીરનંદીને હાથે મરદલ, મેઘ-ગંભીરતા આની રે આવો૦
સુરવર વદને વેણુ વજાડે, પદ્માં કરમાં તાળી રે,
ગરબે રમતા દેવી પદને, શિવાનંદ ઘણુ વારી રે આવો૦

### આરતી

શિવ શિવ હરહર ગૌરીરમણુ, ગૌરીરમણુ ગિરિજારમણુ. શિવશિવ૦
અમર તરંગિણી રુચિરાસરણુ, ભાલ સુધાકર અમૃતઝરણું શિવશિવ૦
ભુજંગવરાધિપ કુંડલકરણુ હિમગિરિતનયા કૃતકરગૃહણુ શિવશિવ૦
પશુપતિ શંકર ભવભયહરણું, સુગ્રથમાધિપ વંદિતચરણું. શિવશિવ૦
ભજ મન શંકર પદયુગશરણુ, શિવાનંદ કે ભવજલતરણું શિવશિવ૦

## જ્ઞાની કવિ અખો

( સં ૧૬૭૧-૧૭૩૧ આશરે )

['જ્ઞાનીને કવિતા ન ગણીશ' એમ કહી કવિપદનો નકારનાર અખો ભગત અમદાવાદની પાદશાહી ટંકશાળનો ઉપરી હતો તે ગનિમે એની [illegible]નો એના જાનમાલિએ એના ઉપર આળ મૂક્યું કે, અખો સિક્કા બનાવવામા [illegible] બંદીખાને નાખ્યો [illegible] [illegible] ઉપર [illegible] ઓજાર [illegible] નાખી દીધા, [illegible] અને તે [illegible] રૂપની [illegible]

[illegible]

મળ્યા નહિ. જ્યાં જુએ ત્યાં ધર્મને નામે ધતીંગ જોવામાં આવ્યું. પણ છેવટે કાશીમાં એક વેદાન્તી સંન્યાસી તેને મળી ગયા. 'કંચન અને કામિનિ' થી એ મહાત્મા મુક્ત હોવાની ખાત્રી થતાં તેમની પાસે અખાએ દીક્ષા લીધી. એ મહાત્માનું નામ બ્રહ્માનંદ હતું. ગુરુ પાસે ત્રણ વર્ષ રહી અખાએ પંચદશી, ગીતા, યોગવાસિષ્ઠ, ઉપનિષદ વગેરેનો અભ્યાસ કર્યો.

અખાએ ધર્મને નામે ચાલતાં પાખંડ તથા સાધુ-સંતોના અને ગુરુઓના ઢોંગ ઉઘાડા પાડતી અને સાચું જ્ઞાન આપતી કવિતા રચીને માત્ર એ યુગના સમાજની જ નહિ પણ સદાકાળ માટે ગુજરાતની પરમ સેવા કરી છે. અખો પોતાને કવિ ગણતો નથી. છતાં એના દર્શનમાં કવિતા ઝબકી ઊઠે છે. એની ભાષા અને છંદ ખરબચડાં લાગે છે, પણ તેમાંથી સાચા સોનાએ કસેલું સો ટચનું હેમ મળી આવે છે. અખાની ઉપમાઓ અનોખી છે. વેદાન્ત જેવા ગહન વિષયને રજૂ કરતા તેણે તદ્દન ઘરગથ્થુ ઉપમાઓ છૂટે હાથે આપી છે. ઉપમાઓ અને કહેવતો-ઉખાણાં વડે અખાની કવિતારૂપી ટંકશાળના સિક્કા ખૂબ રણકતા બન્યા છે. આ બાબતમાં પૂર્વકાલીન માંડણ-બંધારાનું ઋણ અખા ઉપર જણાઈ આવે છે.

ચાબખા જેવા અખાના છપ્પા યાદગાર બની ગયા છે. તેમાં જ્ઞાન અને અનુભવ બેઉ ભરેલા છે. ભક્તિના જ કાવ્યો કરવાના રૂઢ માર્ગને છોડીને અખાએ જ્ઞાનની ભૂખ અને અંતરની આગતને કાવ્યમાં વણી લીધી છે. શ્રી. ઉમાશંકર જોષીએ એને 'ક્રાન્તદ્રષ્ટા' કવિ કહ્યો છે. ગુજરાતના પ્રથમ પંક્તિના જ્ઞાની કવિ તરીકે અખો સ્મરણીય છે.

મુખ્ય કૃતિઓ.—અખેગીતા, ચિત્તવિચાર-સંવાદ, પંચીકરણ, અનુભવબિંદુ, કૈવલ્યગીતા, ષટ્પદી (છપ્પા), ગુરુશિષ્ય સંવાદ વગેરે. ]

## અનુભવબિંદુ

(છપ્પા)

જેમ વારિધિ કેરુ વારિ, સકલ દિશામાં ચાલે;
પૃથ્વી પર પથરાય, વનરાજી સહુ ફૂલે ફાલે;
ઉગરતું રહે આભુ, સર્વ ઢળી આવે ઢાળે;
તે નામ નદીનું ધરાય, નહાય સૌ મહિમા ભાળે.
ગર્વભરી ગાજે અખા, શરું ન જુએ સરિતા સહી;
જેમ સાગર તેમ શ્રી હરિ, વચ્ચે જીવ નદી થઈ વહી. ૧

* સ્વ. કેશવલાલ હ. ધ્રુવ આ છપ્પાને દુહાઈ કે રોલાઈ છપ્પા કહે છે.

જીવ થતાં જંજાળ, કાળ માયાવશ પડિયો,
પિતૃઋણ ગ્રહદેવ, સેવની વણજે જડિયો;
ધન, દારા, સુત, માત, તાત જીવિકાવશ વરતે,
અધિક ન્યૂનતા જોઈ, દ્રોહ્ય છૂટે નહિ મરતે.
અણસમજે અહમેવવશ, મર્મ ન સમજે મંદમતિ,
પ્રપંચમાંહિ પચ્યો અખા, જેમ સર્પપરશે વણસે દધિ. ૨

જેમ રૂદન કરે રણમાંય, ત્યાં કોને કો વારે?
તેમ જાણવાં કર્મ, ધર્મ સહુ અર્થ જ સારે;
તિમિર ભરીને પાત્ર થકી જન રહ્યો ઉલેચે,
જેમ કુસુમ આકાશ, તાસ લહી ઘરઘર વેચે;
તેમ અધ્યાતમ જ્ઞાન વિના, કૃત્ય સકલ જાણો અખા;
મન્દમતિ માની રહ્યા, કરતા દીસે પખપખા. ૩

કૈ કરતા દીસે ગાન, તાનને સાધન માને;
કૈં વર્ણાશ્રમ અભિમાન, વાન અસમંજસ ભાને;
કો સાધે અષ્ટાંગ, સાંગ કાયાકૃત જાણે;
કો કરે પૂજન દેવ, સેવ અધિકતા આણે;
એ સર્વે કાયાકલેશ છે, મનમલિનતા એ સહી;
અખા તક્રના પાનથી, અન્નબુદ્ધિ ઉપજે નહીં. ૪

ભૂત ભવિષ્યની વાત, સાત કોય કેને આલે;
કો કહાવે ત્રિભુવનનાથ, હાથ મુખ બીડી ઘાલે;
કોઈક સુર તેત્રીશ, ઈશ ને અંજ દેખાડે;
કો કરે ઔાડી કાય, અંડ કરાહજ ફોડે;
તોએ તે જાણો અખા, માયાએ મર્કટ કર્યા;
વાસના-દોરી કંઠમાં, કાળનાટ્ય સાથે ફર્યા. ૫

સાધન સર્વ વિચાર, બુદ્ધિથી જોને શોધી;
હું તું નહિ તેહ નહિ, નહિ પર મૂક વિરોધી;

ગુરુ થા તારો તુજ, બીજો નથી કોઈ ભજવા;
બાહ્ય સુરતને ટાળ્ય, વાળ્ય અંતરમાં સેવા.
જેમ છે તેમનું તેમ અખા, થયું ગયું કાંઈ નથી,
આપે આપ આનંદઘન, સ્વસ્વરૂપ જોયું નથી. ૬

# વિવિધ અંગ

## (૧) કુટકળ અંગ

તેલક કરતા ત્રેપન વહ્યા, જપમાળાના નાકાં ગયા,
તીરથ ફરી ફરી થાકયા ચરણ, તોય ન પોતા હરિને શરણ,
કથા સાંભળી ફુટયા કાન, અખા તોય ન આવ્યું બ્રહ્મજ્ઞાન. ૧

એક મુરખને એવી ટેવ, પત્થર એટલા પૂજે દેવ,
પાણીને દેખી કરે સ્નાન, તુલસી દેખી તોડે પાન,
એ તો અખા બહુ ઉત્પાત, ઘણા પરમેશ્વર એ કયાની વાત? ૨

ગહન ગતિ છે કાળજ તણી, જેણે જે જે વાતો ભણી,
તે તેના પામ્યાં પરમાણુ, પરછદાની પેરે જાણ,
માહોમાહે દુર્ધર્ષ અગાધ્ય, અખા જીવને નાવે સાધ્ય. ૩

અનુભવિ આગળ વાદજ વદે, ઉંટ આગળ જેમ પાળો ખદે,
ઉંટતણા આઘા મેલાણ, પાળાના તો છડે પ્રાણ,
અખા અનુભવી ઈશ્વર રૂપ, સાગર આગળ શું ફૂદે કુપ? ૪

આવી નગરમાં લાગી લાય, પંખીને શો ધોખો થાય?
ઉંદર બિચારા કરતા સોર, જેને નહીં ઉડયાનું જોર,
અખા જ્ઞાની ભવથી કયમ ડરે, જેની અનુભવ પાંખ આકાશે ફરે. ૫

જે જે રે મોટાના બોલ, ઉજડ ખેડે વાગ્યો ઢોલ,
અંધે અંધ અંધારે મળ્યા, જેમ તલમાહી[1] કોદરા ભળ્યા,
ઘેસ ન થાય ન થાયે ઘાણી, કહે અખો એ વાતો જાણી. ૬

---

[1] પાઠાંતર (તલમાંહિ)

આંધળો સસરો શણગટ વહુ, કથા સુણવા ચાલ્યું સઉ,
કહ્યું કાંઈ ને સમજ્યાં કશું, આંખ્યનું કાજલ ગાલે ઘસ્યું;
ઉંડો કુવો ને ફાટી બોખ, શિખ્યું સાંભળ્યું સર્વે ફોક. ૭

વ્યાસ વેશ્યાની એક જ પેર, વિદ્યા બેટી ઉછેરી ઘેર;
વ્યાસ કથા કરે ને રડે, જાણે દ્રવ્ય અદકેરૂં જડે;
જો જાણે વાચ્યાની પેર, અખા કાં ન વાચે પોતે ઘેર? ૮

સ્વામી થઈને બેઠો આપ, એ તો મનને વળગ્યું પાપ,
શિષ્ય રાખ્યાનો શિરપર ભાર, ઉપર ત્યાગ ને અંતર ધ્યાર;
આશા રજ્જુને બાંધ્યો પાશ, અખા શું જાણે જ્ઞાનીની આશ? ૯

ગુરૂ થૈ મુરખ જગમાં ફરે, બ્રહ્મવેત્તાની નિંદા કરે,
ભૂતકાળમા જે થઈ ગયા, તેની મનમાં ઇચ્છે મયા;
અખા વેલી કયમ ટાળે વ્યથા, જે નિત્ય વાચે મડદાની કથા? ૧૦

જો જો રે ભાઈ વાતનું મૂળ, પેટ ચોળી ઉપાડયું શૂળ,
એક સમે ખર ભાડે ગૈયો, કાદા દેખી ગળીયો થયો;
ખરે આપી તેજીને પેર, એવુ જાણી અખા જુતો તે ઘેર. ૧૧

દેહાભિમાન હતું પાશેર, વિદ્યા ભણતાં વાધ્યુ શેર,
ચરચા વદતાં તોલુ થયો, ગુરૂ થયો ત્યા મણમાં ગયો;
અખા એમ હલકાથી ભારે હોય, આત્મજ્ઞાન તે મૂળગું ખોય. ૧૨

સસાસીગનું વાણુ જ કર્યું, મૃગતૃષ્ણામાં જઈને તર્યું;
વંઝયા સૂત બે વહાણે ચડયા, ખંપુષ્પનાં વસાણાં ભર્યા;
જેવી શેખચલ્લીની કથા, અખા હમણાં આગળ એવા હતા. ૧૩

જ્યાં જોઈએ ત્યાં કૂડ કુડ, સામે સામાં બેઠાં ઘૂડ,
હોય આવી વાત સૂરજની કરે, તે આગળ કો ચાંચ ધરે;
(અમારે હજાર વર્ષ અંધારે ગયાં, તમે આવા ડાયા કયાંથી થયા?)
અખા મોટાની તો એવી જાત્ય, મૂકી હીરો ઉપાડયો પાણ. ૧૪

નીલાવૃક્ષને ઓથે રહે, જેમ પારધિ પશુને ગ્રહે;
એમ હરિને ઓથે ધુતારા ઘણા, ઉપાય કરે કનક કામની તણા;
અખા ગુરૂ શું મૂકે પાર, જેના શિષ્ય ગર્દભ ને ગુરૂ કુંભાર! ૧૫
સો આંધામાં કાણો રાવ, આંધળાને કાણાપર ભાવ,
સૌનાં નેત્રો ફુટી ગયાં, ગુરૂ આચારજ કાણા થયા;
શાસ્ત્ર તણી છે એકજ આંખ્ય, અખા અનુભવની ઉઘડી નહીં આંખ્ય. ૧૬
મુંડ મુંડાવી હરિને કાજ, લોક પૂજે ને કે' મહારાજ,
મન જાણે હરિએ કૃપા કરી, માયામાં લપટાણો ફરી;
સૌને મન તે કરે કલ્યાણ, અખા એને હરિ મળ્યાની હાણ. ૧૭
હરિને કાજે ઘાટજ ઘડે, નિજ સ્વરૂપથી પાછા પડે,
પાણો કે' હું પરવત લઉં, એ આશ્ચર્ય તે કેને કહું ?
અખા થકી તે બીજા હરિ, જેમ પરવતમાંથી પાણજ ખરી. ૧૮
જાણપણામાં જાડા થયા, ડાપણ ડોળી રોબડ રહ્યા,
નીર હતુ તે કીચમાં ગયું, આત્મથકી તે અળગું રહ્યું;
છે તો ઘણો નવ દીસે ચંદ, કહે અખોઃ માયાનો ફંદ. ૧૯
ભણ્યા ગણ્યા તો તે પરમાણ, જો જાણપણું ટાળીને જાણ,
મૂળ સ્વરૂપે જે કોઈ થયો, તેને ભણ્યાનો સ્વભાવ ગયો;
અખા એમ સમજ્યા તે મહંત, તેને સત્તચિત્ આનંદ વદે વેદાંત. ૨૦

(૨) ભાષાઅંગ

ભાષાને શું વળગે ભૂર, જે રણમાં જીતે તે શૂર;
સંસ્કૃત બોલે તે શું થયું, કાંઈ પ્રાકૃતમાંથી નાશી ગયું ?
બાવનનો સઘળો વિસ્તાર, અખા ત્રેપનમો જાણે પાર. ૧
સંસ્કૃત પ્રાકૃત જેવડે ભણે, કાષ્ટ જેમ મધ્ય ભારા તણે;
તે છોડ્યા વહાણો નાવે અર્થ, તેમ પ્રાકૃત વિના સંસ્કૃત તે વ્યર્થ;
બધા દામ વેપારી લખે, અખા વ્યાજ નોય છુટા પખે. ૨
હરખે ફરખે અનુભવ કશા, આકાશ ઉદરમાં વરતે દશદિશા,
જ્યારે જેનું રાજ્ય જાણ, ત્યારે માનવી તેની આણ;
જ્ઞાન ગગનમાં ન્હોયે દેશકાળ, એતો અખા અજાણ્યા બોલે આળ. ૨

### (૩) જ્ઞાન-અંગ

અષ્ટમહાસિદ્ધિ ઈશ્વરને વિષે, તેને વેદ માયા કરી લખે;
તેની કણિકા તે, તે આ જીવ, તો સિદ્ધિ સહિત કેમ થાયે શીવ ?
લોકપતિ જે તે સિધ્યવડે, અખા અનુભવને કાંઈ ન અડે. ૧

મૂળગો અહં રોગ નહી ટળ્યો, તેમાં સિદ્ધિરૂપી ભરમજ ભળ્યો,
જેમ પેલો ઘેલો હોય બુધ્યવિષે, ખળી વ્યસને લાગ્યો માદક ભખે;
અખા અહંકારને ટાળી જોય, તું ન રહેતો સિદ્ધિ સાથે ગ્હોય. ૨

પોત ન લહ્યુ પછી પોતે થયા, ઉત્તમ મધ્યમ વ્યસને વહ્યા,
માયાકૃતનો નાવે અંત, માને નહી તો જો વેદાંત,
અખા ઉપનું ન માને આઘ, ક્રયવિક્રય વિના શી વાધ્ય ? ૩

જેમ દૂધે ફીણુ ફીસોટા થાય, તોલ ન વધે આકાશ રૂંધાય,
જેમ અગ્નિ જોગે જળ ઉભરે, તેમ તત્વે તત્ત્વ જગત અવતરે;
વકર્યાં તત્વ ધરે રૂપ નામ, અખા ઉત્પત લે ઠામનુ નામ. ૪

પંચતણાં પંચવીશે તત્વ, વાસના લિંગ તે તેનું સત્વ;
ભૂત ભૂત પ્રત્યે વિચરે, અને મૃત્યુ નામ પરપોટો મરે,
ભૂત કલ્લોલ સદા સર્વદા, ચિદ્વિલાસ અખા મનમુદા. ૫

ચલનવલન તે ચેતન તણી, પંચરૂપે આપે થયો ધણી,
આપ આપ માંહી વિસ્તર્યું, ન કર્યાં મરણુ તે ત્યાં કર્યું;
જેમ છે તેમનું તેમ છે જાણ, સમજે સાન અખા નિર્વાણ. ૬

### (૪) કવિઅંગ

કવિતા ઘણા કવિ કહી ગયા, અદ્યાપિ કવે પ્રત્યક્ષ રહ્યા;
વળી આગળ કવશે બહુ કવિ, મનની વૃત્ય જોજો અનુભવિ;
અખા મનાતીત તેમનું તેમ, મનની વૃત્યમાં મનની ગમ્ય. ૧

જ્ઞાનીને કવિમાં ન ગણીશ, કિરણુ સૂર્યનાં કેમ વરણીશ ?
શબ્દ તણો છેદો કેમ થાય, આકાશને કેમ તોલ્યું જાય ?
એવું વચન અલિંગી તણું, અખા નહીં કોય પર આપણું. ૨

# नरहरि

( सं. १६७२–१७०० मा हयात )

" અખે ડીધો ડખો, ગોપાલે કીધી ઘેશ,
બૂટે કર્યો ફૂટો, નરહરીને કહે શિરામા બેસ "

[ ઉપરોક્ત કથન અનુસાર અખો, નરહરિ, ગોપાલ અને બૂટિયો એ ચાર ગુરુભાઈ ગણાય છે પણ આ વાતની બીજી કોઈ સાબિતી મળતી નથી છતા આ કવિઓ સમકાલીન હોવાનું તો જણાય છે નરહરિ બધામા મોટો હોય એમ લાગે છે. નરહરિ વડોદરાનો વતની હતો અને તેણે બાર કાવ્યો લખ્યા છે એણે ગુજરાતીમા ઉતારેલી સાદ્યન્ત ભગવદ્‌ગીતા સરળ હોઈ આપણી ભાષામા એ જાતનો એ પહેલો પ્રયાસ છે

અખાનો સમકાલીન આ નરહરિ પણ જ્ઞાની કવિ તરીકે આગળ આવે છે એણે વસિષ્ઠસારગીતા, પ્રબોધમંજરી, આનંદરસ, ગોપી ઉદ્ધવસંવાદ, કક્કો, ભક્તમંજરી, હરિલીલામૃત વગેરે કૃતિઓ આપી છે ' હસ્તામલક ' તેની છેલ્લી કૃતિ જણાય છે

સરળતા અને પ્રૌઢિની દૃષ્ટિએ નરહરિ અખા કરતા ચઢે તેવો છે. પણ પ્રતિભા અને અનુભવની દૃષ્ટિએ અખો આગળ નીકળી જાય છે નરહરિએ સંસ્કૃતનો સ્વતંત્ર–સરળ અનુવાદ કરવાની એક નવી ધાટી આપવા સાથે જ્ઞાનમાર્ગની પરિભાષામા સંસ્કૃત તેમજ ઘરગથ્થુ શબ્દોનો ભંડોળ આપણને આપ્યો છે પ્રા અનંતરાય રાવળ અખા પર નરહરિનું ઋણ કે અસર હોવાનો સંભવ સ્વીકારે છે ]

## અંતકાળે હરિસ્મરણ

અંતકાળે મુજને સ્મરતા જેહ, અર્જુન જે કો છોડે દેહ,
મારૂં પદ તે પામે સહી, અહીં કાંઈ સંશય કરવો નહિ
એવા સ્વરૂપનુ કરવું સ્મર્ણ, જે જલધર શ્યામ સવર્ણ;
પીતાંબર પહેર્યા અતિ સાર, મુકટ કુંડલ કરે ઝલકાર.

સુંદર કપોલ અને શુકલકેશ, સુંદર કર્ણનાસિકા નરેશ;
સુંદર હાસ્ય શ્રીકાંતનું હોય, જન ઉપરે કૃપાદૃષ્ટિ જોય.
મૃગમદતિલક સોહે અતિ ભાલ, કમલનયન સુખ પ્રેમરસાળ;
અધર પ્રવાલ દંત દાડમકળી, મુખપદ્મ જમ મધુકર આવલી.
કંઠ કૌસ્તુભ વૈજયંતી જાણુ, તે ગ્રીવાએ શોભે નિર્વાણ;
કરકંકણ કટિસૂત્ર મોતીહાર, અંગદભૂષણ નેપુર ઝણકાર.
શ્રી વત્સલાંછન શોભા ઘણી, સુંદરવર વૈકુંઠનો ધણી;
ચંપકમાળા તુલસી વનમાલ, તે સમરપી ભકતે તતકાળ.

× ×

સનકાદિક પ્રમુખ મુનિ જેહ, જય જય શબ્દ કરે સર્વ તેહ,
ચરણકમલ–યુગલ અતિ સાર, જેની લક્ષ્મી સેવા કરે નિર્ધાર.
છત્ર ચામર પાદુકા સિંહાસન, અનેક ઉપહાર ગ્રહી રહ્યા રાજન;
પાર્ષદ ગરુડ અને નંદ–સુનંદ, સેવક તણા ઊભા છે વૃંદ
ધ્રુવ પ્રહ્‌લાદ અંબરીશ તું માન, શારદ શુક શંભુ ધરે ધ્યાન,
અનેક ભક્ત નિરંતર ધ્યાય, એવા લક્ષ્મીકાન્ત જે આરાધાય
એવો જગત મંગળ અવતાર હું જેહ, મારું સ્મરણ કરતા તજે દેહ;
તેહને વળી ગર્ભવાસ ન હોય, મરૂ વૈકુંઠ પદ પામે સોય.

('ભગવદ્‌ગીતા'માંથી)

## સ્થિતપ્રજ્ઞ

જેણિ મન માંહાથી વિષય છાંડા સર્વ, પાર્થ! ઉપજિ નહિ કયો ગર્વ;
આત્મતાણિ સંતુષ્ટ હોય જેહ, સ્થિરપ્રજ્ઞ તા કહીઈ તેહ
જે દુખ આવિ ઉચાટ નવિ કરી, અનિ સુખ તણી સ્પ્રેહા પરહરિ;
કામ ક્રોધ ભય નહિં જેહનિ, સ્થિરપ્રજ્ઞ કહીઈ તેહનિં.
જેહનિં કહ્યૂ સ્નેહ ન હોય, શુભાશુભિ પાંમિ નહી મોહ;
સ્તુતિ નિંદા કહેની નવિ કરિ, સ્થિરપ્રજ્ઞ તે હરિ તેહ ઉચ્ચરિ.

# ગોપાળદાસ

(સં ૧૭૦૫મા હયાત)

[ લોકમુખે અખાનો ગુરુભાઈ કહેવાતો ગોપાલ (ગોપાલદાસ) અખાનો સમકાલીન જ્ઞાની કવિ હતો. તે જ્ઞાની કવિ હોવાથી તેમજ અખાનો સમકાલીન હોવાથી તેને અખાનો ગુરુભાઈ માની લેવામાં આવ્યો હશે. ખરી રીતે તેના ગુરુનું નામ સોમરાજ રાજહંસ હતું. તે મોઢ આહલજો વણિક હતો અને તેના પિતાનું નામ ખીમજી હતું. તેની જન્મભૂમિ નંદાવતી-નાંદોલ હતી અને તે અમદાવાદમાં રહેતો હતો.*

અમદાવાદમા રહેતા અખાએ સં. ૧૭૦૫માં અખેગીતા લખી તેજ વર્ષમાં ગોપાલદાસે અમદાવાદમાં કુરમાન વાડીમાં રહી 'જ્ઞાનપ્રકાશ' (ગોપાલગીતા)ની રચના કરી છે. અખાના ગુરુ બ્રહ્માનંદ હતા એટલે ગોપાલદાસ તેનો ગુરુભાઈ થતો નથી. પણ એ બેઉ જ્ઞાનમાર્ગના કવિઓ એકી સાથે થયા એ નિર્વિવાદ છે.

ગોપાલદાસ સંસ્કૃત ગ્રંથોનો પરોપજીવી નથી. તેણે વેદાંત પચાવી માતૃભાષામાં તે સ્વતંત્ર રીતે ઉતાર્યું છે. આથી અખાની પેઠે ગુજરાતના સ્વતંત્ર જ્ઞાનમાર્ગીય કવિ તરીકે તે સ્મરણીય બને છે. વેદાંત ઉપરાંત આ કવિએ રાસલીલા, કૃષ્ણભક્તિ, સત્સંગમહિમા વગેરેને લગતા પદ પણ લખ્યાં છે અને તે લોકપ્રિય થયાં છે. ]

## બુદ્ધિવહુને શિખામણ

સાચી સમજણ બુદ્ધિને ખોટી રે લાગે,
સંત મનાવે તો મનાવું, હો લોલણી. સાચી સમજણ૦ (ટેક)
શીલ સંતોષ કહો તો કલ્લાં ઘડાવું,
કરુણાની કાંબિયો ઘડાવું. હો લોલણી૦
વિવેક વિચાર કહો તો વિછુવા ઘડાવું,
હર્ષના ઘૂઘરા બંધાવું. હો લોલણી૦
સાધન સંપત્તિ કહો તો ચૂડલો પ્હેરાવું,
દયાની ચીપો મઢાવું. હો લોલણી૦

---

* કેટલાક લેખકો બ્રહ્માનંદને અને નિર્વિશેષ ગાનતા નથી

જ્ઞાન વૈરાગ્ય બાજુબંધ સોવરાવું,
શાંતિનું રતન જડાવું. હો લોલણી૦
પ્રેમનાં પુષ્પો ગળામાં નંખાવું,
લક્ષના દોરડા પ્રોવરાવું. હો લોલણી૦
ટેકરૂપી કહો તો તુશિયો ઘડાવું,
દયાની દામણી બંધાવું. હો લોલણી૦
સંતસંગરૂપી ઘુઘર, ઘડાવું,
લગ્નનું લોળિયું પેરાવું. હો લોલણી૦
ભક્તિરૂપી કહો તો વાળી ઘડાવું,
મુક્તિની ચુનિયો મેલાવું. હો લોલણી૦
નેહનું કહો તો નયણે કાજળ સરાવું,
હેતની આડો કરાવું. હો લોલણી૦
સીધી સમજણ કહો તો સેંથો પુરાવું,
લગનો ચાંદલો ચોઢાવું. હો લોલણી૦
ધીરજરૂપી કહો તો વેણો ગુંથાવું,
ગુરુગમ ગોફણો લટકાવું હો લોલણી૦
ચોખી ચાલની તમને ચોળી શિવડાવું,
ચૈતનની ચુંદડી પહેરાવું. હો લોલણી૦
સાચી કરણીને કહો તો કંચવો શિવડાવું,
ભાવનું ભરત ભરાવું. હો લોલણી૦
દાસ ગોપાલ કહે એ સમજણ સાચી,
દક્ષનો લક્ષ બતાવું. હો લોલણી૦

## બૂટિયો

[ અખો, ગોપાલદાસ અને નરહરિની સાથે વેદાંતી ( જ્ઞાની ) કવિઓમાં બૂટિયાની પણ ગણતરી થાય છે. બૂટિયો વિક્રમની ૧૭મી અને ૧૮મી સદીના સંધિકાળમાં થયાનું જણાય છે. એ જ્ઞાતિએ બ્રાહ્મણેતર હશે એમ અનુમાન થાય છે.

"અખે કીધો ડખો, ગોપાલે કીધી ઘેશ;
બૂટે કર્યો કૂટો, નરહરને કહે શિરાવા બેસ."

આ પ્રચલિત ઉક્તિમાં બૂટો કહ્યો છે તે જ બૂટિયો ભગત. તેનાં છૂટક પદો મળે છે. તેમાં કેવલાદ્વૈત વેદાંતની ઠીક છાયા દેખાય છે. એની કોઈ સળંગ કૃતિ મળી નથી. એની ભાષા સ્વાભાવિક–સરળ છતાં વેગવાળી છે. ]

### જીવની જાણ

જ્યાં સુધી જીવની જાણ જાણી નહીં,
  ત્યાં સુધી તાણ એ તાણ રહે છે;
આદિ ને મધ્ય ને અંત એક આત્મા,
  વર્તુ સાચી એ વેદાંત કહે છે.  જ્યાં૦

જાત જાણ્યા વિના મત પંથ બહુ થયા,
  અટકી રહ્યાં આંધળાં આપ ભૂલ્યાં;
વાદવિવાદમાં હરિ ન આવે હાથમાં,
  મન મેરૂ ઝાલવા જાય પણ પાય લૂલા.  જ્યાં૦

જાત જાણ્યાં વિના યોગ–સાધન કરે,
  પરહરે કામ ધન ધામ ચૂકે;
હઠ કરી આદરે પરથી પાછા ફરે,
  વૈભોગ ના ભોગવે ભક્તિ ચૂકે.  જ્યાં૦

આપના આપમાં આપ ભૂલી ગયો,
  જીવને જાચતો, કર્મ ગાંઠે;
શબ્દના ડાકમાં વાત સૂઝી નહીં,
  આવવું જાવવું એજ માટે.  જ્યાં૦

જાત જણ્યા પછી જેમ મૃત્યુ ટળે,
પાળો ગળી પાણીમાંથી પાછો ન આવે,
બ્રહ્મવેત્તા ગુરુ જેને મળે બૂટિયા,
નરદેહી એજ અભયપદ પામે જ્યા૦

## आनंदघन [लाभानंदजी]

(सं १६८७–१७१२ लगभग हयात)

[આનંદઘનજી શ્વેતામ્બર સંપ્રદાયના સાધુ હતા તેઓ ઘણો વખત મેડતામાં રહેતા અને ત્યાં જ તેમનો દેહોત્સર્ગ થયેલો ત્યાં આનંદઘનજીના ઉપાશ્રયને નામે ઓળખાતું મકાન હજુ પણ મોજૂદ છે તેમણે મિશ્ર હિંદી-ગુજરાતીમાં ૨૪ જિન ઉપર ૨૪ સ્તવનો રચ્યાં છે તેવી ઉત્તમ ચોવીસી બીજા કોઈએ રચી નથી.

"આનંદઘન બહોતેરી" નામનો તેમના ભક્તિ તથા વૈરાગ્યને લગતાં પદોનો સંગ્રહ પણ પ્રગટ થયો છે તે પદો બોધક અને રસપ્રદ છે]

## રામ કહો રહેમાન કહો

પદ (આશાવરી)

રામ કહો રહેમાન કહો કોઉ, કાન કહો મહાદેવરી,
પારસનાથ કહો કોઉ બ્રહ્મા, સકલ બ્રહ્મ સ્વયમેવરી રામ૦
ભાજન ભેદ કહાવત નાના, એક મૃતિકા રૂપરી,
તૈસે ખંડ કલ્પનારોપિત, આપ અખંડ સરૂપરી રામ૦
નિજ પદ રમે રામ સો કહિયે, રહિમ કરે રહેમાનરી,
કરષે કરમ કાન સો કહિયે, મહાદેવ નિર્વાણરી રામ૦
પરસે રૂપ પારસ સો કહિયે, બ્રહ્મ ચિન્હે સો બ્રહ્મરી;
પાયો આપ આનંદઘન, ચેતનમય નિઃકર્મરી રામ૦

## મૂલડો થોડો ભાઈ વ્યાજડો ઘણો

(રાતડી રમીને કયાંથી આવિયા-એ દેશી)

મૂલડો થોડો ભાઈ વ્યાજડો ઘણોરે, કેમ કરી દીધો રે જાય ?
તલપદ પૂંજી મેં આપી સઘલી રે,
તોહે વ્યાજ પૂરું નહિ થાય. મૂલડો૦
વ્યાપાર ભાગો જલવટ થલવટેરે, ધીરે નહિ નીસાની માય;
વ્યાજ છોડાવી કોઈ ખંદા પરઠવેરે,
તો મૂલ આપું સમ ખાય. મૂલડો૦
હાટડું માંડું રૂડા માણેકચોકમાં રે, સાજનિયાંનું મનડું મનાય;
આનંદઘનપ્રભુ શેઠ શિરોમણિ રે,
બાહડી ઝાલજો રે આય. મૂલડો૦

## કુંચનવરણો નાહ

રાગ–સોરઠ

કુંચન-વરણો નાહ રે, મુને કોય મિલાવો; કુંચન૦
અંજન રેખન આંખ ન ભાવે, મંજન શિર પડો દાહરે. મુને૦
કૌન સેન જાને પર મનકી, વેદન વિરહ અથાહ;
થરથર ધ્રૂજે દેહડી મરી, જિમ વાનર ભરમાહ રે. મુને૦
દેહ ન ગેહ ન નેહ ન રેહ ન, ભાવે ન દૂહા ગાહા;
આનંદઘન વહાલો બાંહડી ઝાલે, નિશદિન ધરૂં ઉરમાંહારે. મુને૦

## જિન–સ્તવન

ઋષભ જિનેશ્વર પ્રીતમ માહરો રે, ઓર ન ચાહુ રે કંત;
રીઝયો સાહેબ સંગ ન પરિહરે રે, ભાંગે સાદિ અનંત ઋષભ૦
પ્રીતસગાઈ રે જગમાં સહુ કરે રે, પ્રીત સગાઈ ન કોય;
પ્રીતસગાઈ રે નિરૂપાધિક કહી રે, સોપાધિક ધન ખોય. ઋષભ૦

કોઈ કંતકારણ કાષ્ટ ભક્ષણ[1] કરે રે, મિલશું કંતને ધાય,
એ મેળો નવિ કહીયે સંભવે રે, મેળો ઠામ ન થાય. ઋષભ૦

કોઈ પતિરંજન અતિ ઘણું તપ કરે રે, પતિરંજન તન તાપ,
એ પતિરંજન મેં નવિ ચિત્ત ધર્યું રે, રંજન ધાતુ[2] મિલાપ[3]. ઋષભ૦

કોઈ કહે લીલા રે અલખ અલખ તણી રે, લખ પૂરે મન આશ,
દોષરહિતને લીલા નવ ઘટે રે, લીલા દોષવિલાસ. ઋષભ૦

ચિત્ત પ્રસન્ને રે પૂજન ફલ કહ્યું રે, પૂજા અખંડિત એહ,
કપટરહિત થઈ આતમ અરપણા રે, આનંદઘન પદ રહે. ઋષભ૦

## सुरभट्ट

( सं १७०४ मां हयात )

[ સુરભટ્ટ સં ૧૭૦૪માં જીવનમાં હયાત હતો તેવું તેના રચેલા મહાભારતના અંતિમ પર્વ–સ્વર્ગારોહણીના સાર પરથી સમજાય છે સુરભટ્ટના પિતાનું નામ નારાયણ હોવાનું જણાય છે ૨૨ કડવાના આ કાવ્યમાં પ્રારંભમાં કલિયુગનું વર્ણન આપેલું છે. કવિત્વની દૃષ્ટિએ ખાસ વિશેષતા ન હોવા છતાં આ વર્ણન અસરકારક છે આ કવિનો સમય પ્રેમાનંદના બાલ્યકાળનો છે અને તેનું એકમાત્ર કાવ્ય તેને આખ્યાન પદ્ધતિના કવિઓમાં સ્થાન અપાવે છે ]

## કલિયુગનો મહિમા

( કડવું )

વડ પીપલ આંબા વાઢશે, લેઈ ધન દેવાલા કાઢશે,
તુલસી ગૌ બ્રાહ્મણને દેવ, કો નહિ માને અવશ્યમેવ.
વેશ્યા ધરશે લાજ અપાર, મહા નિર્લજ કુલવંતી નાર,
સીસાનાં નાણાં ચાલશે, ન્યાય કશે તેહને શૂલીએ ઘાલશે

1. બળી મરે 2. સ્વભાવ, પ્રકૃતિ 3 મેળાપ.

તલાવ માંહે કરસણ વાવશે, સાધુ હશે તે દુઃખિયા થશે;
સુખિયા થશે પાપી લોક જેહ, આગલ્ય નરક નર જાશે તેહ.
અનામિકને ઘેરય આચાર, ઉત્તમ વર્ગ ભ્રષ્ટ સંસાર;
પંડિત ઉપરથી માન જશે, સરવે ગરુડાને માનશે.
માંહોમાંહે વિષ દેશે ઘણાં, એવાં લક્ષણ કલિયુગ તણાં;
વૈષ્ણવ થઈ ઘેર ઘેર નાચશે, અત્યંજ પાસે અન્ન જાચશે.

× × ×

લોકિ કરજ નહિ આપે વલી, મત ફેરવશે પાપી કલિ;
ભૂંડા પુર્ખ ને રૂડી નારય, જોડાવાનો નહિ સંસારય.
જે નર સુખે રળશે અન્ન, તેહને નૃપ દંડી લેશે ધન;
ખેડૂના ચ્યારે ભાગ જશે, તે ઉપર બલદ વેચાવશે.
રાજા પ્રજા દેસાઈ વજીર, પટેલ તલાટી ચ્યારે ધીર;
ઘરસેખ કરી મૂકે જમાન, પ્રજા તણાં ટાલે અન્નપાન.
જૂઠાં બોલશે લેશે લાચ, કરશે કૂડા કોટી પરપંચ;
સુપાત્રને જોડાએ મારશે, કુપાત્રને આસન આપશે.
સુપાત્રને કોડી નહિ દે, કુપાત્રનાં ચરણોદક લેઇ પિએ;
માતપિતા બાલક વંચશે, નારી છાનાં ધન સંચશે.
પુત્ર જણ્યાની પડશે વેઠ, પુત્રીજમાઈ–ઘર ભરશે પેટ;
પુત્ર પિતાનું છેદશે શીસ, સાચું કહેતાં ચઢશે રીસ.

## माधवदास

(सं. १७०५ मा हयात)

[ કવિ માધવદાસ સુરતના વતની અને જ્ઞાતિએ વાલ્મીક કાયસ્થ હતા. તેમના પિતાનું નામ સુંદરદાસ હતું. તેમણે દશમસ્કંધનો પદબંધ તેમજ આદિપર્વ ગુજરાતીમાં રચ્યું છે. માધવદાસની કવિતા સાદી અને મોટે ભાગે સ્વતંત્ર અનુવાદ જેવી છે. કવિના દશમસ્કંધમાં રુક્મિણીહરણ આપેલું છે. તેમાંથી એક કડવું અહીં ઉદ્ધૃત કરેલું છે.

# રુકિમણી-સ્વયંવર

## શ્રી કૃષ્ણનું આગમન

કડવું (રાગ સામેરી)

અંબિકાની પૂજા પ્રેમે કીધી રે, સ્તુતિ કરીને આસિકા લીધી રે;
આવી ઊભી મંડપ મુઝાર રે, સાથે સખીજનનો નહીં પાર રે.
પ્રેમે જોતાં પ્રભુની વાટ રે, હજુ નાવ્યા નાથ શા માટ રે?
મન કીધો એહ વિચાર રે, રક્ષા કરે છે જોદ્ધ અપાર રે.
હવડાં આવશે જાદવરાય રે, એટલે કરું છું એક ઉપાય રે;
દુષ્ટ દુષ્ટ જેમ વંચાય રે, પાપી તે પરવશ થાય રે.
મોહનીયે મોહન કર્યું રુપરે, કોટી કળા કંદર્પ રુપરે;
કાંચનવત કોમળ દેહરે, ચાલે ગજગતિ ચાલે તેહરે.
તેહેની શોભાનો નહિ પાર રે, નાશીકા જાણે તેલની ધાર રે;
ભ્રૂ ભ્રમરની શોભા ધરતી રે, નેત્ર કટાક્ષ કામિની કરતી રે.
વેણી જીત્યો વાસુકી વ્યાલ રે, શશી સોળ કલા શોભે ભાલ રે;
દંત દાડમ અધર પ્રવાલી રે, મધુર વાણી રમાળી રે.
ગ્રીવા કંઠ કપોત સમાન રે, તેહેની શોભા પરમ નિધાન રે;
ભુજ શોભે મૃદ સમાન રે, નળ સુલ (?) શોભાવાન રે.
કટી લંક કેસરી સાર રે, જઘ કદલી શ્રીકાર રે,
સર્વ અંગે સોલ શૃંગાર રે, સુંદરીની શોભા અપાર રે.
એહેવું જોઈ કામિનીનું રૂપ રે, મોહ પામ્યા જોદ્ધ સકળ ભૂપરે;
મૂર્છા થઈ પડિયા ધરતી પીઠ રે, સુધબુધ નહી કોને શરીર રે.
કરથા પડિયા હથિયાર રે, એહવું પરાક્રમ કીધું નાર રે;
ક્ષણ એક ધર્યું ધ્યાન કુમારી રે, સ્મર્યા સુણસાગર બિહારી રે.
પ્રીતે નેત્રે નીરખે રે, ચોહોદશે કૃષ્ણને પેખે રે;
એહેવે પ્રભુનો રથ દીઠો રે, અમૃતથી લાગ્યો મીઠો રે.

દષ્ટે દષ્ટ મળી નરનારી રે; તવ શોભા પ્રગટી સારી રે;
શેષમુખે સહસ્ર જીભ્હારે, તોયે હરિવર્ણન નવ થાયે રે.
પ્રભુ રથ ચલાવી આવ્યા ત્યાં રે, રુક્મિણી બેઠાં રથ માંહે રે;
બેહુ જન હર્ખ ન માય રે, શુકજી કહે સાંભળ રાય રે.

## ભાણદાસ

(સં. ૧૭૦૬–૭ માં હયાત)

[ ભીમના પુત્ર ભાણદાસના 'હસ્તામલક' નામના કાવ્ય ઉપરથી તેમની ગણના જ્ઞાની કવિમાં થઈ શકે. તે અખાના સમકાલીન હોવાનું જણાય છે. તેમણે પ્રહ્લાદાખ્યાન, અજગર–અવધૂત સંવાદ, ગરબા, નરસિંહજીની હમચી અને પ્રકીર્ણ પદો પણ લખ્યાં છે.

'હસ્તામલક' જ્ઞાનમાર્ગની શ્રેષ્ઠતા બતાવતો કડવાબદ્ધ ગ્રંથ છે. પણ ભાણદાસનું નામ તેમના ગરબા–ગરબીઓને કારણે વધુ સ્મરણીય બને છે. ગરબી શબ્દનો પ્રથમ પ્રયોગ ભાણદાસે જ કર્યાનું જણાય છે. જ્ઞાની કવિ ભાણદાસની રસિકતા તેમના શ્લોકબંધ ગરબાઓમાં જોઈ શકાય છે. પ્રચંડ દેવીઓને પણ તે રાસ રમાડી શકે છે. તેમનો યોગમાયાનો ગરબો અને ગગનમંડળની ગાગરડીનો ગરબો રસપ્રદ છે. કવિની ગરબીઓમાં પણ એમનું વેદાંતીપણું અભિવ્યક્ત થાય છે. ]

### ગગનમંડળની ગાગરડી

ગગનમંડળની ગાગરડી ગુણ ગરબી રે,
તેણે રમે ભવાની રાસ ગાઉ ગુણ ગરબી રે;
દિનમણિ સૂર્ય દીપક કર્યું ગુણ ગરબી રે,
માંહિ ચંદ્ર તણું પરકાસ ગાઉ ગુણ ગરબી રે. ૧.
પૃથ્વીપાત્ર ત્યાંહાં કોડીઉં ગુણ ગરબી રે,
વાતી પરવત મેર, ગાઉ ગુણ ગરબી રે;

સાતિ સાગર તેલ ભર્યું, ગુણુ ગરબી રે,
માહિ મુગતાફલ ચુફેર, ગાઉ ગુણ ગરબી રે. ૨

થાવર જંગમ ભસમ ભર્યું ગુણ ગરબી રે,
સુંદર સકલ વિભાગ, ગાઉ ગુણ ગરબી રે,
સર પરિ ગાદી કછપની ગુણ ગરબી રે,
ઉઢણી શેષ નાગ, ગાઉ ગુણ ગરબી રે. ૩

ગાગરિ ઉપરિ ઢાકણુ ગુણ ગરબી રે,
અંબર એક અપાર, ગાઉ ગુણ ગરબી રે,
તેત્રીસ કોટિ વીવર કર્યા ગુણ ગરબી રે,
તેજ તણુ નહિં પાર, ગાઉ ગુણ ગરબી રે. ૪

ત્ર્યણ્ય ગુણો થઈ ગુણવતી ગુણ ગરબી રે,
દ્રષ્ટિ પરમ નિધાન ગાઉ ગુણ ગરબી રે,
અહનિસિ અમૃત ઝરિ ગુણ ગરબી રે,
જગત કરિ છિ પાન, ગાઉ ગુણ ગરબી રે. ૫

વિવિધ પિરિ વરસી રહી ગુણ ગરબી રે,
ધર્મ અરથ નિ કામ, ગાઉ ગુણ ગરબી રે,
ચ્યાર વેદ પરગટ થયા ગુણ ગરબી રે,
વિશ્વતણુ વિશ્રામ, ગાઉ ગુણ ગરબી રે ૬

ત્રહુવિધ મૂરત્ય ગાગર મહા ગુણ ગરબી રે,
હરિ બ્રહ્મા નિ ઈસ ગાઉ ગુણ ગરબી રે,
સદાભાવ સહજિ ધરિ ગુણ ગરબી રે,
ગૌરી ગાગરિ શીશ, ગાઉ ગુણ ગરબી રે. ૭

આદિ શક્ત્ય અવીગત તણી ગુણ ગરબી રે,
રમિ ચ્યારુ ગમ ગાઉ ગુણ ગરબી રે,
ચઉદ લોક ભેદ પામીઆ ગુણ ગરબી રે,
ઈમ કહિ છિ ભગુદાસ, ગાઉ ગુણ ગરબી રે. ૮

## માધવ

(સં. ૧૭૦૬)

[ દ્વિજ કવિ માધવે 'રૂપસુંદરકથા' નામનું ખંડકાવ્ય અક્ષરમેળ વૃત્તોમાં લખ્યું છે. તેની રચના સાલ સં. ૧૭૦૬ છે. આ કવિ વિષે વધુ માહિતી મળતી નથી. કવિ રસશાસ્ત્રનો સારો જ્ઞાતા હોઈ તેણે પોતાના કાવ્યમાં વિપ્રયોગ અને સંયોગ શૃંગારની જમાવટ સરસ રીતે કરી છે. દેશીબદ્ધ કાવ્યો આપનાર કવિઓથી આ કવિ અલગ તરી આવે છે. તેની બીજી કૃતિ મળી નથી.

રૂપાંનો પ્રેમિક સુન્દર રાતે તેને મળવા આવશે તેવા સમાચાર તેની સખીએ રૂપાને આપ્યા. તે સમયે રૂપાને થયેલા હર્ષનું સરસ વર્ણન કવિ રજૂ કરે છે. ]

### રૂપાંનો હર્ષ

(શાર્દૂલવિક્રીડિત)

ફૂલાં એમ કહી વળી ઘરભણી આવીજ રૂપાં કને,
ચૈ વાર્તા કહી, આજ સુંદર નિશાયે આવશે તું કને;
એવું રૂપ સુણી કહે સખિ! ખરો તેં જીવ દીધો મને,
વેગે સુંદર જો મલે તો સખિ સુઉત્તીર્ણ થાઉં તને.
રૂપાં હર્ષભરી પ્રફુલ્લિત થઈ સર્વાંગ તે સુંદરી,
જેવી ફૂલ તણી કલી સ્વસમયે નંદે વિકાસે ખરી;
અંગે કંચુકી ગાઢી થૈ ચરચરી, ચૂડાજ બેઠો ભરી,
વીંટી અંગુલિની તથા ન નીસરે, નીવી (વ) છૂટી ખરી.
નાના દિવ્ય સુગંધવાસિત જલે નાહી ઉભી સૂકવે
લાંબા કુન્તલ, તે સ્તનાદ્રિશિખરે મેઘામ્બુધારા સ્રવે;
શોભી બાહુલતા કશી ઝટકતાં વિદ્યુલ્લતાના જશી,
ગર્જતી કરકંકણુ ધ્વનિ સુણી કન્દર્પ ઉંડે હસી.
શય્યા સજ્જ કરી પરે ભરી તલાઈ દિવ્ય તે પાથરી,
નાના ભોગ સુગંધ તત્પર કરી બેઠી સ્વયે સુંદરી;

શૃંગારે સકલાંગ ભૂષિત કરી, હાથે અરીસો ધરી
રૂપા રૂપ ફરી ફરી નિરખતા કન્દર્પપૂરે ભરી.
–(રૂપસુંદરકથામાંથી)

## विश्वनाथ जानी

(संवत १७०८ मा हयात)

[ નરસિંહ મહેતાના જીવન ઉપર સ્વતંત્ર રીતે કાવ્ય રચનાર વિશ્વનાથ જાની પાટણના વતની હતા. તેમની પ્રેમપચીસી, સગાળચરિત્ર અને મોસાળાચરિત્ર એ ત્રણ કૃતિઓ મળી છે. ભાલણની પેઠે પાટણમાં જ થયેલા વિશ્વનાથ પોતાની ભાષાને ગુર્જરભાષા કહે છે તે નોંધપાત્ર છે. વિશ્વનાથ મોઢ, ઔદીચ્ય કે શ્રીમાળી બ્રાહ્મણ હોવાનું અનુમાન થાય છે. આથી વધુ માહિતી ઉપલબ્ધ થતી નથી.

પ્રેમાનંદે રચેલું કુંવરબાઈનું મામેરું વિશ્વનાથ કરતાં ચઢિયાતું છે, પણ તેની સંકલના અને પ્રસંગોના વર્ણનમાં પ્રેમાનંદ ઉપરનું વિશ્વનાથનું ઋણ આપણને સ્પષ્ટ જણાઈ આવે છે. ]

## કુંઅરજી કાલા રે!

[ મથુરા ગયા પછી નંદજશોદા તથા ગોપીઓને આશ્વાસન આપવા માટે શ્રીકૃષ્ણ ઉદ્ધવને ગોકુળમાં મોકલે છે. તે પ્રસંગે શ્રીકૃષ્ણના વિયોગથી દુઃખ પામેલાં નંદજી ઉદ્ધવ આગળ હૃદય ઠાલવે છે. ]

પદ (રાગ ગોડી)

દુહો

નંદજી કહે 'ઉદ્ધવ! સુણો, જો છે એહેનું મન,
ભાગ્ય હશે તો આપશે, રામ શ્યામ દરશન
મુને આશા એક છે, જે જાણી છે વાત
હું થી અધિકી શોગણી વાહાલી એહેની માત

ગીત

ઉદ્ધવ! એહેની માવડી, સુણ્ય વહાલા રે!
કોહોને કેહેશે તંન? કુંઅરજી કાલા રે!
અવિનય એહ તણા ઘણા, સુણ્ય વહાલા રે!
એમ કઠણ ન કીજે મંન; કુંઅરજી કાલા રે!
દિનકર ઊગે જ્યાંહાં લગી, સુણ્ય વહાલા રે!
ન લેહે દેવકીનો કોય, કુંઅરજી કાલા રે!
ઉદ્ધવ! આહા જુઓ આંખડી, સુણ્ય વહાલા રે!
જ્યમ શ્રાવણ વરશે તોય, કુંઅરજી કાલા રે!
અન્ન શાક એગઠા કરી, સુણ્ય વહાલા રે!
નથી જ્યમી એ નારચ; કુઅરજી કાલા રે!
એમ કરતા કયમ જીવશે, સુણ્ય વહાલા રે!
આહાર વિના સંસાર? કુંવરજી કાલા રે!
દોહોતાં દાઝે દેહડી; સુણ્ય વહાલા રે!
પય ડીઠે જાએ પ્રાણ; કુંઅરજી કાલા રે!
જ્યામણ એ મૂકે નહીં, સુણ્ય વાહાલા રે!
આ ચરણ-કમલની આણ્ય; કુંઅરજી કાલા રે!
રામ-કૃષ્ણ રમતા હશે, સુણ્ય વાહાલા રે!
ઓ જમુનાં કેરી તીર; કુંઅરજી કાલા રે!
ઊભી નિરખે વાટડી, સુણ્ય વાહાલા રે!
પછી મૂઝે ઘણુંગ શરીર; કુંઅરજી કાલા રે!
ગાયો ચરાવા નીસરે, સુણ્ય વાહાલા રે!
નાહાનાં નાહાનાં બાલ; કુંઅરજી કાલા રે!
તુને ત્યાંહાં દેખે નહી, સુણ્ય વાહાલા રે!
પડે પેટડિઆમાંહે ફાલ; કુંઅરજી કાલા રે!
વિહ્‌વલ થઈ રડે ઘણું, સુણ્ય વાહાલા રે!
જ્યમ વંતરાં વલગાં હોએ; કુંઅરજી કાલા રે!

આતા! પેહેરો આંગલું, સુણ્ય વાહાલા રે!
નરનારી સહુ જોયે, કુંવરજી કાલા રે!
આ કાજલ કેરી કુંપલી, સુણ્ય વાહાલા રે!
હસતાં આવે હાથ, કુંઅરજી કાલા રે!

હોહોની આંજ્યું આંખડી? સુણ્ય વાહાલા રે!
લેઈ ગયો નહીં સાથ, કુંઅરજી કાલા રે!

સમી સાંઝે ગઉ આવતાં, સુણ્ય વાહાલા રે!
સહુ કો સામું જાયે, કુંઅરજી કાલા રે!

અહીં છૂટાં ધાવે વાછરૂં, સુણ્ય વાહાલા રે!
પેસે મંદિર માંહે, કુંઅરજી કાલા રે!

ફલ વિવિધ પ્રકારનાં, સુણ્ય વાહાલા રે!
લાવે નાહાનાં નાહાનાં લોક, કુંઅરજી કાલા રે!

ચિંતા ચાખ્યાની નહીં, સુણ્ય વાહાલા રે!
પણ સાહામો વાધે શોક, કુંઅરજી કાલા રે!

ગોપવધૂ વાટે મલે, સુણ્ય વાહાલા રે!
નીચું નિરખી રોય, કુંઅરજી કાલા રે!

હું તો શું કહુ રે તેહને? સુણ્ય વાહાલા રે!
દુઃખે આંખડી ખોય; કુંઅરજી કાલા રે!

ચતુર લોક મથુરાં તણા, સુણ્ય વાહાલા રે!
પણ કરવું ઘટે નહીં આમ, કુંઅરજી કાલા રે!

અટણુાતા અહીં આવશો, સુણ્ય વાહાલા રે!
માહારા મોહન! રાખો મામ; કુંઅરજી કાલા રે!

એક દિવસ કો ઊતરે, સુણ્ય વાહાલા રે!
તેહને જાતો વાટ; કુંઅરજી કાલા રે!

એહ શું સગપણ એટલું, સુણ્ય વાહાલા રે!
પય ધવરાવવા માટ્ય? કુંઅરજી કાલા રે!

આ ઝોલી પલંગડી પાલણું, સુણય વાહાલા રે !
આ વસ્ત્ર વળી અલંકાર, કુંઅરજી કાલા રે !
આ રમકડાં અમ્યો શું કરૂં ? સુણય વાહાલા રે !
જ્યેહેનો ગણતાં ન આવે પાર, કુંઅરજી કાલા રે !

નંદ-નંદન શ્રવણે સુણ્યો, સુણય વાહાલા રે !
અમ્યો જીવું કેહી પેરય ? કુંઅરજી કાલા રે !
મોહન ! મુખ દેખાડિયે, સુણય વાહાલા રે !
આવીને આણે ઘેરય, કુંઅરજી કાલા રે !
મરતાં જાણીને આવશો, સુણય વાહાલા રે !
ત્યારે કોહોને પાડ ? કુંઅરજી કાલા રે !
જ્યાની દેખું જીવતા, સુણય વાહાલા રે !
તો ફગવૂં બહુ લાડ, કુંઅરજી કાલા રે !'

## મોસાળું

[ વિશ્વનાથ જાનીએ નરસિંહ મહેતાનું જીવન આલેખતું મોસાળાચરિત્ર લખ્યું છે. તેમાંથી કુંવરબાઇના મામેરાને લગતાં થોડાક કડવાં અત્રે રજૂ કરેલાં છે. પ્રેમાનંદકૃત કુંવરબાઈના મામેરાનાં કડવાં સાથે આ કડવાં સરખાવવા જેવાં છે. વિશ્વનાથ જાનીની પ્રેમાનંદ ઉપરની અસર એથી સમજાશે. વડસાસુ કુંવરબાઈને મામેરાની યાદી લખાવે છે ત્યાંથી કથાપ્રસંગ શરૂ થાય છે ]

કડવું (રાગ મામેરી મલ્હાર)

સુખ મરડીને સાસુ બોલ્યાં, વામા કરો વિશ્વાસ વહુજી,
કાગળનો કથલો તો કીજે, જો જૂની હોય આશ વહુજી. ૧

મોટે મોઢે નણંદલ બોલી, લખાવતાં શું જાય, માડી ?
કટકો કાગદ ખરચ થયે, અધિક ન્યૂન નહીં થાય માડી. ૨

વડસાસુ કહે રેહ રેહ છાની, હું રે લખાવું લેખ, વહુજી,
તે કાગળ મેહેતાને આપજો, વિગતે કરી વિશેખ, વહુજી. ૩
લખો પડીકાં કુમકુમકેરાં, પટોળાં દશ વીશ, વહુજી,
નાળીકુંજર નાના વિધનાં, આપશે શ્રી જગદીશ, વહુજી ૪

રેટ શણીયાં સાળુ સાવટુ, છાએલ લખો સે ચાર, વહુજી;
પામરી ને પટકા પછેડી, બહુ મૂલ્યનાં સાર, વહુજી. ૫

થોક લખો દશ થરમા કેરા, ચોલેરાં પંચાશ, વહુજી;
કમખા કાપડાં ઘણેરાં જોઈએ, લોક કરે સહુ આશ, વહુજી. ૬

સહસ્ર મોર સુનાની, શ્રીફળ લખો સેં સાત, વહુજી,
વીશ મણ વાકડીયાં જોઈએ, મળશે નાગરી નાત, વહુજી. ૭

ખીરોદક મશરુ ને મોળીયાં, મગીયાં અમરી ઘાટ, વહુજી,
તાજા ને ટપકે સુરંગે, નિખીં* લેજો નાટ,× વહુજી. ૮

જેહને જે ગમે તે લખાવો, એટલુ તો જોઈ શે આજ, વહુજી,
પછે પોશાય તેહેવું કરજો, જેમ ઘરની રહે લાજ, વહુજી. ૯
જો મહેતા માથે હરિ છે, તો તાં શાહાનો વાક, વહુજી;
માહેમેરું કરશે જોતા, આડો આક, વહુજી ૧૦
નણદી કહે સહુ સમજી લખાવ્યું, ભૂલ્યાં ખરા નિરવાણ વહેજી,
લખ્યાથી મહેતો નહિં ચૂકે, માટે લખાવો વળી બે પાહાણ વહુજી ૧૧

વલણ

કહ્યા પ્રમાણે સહુ લખ્યું, ને હસિયો મઘળો સાથ,
કુંઅરબાઈએ કાગળ લઈ, આપ્યો તાતને હાથ ૧૨

કડવું (રાગ સામેરી)

પિતાજી શી પેર થાશે, આપતું આવડું કેમ અપાશે?
સ્વપ્ને નવ મળે જેહ, માસુએ લખાવ્યું તેહ ૧

ઢાળ

કાગળમાહે લખ્યું ખરુ, પણ લખ્યા પ્રમાણે નવ મળે,
અવસર વીત્યો હવડા, અમો મેહેણું નહીં ટળે ૨
માહારી પુત્રી પ્રભુ સભારીએ, સમરથ શ્રી ત્રિભુવનધણી,
દામોદરજી દોસીને મન એ, સામગ્રી નહી ઘણી ૩

---

*નિખીં=પરખી, જોઈને × નાટ=સારા

કાગળ કુંઅરબાઈ કને રાખો, સાદ કરવા આવજો;
મોહોતરાં નાત્યે સગાં સંબંધી, શીઘ્ર વહેલાં કહાવજો. ૪

વ્યાકુલ થઈ તે વાયક સુણતાં, વચન પુત્રી ઓચરી;
હા ! પિતાજી સર્વે આવ્યું, આંખેથી આંસુ ઝરી. ૫

ભુંડી ભરોસે છબીલાને, છાબ મંડપમાંહાં ધરો;
જુઓ જદુપતિ શું કરે છે, લાડકી કાં લોચન ભરો ? ૬

પ્રતીત આવી કુંઅરબાઈને, જનક જુઠું નવ કહે;
ભક્તવત્સલ બીરદ મોટું, સાસરીયાં તે શું લહે ? ૭

શીઘ્ર થાઓ સ્વજન તેડા, વહુજી વાણી ઉચરી;
મેહેતાજી માંહાંમેરુ લાવે, સમરથ સાથે શ્રી હરિ. ૮

તાલ લીધી તિલક કીધું, સમગણી શુભ કર ધરી;
મેહેતાજી મંડપ પધાર્યા, કરજોડી કહેતા હરિ. ૯

લાવ્યા છો વોરી છાબ ક્યાં છે ? વચન બોલ્યા જેટલે;
નાગરના નરનારીએ, મહા હાસ્ય માંડ્યું તેટલે. ૧૦

કડવું (રાગ દેશી ચાલતી)

આગે નાગરરૂપ મનોહર રસિયા, હાથે તાલી દેને હસિયા;
ચંદ્રવદની તે હસતાં રાજે, ઉપમા જે કહીએ તે છાજે. ૧

શું અમરપુરી છે એહ, નરનારી નિરખે તેહ.
કો છુટી વેણીએ રે દ્રોડે, પય પીતાં પુત્ર તરછોડે. ૨

કો કરે ગ્રહી ગુંથતી વેણી, ઉપમા અદ્‌ભૂત મૃગનેણી;
કોહોને ચાલતાં ચૂડી ખળકે, * * * ૩

ઝીણુ ઝીણુ ઝાંઝરીઆં વાગે, સુણી સુતો રતીપતિ જાગે;
જયકૃષ્ણ કહી કરજોડે, શીશ ધૂણે ને મોં મચકોડે. ૪

ભમે ઓઢણું શીશ, માડી નેત્ર ચઢાવી કરે રીસ;
શંખણી અવળી થઈ સાડી, સમું ઓઢ એમ કહે માડી. ૫

લટ મુક્તાફળની ત્રુટે, કટીથી ફાલી છૂટે;
એક સરખે સ્વરે કરે સાદ, સોહે નવલ વીંછીઆનો નાદ. ૬
પ્રથુ (?) શોણી પાગ ભરંતી, ચાલે કૌતક કોટ કરંતી;
ઉન્મત્ત ઉરજ અતિ શોભે, કો કોહોને લાજે નવ બોલે. ૭
મેહેતાજી કરે માંહાંમેરું, માહારે મન ગમતું જઈ પેહેરું;
એમ વ્યંગ વદે મુખ વાણી, ગૃહશાળા ભીડ ભરાણી. ૮
આંગાં કુંકુમ મેહેલ્યાં છે ઘોળી, તાંહાં નાગરની મળી ટોળી;
હાથે સાને કરે મુખ વારે, મેહેતો શામળજીને સંભારે. ૯
છેડથી છોડી બે તાલ, મેહેતે ગાજી કહ્યું ગોપાળ;
હાં હવડાં છાબ ભરાણી, એમ વ્યંગ વદે સહુ વાણી. ૧૦

વલણ

વાણી વ્યંગ સહુકો વદે, મેહેતે ગ્રહી જે વારે તાલ;
કાગળ ધર્યો છાબમાં, સમર્યા શ્રી ગોપાળ. ૧૧

કડવું (રાગ સામગ્રી)

ઉધ્રકી ઉડીયો વેગે વૈકુંઠપતિ,
ગરુડ કયાં ગરુડ કયાં વદ્યા વાણી;
ચાલ ચતુરા ચતુર્ભુજ ભણે ભામની,
નિધ નંદીકે માહારી ગત ન જાણી. ઉધ્રકી૦ ૧
જન ઘણા ઠગ ફરે, ગયા વના નવ સરે,
રિદ્ધ સિદ્ધ આગળ કરીને જાઓ;
નરસૈંયો નાગરો ભક્ત માહારો ખરો,
છાબ તાહાં જે ભરો શીઘ્ર થાઓ. ઉધ્રકી૦ ૨
સાવટુ સૂત્ર પટકુલ સોવરણ કશી,
રંગ નાના તણી રેલ વાહો;
આપશો નાગરો હાથ મસ્તક ધરો,
હેત આણી તેહને હાથે સાહો. ઉધ્રકી૦ ૩

દેશ પરદેશની ભાત જે જે ભલી,
　　　　એકથી એક જે અધિકાં જાણો;
સ્વપ્ને જે નવ મળે, નામ કો નવ કળે,
　　　　અંગ આળસ તજી તેહ આણો. ઉમ્રકી૦ ૪
હેમ હથસાંકળાં, નગ નિરમલ ભલાં,
　　　　સરસ શણગાર જે સૃષ્ટે સારો;
રીત ને ભાત રોકડ રખે વિસરો,
　　　　દીન થઈ કરગરે દાસ માહારો. ઉમ્રકી૦ ૫
છાબ મંડપ ધરી, મેહેતો મુખ કહે હરિ,
　　　　કુંઅરી કમળા જઈ રાજ્ય રોતી;
ભક્તનો ભાવ પૂરણ કરય ભામની,
　　　　સંરસ સીમંતની રીત સોહોતી. ઉમ્રકી૦ ૬
એક માગે તો અગીઆર ગણું આપીએ,
　　　　આપણા ઘર તણી રીત રામા;
એહેવું કહી શીઘ્ર આવી ઉભા રહ્યા,
　　　　વિશ્વ ઠગ કરે જુએ રે કામા. ઉમ્રકી૦ ૭
અમર અજ ઇંદ્ર જે સ્વપ્ને દેખે નહીં,
　　　　માગ્ય મુખ બોલતા વેગે વાણી;
નરસૈંયોનાથ લક્ષ્મી સહીત આવીયો,
　　　　તેણે અણગણી ગાઠડી અનંત આણી. ઉમ્રકી૦ ૮

## विनयविजय

(સં. ૧૬૬૬–૧૭૨૮)

[ યશોવિજયજીના સમકાલીન વિનયવિજયજીની માતાનું નામ રાજશ્રી-રાજબાઈ અને પિતાનું નામ તેજપાળ હતું. તે જ્ઞાતિએ વણિક હતા. તેઓ મુનિ કીર્તિવિજયના શિષ્ય બન્યા હતા. તેમણે મેઘાદિ મહાકાવ્યોનો

અભ્યાસ કર્યો હતો તેમની કૃતિઓમા 'શ્રીપાળરાસ' બહુ જાણીતો છે. આ રાસ જૈનસમુદાયમા ઘેરઘેર ગવાય છે આ રાસ અપૂર્ણ રહી જવાથી તે તેમના મરણ પછી યશોવિજયજીએ પૂરો કરેલો તેઓ સુરત પાસેના રાંદેર ગામમા રહેતા એમ જણાય છે

વિનયવિજયરચિત નેમિનાથજીનાં બે સ્તવનો અહી રજૂ કરેલા છે. નેમ અને રાજુમતીના કથાપ્રસગને કારણે તે વિશેષ રસપ્રદ બન્યા છે ]

## રાજુલમતીનો ઉપાલંભ

(સ્તવન)

રહો રે રહો રથ ફેરવો રે, આવો આવો આણે આવાસ રે,
જો રે હતુ ઈમ જાયવુ રે, કાંઈ તો કરાવી એવડી આશ રે ? રહો૦

પીરસીને ભોજનથાળ ન તાણીયે રે, સીચીને ન ખણીયે મૂળ રે,
ખધે ચઢાવી ભૂઈ ન નાખીયે રે, ધોઈને ન ભરીએ ધૂળ રે રહો૦

ચિકટ વિણુ તળવુ કિશું રે, આદિ વિના કિશો છેહ રે?
પરણ્યા વિના વૈધવ્ય કિશ્યુ રે, રોષ કિશો વિણુ નેહ રે ? રહો૦ ૩

પાણી વિણુ પરવાલડી રે, કહો કિણુ પરે વિધાય રે ?
ભીજ્યા વિણ કહો લૂગડા રે, તાપે કેમ દેવાય રે ? રહો૦ ૪

આછિ વિના લાછા નહિ રે, જુઓને વિચારી આપ રે,
પ્રેમસુધા વિણુ ચાખવે રે, શો કરો એવડો સતાપ રે ?' રહો૦ ૫

દીઠે ભૂખ ન ભાજિયે રે, લૂખા ન હોયે લાડ રે,
આવી ગયે ન પળે પ્રીતડી રે, સીચ્યા વિણુ જિમ ઝાડ રે. રહો૦ ૬

એહવે રાજુલડે બોલ રે, જસ ન ચઢ્યુ મન રેખ રે,
વિનય ભણે પ્રભુ નેમજી રે, નારીને ધે નિજ વેષ રે રહો૦ ૭

## સામળિયા નેમજી

(સ્તવન)

સામળીયા નેમજી, પાતળીયા નેમજી, સોભાગી નેમજી,

નેમ હીયે' રે વિમાસો, કાંઈ પડે રે [1]વરાંસો;
જબ કે શું નાસો, મુજ પડે રે તરાસો. સા૦ પા૦ સો૦ ર૦ ૧

નેમ હું તોરી દાસી, જુઓ વાત વિમાસી;
ઈમ જાતાં હો નાસી, જગે થાશે હો હાંસી. સામ૦ ૨

એક વાર પધારો, વીનતી અવધારો;
મુજ માન[2] વધારો, પછે વહેલા સિધારો. સામ૦ ૩

શિવનારી ધુતારી, સાધારણ નારી;
મુજ કીધી શું કારી, નેમિ લીધો ઉદારી. સામ૦ ૪

કહેતી ઈમ વાણી, રાજુલ ઊજાણી;[3]
ભેટ્યો નેમ નાણી, પહોતા નિરવાણી. સામ૦ ૫

કીર્ત્તિવિજય ઉવઝાયા, લહી તાસ પસાયા;
નેમજી ગુણ ગાયા, વિનયે સુખ પાયા. સામ૦ ૬

## યશોવિજય

(સં. ૧૭૦૦-૧૭૪૩)

[ જૈનસમાજ યશોવિજયજીને વિદ્વતામાં બીજા હેમચંદ્ર તુલ્ય માને છે. સાધુ કાન્તિવિજયજીએ "સુજશવેલી" નામથી તેમનું જીવનચરિત્ર રચેલું છે. યશોવિજયજીનું મૂળ નામ જશવંત હતું. તેમના ભાઈ પદ્મવિજયે પણ દીક્ષા લીધી હતી. એઉના ગુરુ વિજયદેવસૂરિ હતા. તેમનાં માતાનું નામ સૌભાગ્યદેવી અને પિતાનું નામ નારાયણ હતું. તેમનું વતન કન્હોડુ -કન્હોડુ (વર્તમાન કનોડા ?) હતું.

દીક્ષા લીધા પછી તેમણે કાશી જઈ અભ્યાસ કર્યો હતો અને 'ન્યાયવિશારદ' થયા હતા. તેમણે સં. ૧૭૪૩ માં ડભોઈમાં અનશન કરી દેહ છોડ્યો હતો. તેમણે 'આનંદઘનબાવીશી' રચી છે તેમજ વિનયવિજયે શરુ કરેલો શ્રીપાલરાસ' અધૂરો હતો તે પૂરો કર્યો છે. તેમનાં રચેલાં બે સુમધુર 'સ્તવન અહીં' રજૂ કરેલાં છે. ]

---

૧. પસ્તાવો ૨. માન (ઇજ્જત) ૩. દાઝી

## મહાવીર-સ્તવન

આજ જિનરાજ મુજ કાજ સિધ્યાં સવે,
તું કૃપાકુંભ જો મુજ તૂઠો,
કલ્પતરુ કામઘટ કામધેનુ મિલ્યો,
આંગણે અમિયરસ મેહ વૂઠો આજ૦

વીર તું કુંડપુર નયરભૂષણ હુઓ,
રાય સિદ્ધાર્થ ત્રિસલા તનૂજો;
સિંહ લંછન કનક-વર્ણકર સપ્ત તનુ,
તુજ સમો જગતમાં કોન દૂજો ? આજ૦

સિંહ પરે એકલો ધીર સંયમ ગ્રહી,
આયુ બોહોત્તર વરષ પૂર્ણ પાળી,
પુરી અપાપાયે નિષ્પાપ [1]શિવવધૂ વર્યો,
તિહાં થકી પર્વ પ્રગટી દીવાળી. આજ૦

*

તુજ વચનરાગ સુખસાગરે ઝીલતો,
પીલતો મોહ મિથ્યાત્વ વેલી,
આવીઓ ભાવીઓ ધર્મ-પથ હું હવે,
દીજીયે પરમપદ હોઈ બેલી. આજ૦

સિંહ નિશીદીહ જો હૃદયગિરિ મુજ રમે,
તું સુગુણલીહ અવિચલ નિરીહો;
તો કુમત રંગ માતંગના જૂથથી,
મુજ નહિ કોઈ લવલેશ બીહો આજ૦

ચરણ તુજ શરણમેં ચરણ ગુણનિધિ ગ્રહ્યા,
ભવતરણ કરણ દમ શર્મ દાખો,
હાથ જોડી કહે જશવિજય બુધ ઈશ્યું,
દેવ નિજ ભવનમાં દાસ રાખો આજ૦

## ઋષભ–સ્તવન

જગજીવન જગવાલ હો, મરૂદેવીનો નંદલાલ રે,
મુખ દીઠે સુખ ઉપજે, દરિશણ અતિહિ આણંદલાલ રે. જગ૦

આંખડી અંબુજ પાંખડી, અષ્ટમી શશી સમ ભાલ લાલ રે,
વદન તે શરદ ચંદલો, વાણી અતિહિ રસાલ લાલ રે. જગ૦

લક્ષણ અંગે વિરાજતા, અડહિય સહસ ઉદાર લાલ રે;
રેખા કર ચરણાદિકે, અભ્યંતર નહિ પાર લાલ રે. જગ૦

ઇંદ્ર ચંદ્ર રવિ ગિરિ તણા, ગુણ લેઈ ઘડિયું અંગ લાલ રે;
ભાગ્ય કિહાં થકી આવિયું, અચરિજ એહ ઉત્તંગ લાલ રે. જગ૦

ગુણ સઘલા અંગે કર્યા, દૂર કર્યા સવિ દોષ લાલ રે;
વાચક જશવિજયે થુણ્યો, દેજ્યો સુખનો પોષ લાલ રે. જગ૦

## रतनजी

(स. १७१३मा हयात)

[ નાસીક પાસેના બાગલાણ ગામમાં રહીને ગુજરાતી સાહિત્યની સેવા કરનાર રતનજીની સાહિત્યપ્રીતિ નોંધપાત્ર છે. તેના પિતાનું નામ ભાનુ હોવાનું જણાય છે ધીરાની કાફીના જેવા પદમધમા તેણે "સગાળશા આખ્યાન" લખ્યું છે તે ખૂબ જાણીતું છે. "દ્રૌપદીહરણ" અને 'વિક્રશી રાજાનું આખ્યાન' એ બે કૃતિઓ પણ તેણે રચેલી છે

'સગાળશા' અથવા 'ચેલૈયાચરિત્ર' કરુણરસની છાટથી રંગાયેલું સરળ કાવ્ય છે. તે લોકોની જીભે ચડી ગયું છે. એ જાણીતા કાવ્યમાંથી થોડીક પંક્તિઓ અહીં રજૂ કરી છે ]

## માતાપિતા ચેલૈયાનું મસ્તક ખાંડે છે

(કવિકથન)'–માતાપિતાએ મળી કરીને, છેદ્યું ચેલૈયાનું શીશ,
અણઘટતું તો એણે જ કીધું, જમાડવા જુગદીશ;
મચાવ્યો ખેલ અકારો રે, પ્રભુ મારા પારણાં કરો રે.

રે કરો રે, સાચું તમારૂં સત્ય,
ડી, એમ અવિનાશી કહે તરત,
રૂદીયામાં સદેહ નાવે રે.
ી, પેહેરો અવનવા ચીર,
ો, મનથી મૂકો નવ ધીર,
એમ કહે જૂનો જતિ રે.

ખાડે, મળી પિતાને માય,
નવ આવે, હરખે હાલરડા ગાય,
ર્ભતા કીધા રે, પીરસી આગળ દીધા રે.

સાધુ –સતવાદી તમે સાચા, અમારે અટક છે કરવું કેમ?
વાઝિયાનું ભોજન નથી જમતા, અવિનાશી કહે એમ,
મળી તને નરને નારી રે, જુઓ એ વાત વિચારી રે.

સગાળશા –સગાળશા કહે 'પ્રગટ્યા મારા પૂરવ જનમના પાપ,
ગોત્રિયા મારેલ, ગુરુ સતાપેલ, મારેલ માને બાપ,
ડુંગરે દવ લગાડ્યો રે, તેથી ગોરો ખેલ બગાડ્યો રે'

ચંગાવતી –ચંગાવતી કહે 'સ્વામી! અમારે પાસ મહિનાનું ઓપાન,
ભલે પધાર્યા ભવન અમારે, આજ તમે, ભગવાન!
મળી ગે તો તમને ધાર્યા, તમે મારા અર્થ સુધાર્યા રે'

(કવિકથન)'–ચંગાવતીએ છરી લઈને મારી પેટજ માંઈ,
અચાનક આવીને સતીની જટુનાથીએ ગ્રહી બાંય,
ભલી સતી! ભક્તિ તમારી રે, માગ મા! કહે મુરારિ રે.

ῥ

# कविशिरोमणि प्रेमानंद

(सं. १६९२–१७९० आशरे)

[ અઢારમા શતકમાં આપણા બ્રહ્મારણ્યને દિવ્ય ગાનના ઊભરા વડે શબ્દાયમાન કરી મૂકનાર કવિશિરોમણિ પ્રેમાનંદ ગુજરાતી સાહિત્યમાં એક અને અજોડ છે. "શું શાં પૈસાચાર" કહી ગુજરાતીભાષાની સૌ મશ્કરી કરતા તેવા સમયે પ્રેમાનંદ પ્રગટ થયા અને તેમણે પોતાની ઉત્તમ કવિતા વડે ગુજરાતી ભાષાને સમૃદ્ધ કરી. કહેવાય છે કે ગુજરાતી ભાષામાં બીજી ભાષાઓ જેવું ઉત્તમ સાહિત્ય ન રચાય ત્યાં સુધી પાઘડી પહેરવી નહિ, એવી દઢ પ્રતિજ્ઞા કવિ પ્રેમાનંદે લીધી હતી.

ભટ્ટ પ્રેમાનંદ વડોદરાના ચોવીસા બ્રાહ્મણ હતા. તેમનાં માતાપિતા બચપણમાં જ મરણ પામ્યાં હતાં. વડોદરાના કામનાથ મહાદેવની નજીકમાં જ એક સાધુ આવીને રહેતા હતા. ચૌદ પંદર વર્ષની વયે તે રામચરણ નામના સાધુનો પ્રેમાનંદને પરિચય થયો. પ્રેમાનંદ તેમની ભક્તિભાવથી સેવા કરવા લાગ્યા. ગુરુ રામચરણે પ્રેમાનંદને કવિત્વ–શક્તિનું પ્રદાન કર્યું અને તેમને કવિતા કરવાની પ્રેરણા આપી. સાધુ રામચરણ સાથે પ્રેમાનંદે ઉત્તર ભારતની યાત્રા પણ કરી હતી અને તે પ્રવાસમાં પ્રેમાનંદને ઘણું જ્ઞાન મળ્યું. તે વખતે સામાન્ય રીતે સારા કવિઓ હિંદીમાં જ કવિતા કરતા. પણ ગુરુ રામચરણે પ્રેમાનંદને પોતાની માતૃભાષા ગુજરાતીમાં જ કવિતા કરવા સલાહ આપી અને પ્રેમાનંદ ગુર્જરગિરાના અનન્ય ઉપાસક બની ગયા.

પ્રેમાનંદનો ધંધો માણભટ્ટ અથવા ગાગરિયા ભટ્ટનો હતો. માણભટ્ટો ચોકમા બેસી કથાકિર્તન કરતા અને જનતાને ધર્મ તથા નીતિ–નિયમોનું જ્ઞાન સરળ ભાષામાં આપતા. પણ પ્રેમાનંદ સામાન્ય માણભટ્ટ ન હતા. તેમનામાં ગુરુકૃપાએ કવિત્વ શક્તિ તથા અવલોકનની શક્તિ સારી પેઠે ખીલી હતી. તેમણે તત્કાલીન જનસમાજને રસપ્રદ નીવડે તેવાં આખ્યાનોની રચના કરવા માંડી. પોતાની પૂર્વે થઈ ગયેલા કવિઓનાં આખ્યાનો તેમણે જોયાં હતાં. છતાં પ્રેમાનંદે જે કલાચાતુર્ય અને વૈવિધ્ય પોતાના આખ્યાનોમાં આણ્યું છે તે અપૂર્વ છે.

કવિ મુખ્યત્વે વડોદરામાં રહેતા. પરંતુ નવેક વરસ માટે ઉદરનિર્વાહ કાજે તે ખાનદેશમાં આવેલા નંદરબારમાં રહેલા અને ત્યા રહી તેમણે ઘણી સરસ કવિતા રચી હતી. ભક્તરાજ નરસિંહ મહેતાના જીવનપ્રસંગો ઉપર પણ

તેમણે રસભરી કાવ્યકૃતિઓ રચી છે હૂંડી, શ્રાદ્ધ, સુદામાચરિત્ર, માન્ધાતા ખ્યાન તથા બીજી અનેક કૃતિઓ નરદરબારમાં રચાઈ હતી

ભટ્ટ પ્રેમાનંદની કવિતા સરળ હોવા છતાં તે નવે રસમાં વિહાર કરે છે ગુજરાતીપણું એમની કવિતાનું અનોખું લક્ષણ છે રસની બાબતમાં પ્રેમાનંદના પેગડામાં પગ ઘાલે તેવો બીજો કોઈ કવિ થયો નથી તાકીનું તીર મારનાર તો પ્રેમાનંદ જ તેમની દરેક કૃતિમાં એક રસ પ્રધાન હોવા છતાં તે નવે રસને મનફાવતી ગતિથી રમાડતા હોય છે પ્રેમાનંદે પોતે વિશાળ સાહિત્ય રચી આપ્યું છે અને તેમના પુત્ર, શિષ્યો વગેરેએ પણ અનેક રસપ્રદ કૃતિઓ રચી છે પ્રેમાનંદની સાહિત્યસેવા દ્વારા જ ગુજરાતી ભાષા સ્થિર રૂપ પામી છે રસ અને કલાની દૃષ્ટિએ નળાખ્યાન કવિની શ્રેષ્ઠ કૃતિ ગણાય છે પ્રેમાનંદ માત્ર પોતાના સમયના નહિ પણ સર્વકાળ માટેના ગુજરાતી ભાષાના મહાન કવિ ગણાય છે

મુખ્ય કૃતિઓ—પ્રેમાનંદની કૃતિઓની સંખ્યા ઘણી મોટી છે પણ સુદામાચરિત્ર, નળાખ્યાન, દ્રૌપદીસ્વયંવર, ચન્દ્રહાસાખ્યાન, સુભદ્રાહરણ, રણયજ્ઞ, નાગદમન, દશમસ્કંધ, અભિમન્યુ આખ્યાન, વિવેક વણજારો, ઓખાહરણ, મામેરું, હૂંડી, શ્રાદ્ધ, વામનચરિત્ર, ભ્રમરપચીસી, દ્વાદશ માસ વગેરે કૃતિઓ વધુ જાણીતી છે ]

## સુદામાચરિત્ર

[ દ્વારિકામાં આવેલા સુદામાનો શ્રીકૃષ્ણ સત્કાર કરે છે ]

કડવું (રાગ–મારુ)

એક દાસી ધાતી આવી રે તેડી નાથે પાસે બોલાવી રે,
બોલી સાહેલી શિર નામી રે, દ્વારે દ્વિજ આવ્યો કોઈ સ્વામી રે,
ન હોય નારદ અવશ્યમેવ રે, નહિ વસિષ્ઠ કે વામદેવ રે,
ન હોય દુર્વાસા કે અગસ્ત્ય રે, એ તો ઋષિ જોયા છે સમસ્ત રે
નથી વિશ્વામિત્ર કે અત્રિ રે, નથી લાવ્યો ચિઠ્ઠી કે પત્રી રે,
દુખી દરિદ્ર સૂઝે ભામે રે, એક તુંબિપાત્ર છે પાસે રે
પિંગળ જટા ભસ્મે ભરિયો રે, સુધારૂપી નારીને વરિયો રે,
ચતીએ ચોતીએ થોકાથોક રે, તેને જોવા મળ્યા છે લોક રે.

તેણે કહાવ્યું કરી પ્રણામ રે, મારું વિપ્ર સુદામો છે નામ રે;
એમ દાસી કહે કરજોડ રે, ખરો ખરો કહે રણછોડ રે.
મારો બાળસ્નેહી સુદામો રે, હું દુઃખિયાનો વિસામો રે;
ઊઠી ધાયા જાદવરાય રે, નવ મોજાં પહેર્યાં પાય રે.
પીતાંબર ભૂમિ ભરાય રે, રાણી રુકિમણી ઊંચાં સાંય રે;
અતિ આનંદે કૂદી કાય રે, હરિ દોડે ને શ્વાસ ન માય રે.
પડે આખડે બેઠા થાય રે, એક પળ તે જુગ જેવી જાય રે;
સ્રીઓને કહી ગયા ભગવાન રે, પૂજાથાળ કરો સાવધાન રે.
હું જે ભોગવું રાજ્યાસન રે, તે તો એ બ્રાહ્મણનું પુણ્ય રે;
જે કોઈ નમશે એના ચર્ણ ઝાલી રે, તે નારી મને સહુપે વા'લી રે.
તવ સ્રી સહુ પાછી ફરતી રે, સામગ્રી પૂજાની કરતી રે;
સૌ કહે માંહોમાંહી : 'બાઈરિ, કેવા હશે કૃષ્ણના ભાઈ રે?
જેને શામળિયા શું સ્નેહ રે, હશે કંદર્પ સરખો દેહ રે;
લઈ પૂજાના ઉપહાર રે, રહી ઊભી સોળ હજાર રે.
બાઈ લોચનનું સુખ લીજે રે, આજ જેહનું દર્શન કીજે રે;
ઋષિ શુકજી કહે સુણ રાય રે, શામળિયોજી મળવા જાય રે.
છબીલેજીએ છૂટી ચાલે રે, દીધી દોટ તે દીનદયાળે રે;
સુદામે દીઠા કૃષ્ણદેવ રે, છૂટ્યાં આંસુ શ્રાવણ નેવ રે.
જુએ કૌતુક ચારે વર્ણ રે, ક્યાં આ વિપ્ર ક્યાં અશરણશર્ણ રે?
જુએ દેવ વિમાને ચઢિયા રે, પ્રભુ ઋષિજીને પાય પડિયા રે.
હરિ ઉઠાડ્યા ગ્રહી હાથ રે, ઋષિને લીધા હૈડા સાથ રે;
મળ્યા જાદવ લેવા પૂઠે રે, પ્રેમનાં આલિંગન નવ છૂટે રે.
મુખ અન્યોઅન્યે જોયાં રે, હરિનાં આંસુ સુદામે લોયાં રે;
તુંબીપાત્ર ઉપાડી લીધું રે, દાસત્વ દયાળે કીધું રે.
'ઋષિ, પાવન કર્યું મુજ ગામ રે, હવે પવિત્ર કરો મુજ ધામ રે;
તેડી આવ્યા વિશ્વાધાર રે, મંદિરમાં હરખથી અપાર રે.

હસ્ત ઝાલી હરખે મુરારિ રે, જોઈ હાસ્ય કરે સૌ નારી રે,
ઘણુ વાકાબોલા સત્યભામા રે, આવા કૂડા મિત્ર સુદામા રે !
હરિ તેને ઊઠીને શું ધાયા રે ? ભલી નાનપણાની માયા રે ?
ભલી જોવા સરખી જોડી રે, હરિને ચંદન, એને ગખોડી રે
જો કોઈ બાળક બા'ર નીકળશે રે, તો તે કાકાને દેખી છળશે રે;
તવ બોલ્યા રુકિમણી રાણી રે, 'તમે બોલો છો શું એમ જાણી રે ?

વલણ

શું બોલો વિસ્મે' થઈ? હરિભક્તને ઓળખો નહી !'
બેસાડ્યા મિત્રને શય્યા ઉપર, ઢોળે વાયુ હરિ ઊભા રહી

(કડવુ) ગોઠડી.

ગોવિંદ માંડી ગોઠડી : 'કહોને મિત્ર અમારા,
સાભળવા આતુર છુ, સમાચાર તમારા. ગોવિંદ૦
શે દુખે તમે દૂબળા ? એવી ચિંતા કેહી ?
લાજ મૂકીને કહો મને, મારા બાળસનેહી ! ગોવિંદ૦
કોઈ સદ્ગુરુ તમને મળ્યો, તેણે કાન જ ફૂંકયો,
વૈરાગી ત્યાગી થયા, સંસારને શું મૂકયો ? ગોવિંદ૦
શરીર પ્રજાળ્યુ જોગથી, તપના દુખે દેહી,
છો કષ્ટથી દૂબળા, મારા પૂર્વસનેહી ? ગોવિંદ૦
કે શત્રુ કોઈ માથે થયો, ઘણા દુખનો દાતા ?
કે કાંઈ ચોરીએ ગયુ, તેણે નહી સુખશાતા ? ગોવિંદ૦
ધાતુપાત્ર કને નહી, આવ્યા તુબડુ લેઈ,
વસ્ત્ર નથી કાંઈ પહેરવા, મારા બાળસનેહી ! ગોવિંદ૦
કે સુખ નથી સંસારનુ, કાંઈ કરમને દોષે ?
ભાભી અમારા વઢકણા, તે શું લેટીકું શોષે ? ગોવિંદ૦
કે શું ઉદર ભરાતુ નથી, તેણે સૂકી દેહી ?
એ દુખમા કિયુ દુખ છે ? મારા પૂર્વસનેહી !' ગોવિંદ૦

પછી સુદામોજી બોલિયા, પ્રભુને શીશ નામી;
"તમારું અજાણ્યું કાંઈ નથી, છો અંતરજામી. ગોવિંદ૦
અમને તો દુઃખ વિજોગનું, નહીં પ્રભુજી પાસે;
આજ હરિ હુંને જો મળ્યા, પિંડ પુષ્ટ જ થાશે.' ગોવિંદ૦

## બાલપણનાં સ્મરણો

કડવું (રામગ્રી)

પછી શામળિયાજી બોલિયા : તને સાંભરે રે ?
હાજી નાનપણાની પેર, મને કેમ વીસરે રે ?
આપણે બે મહિના પાસે રહ્યા, તને સાંભરે રે ?
હાજી, સાંદીપની ઋષિને ઘેર, મને કેમ વીસરે રે ?
અન્ન–ભિક્ષા માગી લાવતા, તને સાંભરે રે ?
હાજી, જમતા ત્રણે ભ્રાત, મને કેમ વીસરે રે ?
આપણ સૂના એક સાથરે, તને સાંભરે રે ?
સુખદુઃખની કરતા વાત, મને કેમ વીસરે રે ?
પાછલી રાતના જાગતા, તને સાંભરે રે ?
હાજી, કરતા વેદની ધૂન્ય, મને કેમ વીસરે રે ?
ગુરુ આપણા ગામે ગયા, તને૦ હાજી જાચવા કોઈક સુન્ય, મને૦
કામ દીધું ગોરાણિયે, તને૦ કહ્યું લેઈ આવોને કાષ્ઠ મને૦
શરીર આપણાં કિકળ્યાં, તને૦ હાજી માથે તપ્યો અરીષ્ટ, મને૦
સ્કંધે કુહાવાડા ધર્યા, તને૦ ઘણું દૂર ગયા રણછોડ. મને૦
આપણે વાદ વધ્યા ત્રણે બાંધવા, તને૦ હાજી ફાડ્યું મોટું ખોડ મને૦
ત્રણે ભારા બાંધ્યા દોરડે, તને૦ હાજી આવ્યા બારે મેહ, મને૦
શીતળ વાયુ વાયો ઘણો૦ તને. ટાઢે થરથર ધ્રુજે દેહ. મને૦
નદિયે પૂર આવ્યું ઘણું, તને૦ ઘન વરસ્યો મૂશળધાર, મને૦
એકે દિશા સૂઝી નહીં, તને૦ થયા વીજતણા ચમકાર. મને૦
ગુરુજી ખોળવા નીસર્યા, તને૦ કહ્યું સ્ત્રીને કીધો તેં કેર; મને૦

આપણને હૂંદિયા શું ચાંપિયા, તને૦ પછે તેડીને લાવ્યા ઘેર. મને૦
ગોરાણી ગૌ દોતાં હતાં, તને૦ હતી દોણી માગ્યાની ટેવ; મને૦
મેં નિશાળેથી કર વધારિયો, તને૦ હાજી દીધી દોણી તતખેવ. મને૦
ગુરુદક્ષિણામાં માગિયું, તને૦ હાજી મૃત્યુ પામ્યો જે કુમાર. મને૦
મેં સાગરમાં ઝંપાવિયું, તને૦ તમો શોધ્યાં સપ્ત પાતાળ; મને૦
હું પંચાનન શંખ લાવિયો, તને૦ હાજી દૈત્યનો આણ્યો કાળ. મને૦
સંયમનીપુરી હું ગયો, તને૦ પછે આવી મળ્યો જમરાય; મને૦
પુત્ર ગોરાણીને આપિયો, તને૦ હાજી પછે થયા વિદાય. મને૦
આપણે તે દિનથી જૂદા પડ્યા, તને૦ હાજી ફરિને મળિયા આજ; મને૦
હું તુજ પાસે વિદ્યા ભણ્યો, તને૦ મને મોટો કર્યો મહારાજ. મને૦

(વલણ)

મહારાજ લાજ નિજ દાસની, વધારે છો શ્રીહરી;
પછિ દ્રરિદ્ર ખોવા દાસનાં, સૌમ્ય દૃષ્ટિ શ્યામે કરી.

સુદામાના તાંદુલ (રાગ વસંત)

સકળ સુંદરીઓ દેખતાં, ગોષ્ટિ ગોવિંદ કીધી;
પછે દરિદ્ર ખોવા દાસનાં, ગાંઠડી દૃષ્ટિમાં લીધી? સકળ૦ ટેક.
મનવાંછિત ફળ આજ હું પામ્યો, મિત્રજી મળવા આવ્યા;
ચતુર ભાભીએ ભેટ મોકલી, કહો સખા શું લાવ્યા? સકળ૦
અડબક હળિયોરે શ્યામળિયો, મુષ્ટિ તાંદુલ માટે;
ઇંદ્રનો વૈભવ સેજમાં આપ્યો, સ્વલ્પ સુખડી માટે. સકળ૦
ચરણ તળે ચાંપી રહ્યો સુદામો, કૃષ્ણજી કહે છે કહાડો;
એમજોગ જો ભેટ ન હોય તો, દૂરથકી દેખાડો. સકળ૦
એ દેવતાને દુર્લભ દીસે, જાચે જાદવ રાય;
જો પવિત્ર સુખડી પ્રેમે આપો, તો ભવની ભાવટ જાય. સકળ૦
ભગવાનની સ્રીઓ ભર્મમાં બૂડી, બૂઝે મળી સમસ્ત;
અમૃતફળ કે સંજીવન મણિ, હરિ હોઠે છે હસ્ત. સકળ૦

આમ હરિ જ્યારે હાથ લગાડે, ઋષિ ખસેડે આમ;
ભક્તહેત પોતે દેખાડે, સઉને સુંદરશ્યામ. સકળ૦
અવલોકવા ઊભી સઉ નારી, કર ધરી કનકનાં પાત્ર;
જદુપતિને જાચે સઉ નારી, અમને આપજો તિલ માત્ર. સકળ૦
સુદામો ચિંતામાં પડિયો, લજ્જા મરી જાશે;
ભર્મ ભાંગશે તંદુલ દેખી, કૌતિક મારું થાશે. સકળ૦
સુદામાના મનની શોચના, શ્યામળીએ સઉ જાણી;
હસતાં ખસતાં પાસે આવી, તાંદુલ લીધા તાણી. સકળ૦
હેઠળ હેમની થાળી મેલી, વસ્તુ લેવા જગદીશ;
છોડે છબીલો પાર ન આવે, ચીંથરાં દશ વીશ. સકળ૦
પટરાણીઓ જોઈ અચરજ પામી, છે પારસ કે રત્ન;
અમર ફળ કે સંજીવન મણિ, આવડું કીધું છે જતન ! સકળ૦
કણ વેરાણા ને પાત્ર ભરાણું, જોઈ રહ્યો જુવતીનો સાથ;
તાંદુલના કણ હૃદિયે ચાંપી, બોલ્યા લક્ષ્મીનાથ. સકળ૦
સુદામા ! મેં આ અવનીમાં, લીધા બહુ અવતાર;
આ તાંદુલનો સ્વાદ છે એવો, નથી આરોગ્યો એકે વાર. સકળ૦
મોટા મોટા મિત્ર મેં જોયા, ધ્રુવ અંબરીષ પ્રહ્‌લાદ;
આ તાંદુલનો એકે મિત્રે, દેખાડ્યો નથી સ્વાદ. સકળ૦
તુચ્છ ભેટ ભારે કરી માની, વિચાર્યું ભગવાન;
સાત જન્મ સુધી સુદામે, નથી કિધાં પુણ્યદાન. સકળ૦
જાચક રુપ થયા જગજીવન, પ્રીત હૃદેમાં વ્યાપી;
મુખમાં મુઠ્ઠી તાંદુલ મૂક્યા, દારિદ્રય નાંખ્યાં કાપી. સકળ૦
કર મરડીને ગાંઠડી લીધી, સાથેનાં દુઃખ મોડ્યાં;
જેમ જેમ ચીંથરાં છોડ્યાં નાથે, ભવનાં બંધન તોડ્યાં. સકળ૦
જ્યારે તાંદુલ મુખમાં મૂક્યા, ઊડી છાપરી આકાશ;
તેણે સ્થાનક સુદામાને થયા, સપ્ત ભૂમિના અવાસ. સકળ૦

ઋષિપત્ની થયાં રુક્મિણી સરખાં, શ્યામ સરીખા પુત્ર;
એ વૈભવને કવિ શું વખાણે, જેવું કૃષ્ણનું ઘરસૂત્ર. સકળ૦
બીજી મુઠી જ્યારે મુખમાં મૂકે, ત્યાં ગ્રહ્યો રુક્મિણીએ પાણ;
એમાં શું ઓછું છે સ્વામી? અમને આપો ચતુરસુજાણ સકળ૦
અષ્ટ મહાસિદ્ધિ ને નવનિધી, તે મોકલી વણ માગી;
તે સુદામો નથી જાણતા, જે ભવની ભાવઠ ભાંગી સકળ૦

(વલણ):

વાજે ભેર અખૂટ ભંડારની, ત્રુઠા શ્રીગોપાળ રે,
એમ રાત વાતમાં વહી ગઈ, થયો પ્રાત કાળ રે.

## સુદામાની વિદાય (મેવાડો)

શુકજી કહે સાંભળ રાજન, પરમ કથા પ્રૌઢી પાવન,
વળી વિચારે કમળાપતિ, મેં સુદામા સરખું આપ્યું નથી.
અકેકો કણ જે તાંદુલતણો, ઇંદ્રાસનપે મોઘો ઘણો;
દુર્બળ દાસના ભાવની ભેટ, પરમ વિધિએ ભરાયું પેટ.
હું એ સરખો થઈ વનમાં તાપું, વૈકુંઠની રિદ્ધિ એને આપું;
સોળ સહસ્ર સાથે રુક્મિણી, સેવા કરે સુદામાતણી.
દ્વારિકા આપવા ઈચ્છા કરી, વળી મુઠી શ્રીનાથે ભરી;
ત્યારે રુક્મિણીએ સહાયો હાથ,અમે અપરાધ શો કીધો નાથ?
સામું જોઈ રહ્યાં દંપતી, સોળ સહસ્રમાં પ્રીછતી નથી,
સકળ નારીને કરુણા કરી, તાંદુલ વહેંચી આપ્યા હરિ.
તેમાં મૂક્યો સ્વાદ અપાર, સૌ આગળ રાખ્યો મિત્રનો ભાર;
હાસ્ય વિનોદ કરતાં વહી શર્વરી, થયો પ્રાત સુદામે જાગ્યા હરિ.
મને વિદાય કરો જગજીવન, હરિ કહે પધારિયે સ્વામીન;
વળી કૃપા કરજો કોઈ સમે, ઠાલે હાથે નરહરિ નમે.
બોલડિયે વળગ્યા વિશ્વાધાર, સુદામે જાતાં કર્યો વિચાર;
એના વૈભવ આગળ વળિયો છેક, પણ મને ન આપી કોડી એક

ઓની ચોરી મનમાં ધરી, પણ કાંઈક ગુપ્ત મને આપશે હરિ;
માધવ માર્ગે વોળાવા ગયા, પછી સુદામોજી ઊભા રહ્યા.

વિઠ્ઠલજી હવે પાછા વળો, તવ ભેટીને રોયા શ્યામળો;
વળ્યા કૃષ્ણ ફરિ મળજો કહી, પણ કરમાં કાંઈ મૂક્યું નહીં.

ઋષિ સુદામે મૂક્યો નિઃશ્વાસ, ચાલ્યો બ્રાહ્મણ થઈને નિરાશ;
ઋષિ પામ્યો મનમાં સંતાપ, નિંદા કરવા લાગ્યો આપ.

હું માગવા આવ્યો મિત્ર કને, તેંપે મૃત્યુ શે નાવ્યું મને ?
સ્ત્રીજિત નર તે શ્વાન સમાન, રંડાયે ઉપજાવ્યું અપમાન.
પવન પ્રાશીને ભરીએ પેટ, નીચ પુરુષની કરીએ વેઠ;
કાષ્ઠ કે તૃણનો વિક્રય કરી, અથવા પર ઘેર પાણી ભરી.
અથવા વિષ પીને પોઢીએ, પણ મિત્ર કને કર નવ ઓડિયે;
અજાચક વ્રત મૂક્યું આજ, ખોઈ લાખ ટકાની લાજ.
દામોદરે મને કીધી દયા, ગૂળગા મારા તાંદુલ ગયા;
કૃપણને ધન હોયે ઘણું, એને નગર છે સોનાતણું.
બાંધી મુઠી ને મિત્રાચાર, મોટો નિર્દય નંદકુમાર;
એને આપતાં શું ઓછું થાત ? હું દુર્બળની ભાવઠ જાત.
સામા મળી મને ભેટ્યા હરિ, પાય પખાળીને પૂજા કરી;
આસન વ્યંજન ભોજન ભલું, મુજ રાંકને કોણ કરે એટલું ?
જો ગોપીનાં મન લીધાં હરી, તો કમળાનું સુખ પામ્યાં સુંદરી;
ઋષિપત્નીનાં ખાધાં અન્ન, તો સાયુજ્ય મુક્તિ પામ્યાં સ્ત્રીજન,
ચંદન કુબ્જાજીનું લીધ, સ્વરૂપ લક્ષ્મી સમાણું કીધ;
જો ભાજીપત્રનો કીધો આહાર, તો વિદુર તાર્યો સંસાર.
કૃપા કરી મને જગદાધાર, પણ મારું કર્મ કઠોર અપાર;
વિવેક જ્ઞાન સુદામે ગ્રહ્યું, ધન નાપ્યું તો સારું થયું.
ધને કરી મદ મુજને થાત, ભક્તિ પ્રભુની ભૂલી જાત;
કૃષ્ણે મુજને કરુણા કરી, દારિદ્ર દુઃખ ન લીધું હરી.

(વલણ)

રામ સાંભરે વૈરાગ્યથી, ઋષિ જ્ઞાનઘોડે ચડ્યા;
વિચાર કરતાં ગામ આવ્યું, ધામ દેખી ભૂલા પડ્યા.

## સુદામાને મળેલ વૈભવ

(રામગ્રી)

શુકજી ભાખે હરિગુણગ્રામજી, દીઠું સુંદર કંચનધામજી;
મેડી અટારી અદ્‌ભુત કામજી, ઋષિ વિચારે ભૂલ્યો ઠામજી.

ઢાળ

ઠામ ભૂલ્યો પણ ગ્રામ નિશ્ચે, ધામ કોઈ ધનવંતનાં;
એ ભુવનમાં વસતા હશે, જેણે સેવ્યાં ચરણ ભગવંતનાં.
એવું વિચારી વિપ્ર વળિયો, બધું નગર અવલોકન કરી,
ઋષિ ઈચ્છા આણી સર્વ જોતા, તે ભુવન પાછળ ફેરા ફરી.
પછી સુદામો પડ્યા સાંસામાં, વિચાર કરે વેગળા જઈ;
આ ભુવન કોણે કર્યાં હશે, પણ કુટી મારી ક્યાં ગઈ?
એ વિશ્વકર્મા રચી રચના, મનુષ્ય પામર શું કરે?
કુટુંબ મારું ક્યાં ગયું, ઋષિ વામ દક્ષિણ ફેરા ફરે.
કોઈ કીર્તિ બોલે હસ્તી ડોલે, હયશાળમાં હય હણહણે,
દાસી કનક કલશ ભરી પાણી લાવે, ઊભા અયુત સેવક આંગણે.
જોઈ સુદામે નિ:શ્વાસ મૂક્યો, કોઈ છત્રપતિનાં ઘર થયાં;
આશ્રમ ગયાનું દુ:ખ નથી, પણ બાળક મારાં ક્યાં ગયાં?
હોમશાળા રુદ્રાક્ષમાળા, મારી પત્ર કુશની સાદડી,
ગોપીચંદન સન્માર્જની ગઈ, વિપત્ય આવડી કયમ પડી?
દૈવની ગત્ય ગહન દીસે, પડ્યો પ્રાણ કર્મ આધીન,
કુટુંબ વિટંબની વેદના, હુંને દૈવે દંડ્યો દીન.
તુટી ત્રપણી ત્રપદી ને, તૂટી સરખી નાર,
સડ્યાં સરખાં છોકરાં, નવ મળ્યાં બીજી વાર.

સંકલ્પ વિકલ્પ કોટી કરતાં, ઋષિ આવાગમન હિંડોળે ચઢ્યા;
બારીએ બેસી પંથ જોતાં, નિજ કંથ સ્ત્રીની દૃષ્ટે પડ્યા.
સાહેલી એક સહસ્ર લેઈને, સતી ગઈ પતિને તેડવા;
જળઝારી ભરીને નારી જાએ, જાણે હસ્તિની કલશ દેડવા.
હંસગમિની ને હર્ષ પૂરણ, અભિલાષ મનમાં ઈચ્છિયા;
ઝાંઝર ઝમકે ઘુઘરી ઘમકે, વાજે અણુવટ વીંછિયા.
સુદામે જાણી આવી રાણી, ઈંદ્રાણી કે રુક્મિણી;
સાવિત્રી કે સરસ્વતી, કે શક્તિ શિવશંકરતણી!
સાહેલી સહુ વીંટી વળી, પદ્મિની લાગી પાય;
પૂજા કરીને પાલવ ગ્રહ્યો, તવ ઋષિજી નાઠા જાય.
થર થર ધ્રૂજે ને કાંઈ ન સૂજે, છૂટિ જટા ઉઘાડે શીશ;
હસ્ત ગ્રહેવા જાય સુંદરી, તવ ઋષિજી પાડે ચીશ.
હું તો સેજે જોઉં છું ઘર નવાં, મને નથી કપટ-વિચાર;
હું તો વૃદ્ધ ને તમો જોબન નારી, છે કઠણ લોકાચાર.
ભોગાસક્ત હું નથી આવ્યો, મને પરમેશ્વરની આણ;
જાવા ઘો મને કાં દમો છો? તમને હજો કલ્યાણ.
આંગણામાં કોઈ નર નથી, આ દીસે સ્ત્રીનું રાજ્ય;
તમને પાપણિયો પરમેશ્વર પૂછશે, હુંને કાં આણ્યો છો વાજ્ય?
ઋષિપત્ની કહે સ્વામી મારા, તમે રખે દેતા શાપ;
દારીદ્રય ગયાં નવાં ઘર થયાં, શ્રીકૃષ્ણ ચરણપ્રતાપ.

એવું કહી કર ગ્રહીને ચાલી, તું સાંભળ પરીક્ષિત ભૂપ!
સુદામો પેઠા પોળમાં, થયું કૃષ્ણ સરખું રૂપ.

(વલણ)

રૂપે બીજા કૃષ્ણજી, જરા ગઈ ને જોબન આવિયું;
એ-[illegible] લજાવિયું.

# નરસિંહ મહેતાની હૂંડી

[ નરસિંહ મહેતા પાસેથી દ્વારિકાની હૂંડી લખાવીને આવેલા તીર્થવાસીજનો દ્વારકાની બજારમાં શામળશા નામે શાહુકારને શોધે છે. પણ તે નામની પેઢીનો પત્તો પડતો નથી છેવટે શ્રીકૃષ્ણ શામળશા બનીને હૂંડી સ્વીકારવા આવે છે. ]

કડવું .(રાગ મારુ)

જેને વેદ પુરાણે વખાણીઓ રે, મારો વહાલોજી થયો છે વાણીઓ રે;
એના આગમની ગત છે ઉલટી રે, મારો નાથ થયો નાણાવટી રે. ૧

વહાલો ગોમતીજીના ઘાટમાં રે, મળ્યો તીરથવાસીને વાટમાં રે;
વેશ પુરો આણ્યો મારે વહાલે રે, નાથ ચઉટાની ચાલે ચાલે રે. ૨

છે અવળા આંટાની પાઘડી રે, વાલાજીને કેમ બાંધતાં આવડી રે!
દીસે વાણીઓ ભીને વાન રે, એક લેખણ ખોસી છે કાન રે. ૩

હસતા ખાડા પડે ગાલ રે, મોટું કપાળ જાણીએ ઢાલ રે,
અધર-ઓઠ જાણે પરવાળી રે, મોટી આંખ દીસે અણીઆળી રે. ૪

બે કાને કુંડળ ઝળકે રે, નાસિકા તે દીવાની સગ રે,
દીસે દાંત રુડા હસતા રે, હીરા તેજ કરે છે કસ્તા રે ૫

ત્રિકમજી વણિકની તોલે રે, નાથ ઉતાવળું ને બોબડું બોલે રે;
સોનાની સાંકળી ને કંઠે દોરો રે, કેડે પાટીવાળો કંદોરો રે. ૬

ઝળકે ધનરેખા હથેલીમાં રે, આંગળીએ વીંટી ને વેઢીઆ રે;
સારો એક વાગો પહેર્યો છે હરજીરે, એનો સિવનારો કોણ દરજી રે! ૭

સેલુ કેડે બાંધ્યું એવડું રે, શુભ કળાથી શીખ્યા પ્રભુ એવડું રે!
કરે હિંડતા હાથના લટકા રે, સાદી દોરીના કેડે પટકા રે. ૮

પટકે લટકે ઝુમતડાં જ્યોત રે, કેડે એમાં પીતાંબરની દોત રે
ડીખાં ડીખાં તે કૌતક ભાગીઓરે કાંઈ ગાંઠ વાળી બે ચાર કાળીએ રે. ૯

એક ઓઢી પછેડી ખ઼ધે રે, નાથ દુંદાલો ને મોટી ફાંદે રે;
વસ્ત્ર પહેર્યાં તે પાયે સોજાં રે, પાએ પહેર્યાં તે સુંદર મોજાં રે. ૧૦

કાંઇ વાગો બીરાજે કેશરી રે, બન્યા મોટા પારીખ લખેશરી રે;
મારો નાથજી નીચે ખામણે*રે,ભટ પ્રેમાનંદ જાએ તેને ભામણે રે. ૧૧

સાથે વાણોતર છે સાત રે, ઓદ્ધવ ને અક્રૂર ભ્રાત રે;
હનુમાન વિદુર ગરુડ રે, ભક્ત સુદામો દીસે દીન રે. ૧૨

પારથના હાથમાં પાન રે, આગળ જ્યેષ્ઠિકાદાર હનુમાન રે;
ચમ્મર સુદામાએ ગ્રહી રે, છે વિદુરના હાથમાં વહી રે. ૧૩

બોલી બોલે પ્રભુ તોતળી રે, ઉદ્ધવને ખાંધે કોથળી રે;
એમ આવ્યા શામળા અવિનાશી રે, તે જોઈ રહ્યા તીરથવાસી રે. ૧૪

એ તો કોઈ પારખ દીસે નવો રે, આપણો અર્થ સરસે હવો રે,
કાંઈક ભારે માણુસ ભાસે રે, ભલા વાણોતર છે પાસે રે. ૧૫

હીંડે સહુને શીશ નમાવતા રે, દીસે પૈસાદાર કોઈ પામતા રે;
એ તો કારણરુપ કઈ મળિયું રે, એને દર્શને દુ:ખડું ટળિયું રે. ૧૬

હુંડીવાળા એમ વદે વાણી રે, મળ્યું શામળે અંગે ઓ ધાણી રે;
આઘા આવીને પાછા શાણી રે, તેના મનની વારતા જાણી રે ૧૭

બોલ્યા પોતે તે શાર્ટંગપાણી રે, કાંઈક ઓછી લજ્જા આણી રે;
તીરથવાસી બોલ્યા શિર નામીરે,જુનેગઢથી આવ્યા છીએ સ્વામી રે ૧૮

અમે જુનેગઢથી આવ્યા રે, નરસૈંયાની હુંડી લાવ્યા રે;
જ્યારે સાંભળ્યું નરસૈંનું નામ રે, ત્યારે ધાઈ ભેટ્યા શ્રીશ્યામ રે. ૧૯

ભર્યાં આંસુ નેત્રાંબુજે રે, હુંડી લીધી તે ચતુરભુજે રે;
જ્યારે અક્ષર ઓળખ્યા નાથે રે, હુંડી ચાંપી તે હૈડા સાથે રે. ૨૦

હુંડી વાંચી તે વહેલી વહેલી રે, શ્રીહરીએ તે હુંડી ઉકેલી રે,
શુભ નગર દુવારામતી રે, જ્યાં વસે છે જાદવપતી રે. ૨૧

* ખામણે-કદે.

પેર કરજો દીનદયાળ રે, છો ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ રે;
સર્વે ઉપમાજોગ શ્યામ રે, નાથ નાણાવટીમાં નામ રે. ૨૨

પરમારથ કરો તતખેવ રે, શેઠ શામળશાહ વાસુદેવ રે;
છે જુનાગઢમાં વાસ રે, તે તો પ્રભુજી તમારો દાસ રે. ૨૩

લખી હૂંડી નરસૈંયો સેવક નામ રે, હૂંડી શીકારજો તમે શ્યામ રે;
એક ઘડીનો કરશો ઉધારો રે, તો જાશે કાર અમારો રે. ૨૪

છે મોટા શેઠનું ધામ રે, રાખો વાણોતરનો વિશ્રામ રે;
લખી હૂંડીમાં એંધાણી રે, નાથ આપીને પીજો પાણી રે. ૨૫

ધનના તીરથવાસી ધણી રે, વિનતિ થોડામાં છે ઘણી રે;
એવડું લખવું પડયું શાને રે, મસ્તક ધુણાવ્યું શ્રીભગવાને રે. ૨૬

અમે નરસૈંયાના કહેવાણાં રે, જ્યાં નરસૈંયો વેચે ત્યાં વેચાણાં રે;
આવું લખવું નહોતું લેશે રે, રુપૈઆ આપત હું સંદેશે રે. ૨૭

કહે જાતરાળુને અવિનાશ રે, રુપૈઆ આવ્યા મુજ પાસ રે;
તમે શોધતા ફરો તે શુંય રે? ભાઈ શામળદાસ તે હુંય રે. ૨૮

નરસૈંયો વાણોતર મુજ જાણો રે, આ નગરમાં રહું છું હું છાનો રે;
કરું વૈષ્ણવજનની સેવા રે, મુને ઓળખે છે નરસૈંયાના જેવા રે. ૨૯

મેં તો બીજી વિધિ છાંડી રે, મેહેતાને પુણ્યે કોથળી માંડી રે;
પરિવાર જીવે શામળશાહનો રે, તે તો આશરો નરસૈંયાનો રે. ૩૦

છોડી કોથળી કરુણા કરી રે, કાઢ્યા રુપૈઆ તે મુઠી ભરી રે;
જોવા મળ્યાં ચઊટાનાં લોક રે, ગણી આપ્યા રુપૈઆના થોક રે. ૩૧

સો ઉપેર આપ્યા મહારાજ રે, તે તો ખરચ ખુટણને કાજ રે;
નરસૈંયાને વિનતિ કહેજો મારી રે, કાગળ લખજો કહે દેવ મોરારી રે. ૩૨

# રાધિકાના વિરહના બાર માસ

રાગ સામેરી.

ચૈત્રે ચતુર્ભુજ નાવિયા, રાધાજી કરે વિચાર;
જે લાવે પિયુની વધામણી, આપું એકાવળ હાર.
ચંદન ચીર ન ભાવે રે, ન સોહાવે સહિયર સાથ;
દિવસ ગયા અતિ દોહલે, વેરણ આવી રાત.
ઓ પેલી ગોરજ દીસે, હીંસે ધોળી ધેન;
મોહન! મોરલી તું વિના, કોણ સુણાવે કર્ણ?
સાંજે સંજોગી સહુ મળ્યું, દીસે છે રજની-લોગ;
સહિયર કેને ન કહી શકું, દોહેલો નાથવિજોગ.
ચીર ચમેલીના ચોસરા, ચંપા કેરી માળ;
તનને રે તાપ સંતાપે, ઉર તાપે મદનની ઝાળ.
મેં નવ જાણ્યું જે મોહનજી, રેહેશે મથુરાં માંય;
ગમન કરતાં ગોપાળને, ઝાલી રાખતી બાંય.

ચોપાયા-ઉથલો.

વલવલે વિરહિણી નેહ વાધ્યો, મન્મથે મોહનો બાણ સાંધ્યો;
પિયુ વિના ઘડી એક વર્ષ થાય, જિવ જદુનાથ જોવાને જાય.

રાગ સામેરી.

વૈશાખે વન મોરિયું, ફુલી દાડીમ દ્રાક્ષ;
વાહલા વિયોગે વિરહિણી, મૂકે મુખ નિઃશ્વાસ.
મોગરો, માલતી, મોતીઓ, જોતી ઝૂમખે વન;
પોયણ પરિમળ આવેરે, ત્યમ ત્યમ દાઝે તન.
હજી પિયુ પાછો ના વળિયોરે, ટાળવા મનનો ખેદ;
ગ્રીષ્મ ઘોષ સુણી સુણી, હઈડે પડીઆ છેદ.

સરખા સરખી સાહેલડી, બેલડી વળગી બે પાસ;
તન તાપે તરુણી તણું, વસવાને શિતળ વાસ.
ફૂલડે સેજ સમારીને, નિહાળી થઈ નિરાશ;
ઢસકળે ઢાળે ઢળી પડી, ક્યાં છે મારો નાથ ?
જળ વિનાની રે માછલી, દુધે દોહલડી રે થાય;
અણુજાણ્યું ઔષધ કરે, ત્યમ ત્યમ પીડા થાય.
નીર વહે રે ખળોખળી, ઊડત અબીલ બરાસ;
વહાલાજી કેરે વિયોગે, વિંઝે સખી બે પાસ.

ચોપાયા–ઉથલો

ઉપન્યો તાપ નિઃશ્વાસ મૂકે, કામનીકંઠથી હાર સૂકે;
તરફડે રાધિકા કૃષ્ણ પાખે, ઉલટા હાર શૃંગાર નાખે.

રાગ સામેરી.

જ્યેષ્ઠ માસે જુગજીવન, જાણું પધારશે ઘેર;
પૂર્વ પુણ્ય ઘટી ગયું, કર્મે સાધ્યું વેર.
સૂકી ગયું તન હેલી રે, બેલી ઉતરતી બે બાંહ્ય;
અધર તબોળ રસ લોહતી, જોતી અંગુઠી માંહ્ય.
ચંપક બારે ચંપાતી, રાતી ઉજાગરે આંખ;
ભૂષણ દૂષણ સખિ લાગે રે, પાયે પડું સુખી રાખ.
કંચુકી ભીની કટાવની, આંસુડા કેરી ધાર;
કુચ શું કરે રે વધામણી, કામિની કરે પોકાર.
જોબન જળનિધિ ઉપન્યો, કામની કામતુરંગ,×
કૃષ્ણ પાખે ક્ષણું કળ નહિ, ના ભાવે રાગ ને રંગ.
વેરણ કોયલ કાળી રે, બેઠી આંબલા ડાળ,
પિયુ પાખે કોણ બાધશે, પ્રેમસરોવર પાળ ?

× પાઠાંતર '(કામના કેર તુરંગ)

ઊંચે ચડું રે ઊંચેરડી, જોઉં મારા વહાલાની વાટ;
હજીએ સંદેશો ના કહાવીઓ, :એ શે ન ફાટ ?

ચોપાયા–ઉથલો.

ઘડી એક પલકશું પલક લાગી, સ્વામીના સ્વરથી તુર્ત જાગી;
[1]શોધતી સેજ શ્રીનાથઆશે, બાંધીઉ તન મન પ્રેમપાશે.

રાગ સામેરી.

બેની ! હજી હરિ નાવિયા, આવ્યો માસ આષાડ;
શામળિયો મેહલી ગયો, પેહેલે લડાવી લાડ.
દોહલે દાહડા નિર્ગમ્યા, લાગી વિરહની ઝાલ;
મહિયર મારું વેગળું, સાસુ નણંદનું સાલ.
ઘોર ઘટા ઘન ગાજે છે, વાગે કામનાં બાણ;
મૂશળધારે વરસીને, ભરિયાં નદી નવાણ.
મોર કરે રે ટહુકડા, દાદુર બોલે બોલ;
વિજલડી ચમકયા કરે, તરુવર કરે કલ્લોલ.
પિયુ પિયુ કરીને પોકારે, પાપી બપૈયો પાસ;
મેં જાણ્યું આપે વધામણી, મોહન મળવાની આશ.
કોયલ કંઠ સુહાવે રે, બેઠી આંબાની ડાળ;
ત્યમ ત્યમ કામ કટારડી, વાગે છે હૈડામાય.
એક અંધારી ઓરડી, અતિ અંધારી રાત;
કૃષ્ણવિયોગે કામિની, રોતાં થયું પ્રભાત.

ચોપાયા–ઉથલો.

આ રતે નાથની સાથ રહીએ, વિરહની ઝાળ તે કેમ સહીએ ?
જળ ઝરે નેણે અરુણ દીસે[2], શશીમુખે શેષ તે એક ડંસે.

રાગ સામેરી.

શ્રાવણ વરસે સરવડે, ઓ વરસે, ઓ જાય;
કૃષ્ણ વિના કયમ રહીએ રે, ઘડી વરસની થાય.

૧ પાઠાંતરઃ (શોધતી સેજ આસપાસે) ૨ પાઠાંતરઃ (અધર ડસે–કરડે).

ગોર પૂજે સાહેલડી, ખેલડી યમુના તીર;
ચંપકવર્ણી ચોળી રે, પહેરણ નવરંગ ચીર.
ઊંચી સરોવર પાળે રે, ડાળે હિંડોળાની જોડ;
હીંચતી પીઉને હીંચોલતી,જીતતી નિત્ય નવી હોડ[3].
કુંકુમ કાજળ સાર્યાં, સેંથે સમાર્યાં સિંદૂર;
નાથ સાથે નિત્યે રમતી, યૌવન કેરે પૂર.
જે દીઠે સુખ ઉપજે, તે દીઠે દુઃખ થાય;
પાપી પ્રાણ ન નીસરે, પેસી રહ્યો તનમાંય.
ચંદ્ર વિના જ્યમ જામની, સૂરજ વિના જ્યમ દંન;
કૃષ્ણ વિના ત્યમ કામિની, દીસે દુર્બળ તંન.
જાત કુરંગની રચના, અર્ચના કેશર ઘોળ;
બેહેકે બીડી બરાસની, ભાવે ન મુખ તંબોળ.

ચોપાયા–ઉથલો.

ધસમસે રાધિકા કેશ છૂટે, ઉર થકી ચોસરો હાર ત્રૂટે;
ચીર ચોળી તજ્યાં કૃષ્ણ પાખે, પીઉ પીઉ વદનથી નારી ભાખે.

રાગ સામેરી.

ભાદરવો ભર વરસે રે, ધસે કયારડાની પાજ;
બેહેની બીહું હું એકલડી, સુઝે ન એકે કાજ.
ગાજી ગરગડીને વરસે રે, બાઝી કરીને નાદ;
રાધા કેરા નયણુંને, મેહશું લાગ્યો વાદ.
ક્ષણું રાતો, ક્ષણું કાળો રે, ક્ષણુમાં નૌતમ રંગ;
વિરહિણીને સંતાપવા, આવીઓ માસ ભુજંગ.
ઇંદ્ર ધનુષને તાણે રે, જાણી એકલડી વામ;
કયમ કરીને સખી! રહી શકું, નાથ નથી મારો ગામ.

૩ પાઠાંતર (દીસતી, દીપતી, જીતતી નિત્ય નવી નવી હોડ.)

ચતુરા ચોપટ લાવી રે, આવી રમવા કાજ;
મેં જાણ્યું રજની નિર્ગંમું, દિવસે થઈ છું વાજ.
પિંજરડે શુક સારિકા, કાં કરે કૃષ્ણ ઉચ્ચાર ?
પંખીએ પરમ સંતાપી રે, મરતીને દીધો માર.
નાથ રિસાયા રે સખી, કર્મને દીજે દોષ;
કર કંકણનો પટંતરો, દર્પણ શાને જોશ ?

ચોપાયા.

ગીષ્મે કમળની કમળ સૂકે, તરફડે મીન જ્યમ નીર સૂકે;
ચંદ્રના કિરણ પાખે જેહવી ચકોરી, કૃષ્ણ પાખે તપી તેહેવી કિશોરી.

રાગ સામેરી.

આસો માસ અવધ થઈ, હજી એ ન વળીઆ નાથ;
મનમાં વિમાસણ ઉપની, ઘસવા લાગી હાથ.
ઘર ઘર દીપ દિવાલડી, તોરણ લલકે બાર,
ભામની ભૂષણ ભાવતાં, સજ્યા સોળ શણગાર.
કેસર ઘોળી ચોળી, ચંબેલી ચોરસ હાર;
ચતુરા ચાલે ચમકતી, ઝાંઝરનો ઝમકાર.
ઉરવર અતિ અણિયાળાં, કાળા લાંબા કેશ;
ફૂલ્યો મન્મથ મોગરો, વાહલાને ભેટ કરેશ[1].
જોબન આંબો મોરિયો, પ્રીત-સરોવર પાળ;
કૃષ્ણ વિના સૌ સૂનું રે, કોણ છે રખવાળ ?
નવ રે દિવસ નવરાત્રના, ગોરી ગરબા ગાય;
કૃષ્ણ વિનાની કામિની, પળ પળ તન અવટાય.
જોબન જાતું ન જાણ્યું રે, મન્મથ દમે વિશેષ;
લેખ વિધાતાના નવ ટળે, નિલવટ કેરી રેખ.

૧. પાઠાંતર : (વાહલાને કર સોંપેશ).

ચોપાયા–ઉથલો.

માસ ચારે રહ્યા મેહ વરસી, રાધિકા ચોતકી કૃષ્ણ તરસી;
ગદ્દગદ કંઠે નિઃશ્વાસ મૂકે, ઉરથકી કંચુકી હાર તૂટે.

રાગ સામેરી.

કારતક આવ્યો હે સખી, વેલડી ફૂલી વન;
જમુનાજળું નિર્મળ થયાં, હિંસે રાધાનું મન.
મારગડા થયા મોકળા, પંથીએ કર્યાં પ્રયાણ;
કૃષ્ણવિયોગે કામિની, તનમાં તલપે પ્રાણ.
શરદ સોહામણી જામની, ઉગ્યો પૂનેમ ચંદ;
વિરહિણી–વિરહ વધારવા, દોહલાં દુઃખનો કંદ.
પીઉ પાખે સંતાપે રે, તાપે અભાગીઉં મન;
અબળા ઉપર શૂરો રે, પૂરો અધુરો અંધ.
ચાંદલિયા ! ત્યાં જાજેરે, જ્યાં હોય મારો નાથ,
વહેલો વળજે વીરલા, તેડીને તારી સાથ.
ઓાંપણ ખોઈશ તારું રે, મુજ સુખ ઉપમા દેશ;
આદર ભાવે વધામણાં, ભામણાં તારાં લેશ.
રાધાએ રજની નિર્ગમી, ઉગ્યો અરુણ ઉદ્યોત;
ઘર ઘર ઘોષ મહીતણા, બોલે સારસ મોર.

ચોપાયા–ઉથલો.

મહી મથે માનુનિ કૃષ્ણ ગાયે, મોરના સોર ચોપાસ થાયે;
પૂર્ણ પ્રગટ્યો અનુરાગે, ઉઘડ્યાં દ્વાર ને ઘંટ વાગે.

રાગ સામેરી.

માગશરે મારગ હું રહી, જોવા જુગજીવન;
મુખકમળ મળવા ઘણું, તરશે કમળ–લોચન.
ફૂટ્યો ગુલાબ રંગ રાતો રે, વાહલો વજીને જાય,
કેતકી સૌરભ સંતાપેરે, [illegible]પે [illegible] ચાંય.

ફૂલ્યા કમળ કુમુદિની, ભ્રમર કરે ગુંજાર;
શીતળ જળ જમના તણાં, હંસ રમે અપાર.

આંહાં સહિયર રમતાં અમે, જમતાં મોહનની સાથ;
રાસ રમતાં હરિ સાથે, સુંદર હાસ્ય-વિલાસ.

આ શરદનિશા સાંભરે રે, વિઠ્ઠલ કાં કરો વાર?
મદન તણાં દંડ દોહલાં, કયમ સહેશે વ્રજની નાર?

સુખ સ્વપ્નાંતર વહી ગયું, દુઃખનો નાવ્યો પાર;
કામસરોવરે બૂડતાં, કૃષ્ણજી કરજો સાર.

મનમાં ઘૂંચણ ઉપની, ત્રિકમ તારી દાસ;
કંઠ સૂકે ન બોલી શકું, મુખ મૂકું નિઃશ્વાસ.

ચોપાયા—ઉથલો.

હરિ વિના ઘડી ઘડી વર્ષ થાય, ચાંદની દેખીને પ્રાણ જાય;
શીટ થઈને ધૈર્ય કેમ રાખું? કૃષ્ણનું અધર કેઈ પેર ચાખું?

રાગ સામેરી.

પોસ માસે રે હીમે કર્યો, શીતળ કેરો સ્નેહ!
હાલ્યો હિમાચલ મારવા, બાળવા વિરહિણી-દેહ.

નવાં નવાં દુઃખ નિત્યે કર્યાં, નિરગમ્યા નવ માસ;
દશમે દેવ દામોદર જાણ્યું, પૂરશે મારી આશ.

ચીર પટોળીને ચૂંદડી, કુંકુમ કાજળ દાપ;
કૃષ્ણ વિના ના સોહાવેરે; તનથી ઉપન્યો તાપ.

ભુવન ભયંકર લાગેરે, દીઠો દીપક ન શોભાય;
ફૂલી ફાટેરે આંખડી, સેજડીએ ન સોહાય.

હૈડાશું હૈડું હેલું રે, જાણ્યું ભીડીશ બાથ;
મનના મનોરથ વહી ગયા, મળવાને વૈકુંઠનાથ.

સેજ શિયાળાની સૂની રે, નાથ વિનાની રે નાર;
મંદ અભાગ્યણી એકલી, ધિક્ક તેહનો અવતાર.
એક ઘડી અરધી ઘડી, પળ પળ પીઉની વાટ,
ઓ આવ્યા, ઓ આવશે, મેં માંડ્યા ચંદન પાટ.

ચોપાયા–ઉથલો.

જાણું જંજીરના બંધ ત્રુટ્યા, મન્મથ માન માતંગ છૂટ્યા,
તરુણીના તન થકી તાપ ટાળે, હરિ વિના અંકુશ કોણ વાળે?

રાગ સામેરી.

આઘે મનોરથ આંબલો, મોરિયો મારે મન;
શરદકમળદળ લોચન, મળવાને જુગજીવન
દિવસ દોહલા દીસેરે, દીને હૈયાનું હેત,
ઓછું થાશે પાધરા, મળશે સહી સંકેત
દોહલા દિન ઘડી ગયા, વેરણ વાધી રાત;
આંજણ નયણ શીતળ ઘણું, શમણે શમ્યો પરિતાપ.
જાણ્યું ગોવિંદ ઘેર આવ્યા રે, ઝાલી માહરી બાંય;
લાજીને નયણે નિહાળતી, હરખી હૈડા માંય
ઘણા દિવસની વિજોગણી, વાહલાને ભેટી ત્યમ;
કૃષ્ણજી–કલ્પતરુવર વિંટી, રાધાજી વેલડી જ્યમ.
સેજડીએ રહી શામળો, સાંભળ્યે ભોગવિલાસ,
જાગીને જોવા લાગીરે, સુખન દેવાની આશ.
'ક્યાં હરિ ક્યાં હરિ?' કરતીરે, ફરતી હું મંદિર માંય,
આંહાં સુને મોહન ગળશે રે, એહેની પોતાની બાંય.

ચોપાયા–ઉથલો.

સ્વપ્નાના સુખથકી શોક વાધ્યો, ઉલટ્યો ઉદધિ રહે કેમ બાંધ્યો?
તરુણીના તનથકી તાપ છૂટે, કૃષ્ણ પાખે સખી કાળ ખૂટે.

રાગ સામેરી.

ફાલ્ગુણ માસ ફૂલી રહ્યો, કેસૂડાં રાતાં ચોળ;
સૈયરડી રંગ રાતી રે, રાતો મુખ તંબોળ.
રાતી ગુલાબ રંગ રોળી રે, રાતી માતી બે આંખ;
પીઉ ભરે પીચકારડી, રાતી કેસર છાંટ.
હોળી રમે સાહેલડી, વાજે ઝાંઝ પખાજ;
તાલ દેતી સર્વ તારુણી, ગાયન ઉત્તમ રાગ[1].
આજ મંગળ મન મારું રે, ફરકે ડાબું અંગ;
પ્રાણજીવન ઘર પધારશે, "આળસુને ઘર ગંગ."
લાવની ભૂષણ ભાવતાં, કામિની કેશ સમાર;
મૃગમદશું રસું સુંદરી, ચોસરો ચાંપાનો હાર.
કુંકુંમ કાજળ સારિયાં, સમાર્યાં નયણનાં બાણ;[2]
ભ્રકૂટી કમાન કસી કરી, તાણી કર્ણ પ્રમાણ.
હીંસ્યા હય હરિરથ તણા, મોતીડે વરસે મેહ;
દુંદુભિ વાજે દેવનાં, પ્રગટ્યો પૂરવનો સ્નેહ.

ચોપાયા–ઉથલો.

રથ ચઢી ગોવિંદ ઘેર પધાર્યા, રાધિકાતન તણા તાપ ટાળ્યા;
ભટ્ટ પ્રેમાનંદ દિન દિન ગાય, તેહને શ્રીહરિ સાહ્ય થાય.

1. પાઠાંતર : (સર્વ સહિ ટોળે મળી, ગાયે નવા નવા ફાગ)
2. [illegible] હનાં બાણ)

# રણુજંગની તૈયારી

(છંદ ભુજંગીની ચાલ)

[ મંદોદરીને રાવણનો બોધયુક્ત ઊત્તર ]

મહારાજ લંકાતણો એમ ભાખે:
"નથી મર્ણ થાતું લખ્યા લેખ પાખે.
તારે મંન હું સુંદરી ! નાથ ઘેલો;
કીધો જ્ઞાનવિચાર મેં સર્વ પેહેલો ૧

પરબ્રહ્મ એ રામ આનંદકારી,
મને મારવા માનુષી દેહ ધારી.
જાણી જોઈને જાનકી હર્ણ કીધું,
ઘેલી નાર ! મેં મર્ણ માગીને લીધું. ૨

એને પામવા કોઈ અષ્ટ જોગ સાધે,
ખટ દર્શનોમાંહી ખોળ્યો ન લાધે.
તપ તીર્થ વ્રત નેમ જપ જાગ દાને,
ન આવે સપનામાં વૈરાગ્ય ધ્યાને. ૩

ન પામે એનો પાર દાનવ દેવે,
એને પામવા શિવ સમશાન સેવે.
ધર્યું માનવી રૂપ તે મુજ માટે,
આવી ઊતર્યા રામ સમુદ્રઘાટે. ૪

ધન્ય તાત માહારો ! ધન્ય માત માહારી !
મુજ કારણે અવતર્યા શ્રી મુરારિ.
ઘણું ખાધું પીધું, ઘણા ભોગ કીધા;
ઘણા રાવરાણા જીતી દંડ લીધા ૫

હવે નાર મંદોદરી ! વાત પૂછું:
મારા ભોગવિલાસમાં શું છે ઓછું ?

હવે સૂણિના સુખથી મંન ભાગ્યું,
રઘુનાથને હાથ હું મર્ણ માગું!" ૬

સુણી કંથના મુખની જ્ઞાનવાણી
ઘણું રીઝ પામી, નમી પાય રાણી.

[ રાવણ રથે ચઢ છે, ]

કવચ પહેરી મહારાજે દેસ ટોપ ધરિયા,
બાંધી ખડ્ગ ભાથે બહુ બાણ ભરિયાં. ૭

ધરી ધનુષ ને શૂલ ત્રિશૂલ ભારે,
છત્રીસે હથિયાર મહારાજ ધારે.
ઝગે કુંડલ લોલ શું અર્ક ઇન્દુ!
કરે કુમકુમે નાર લેલાટ બિન્દુ. ૮

થાય ધૂપ ને દીપ ત્યાં અગરુ દાઝે.
કપૂરે કરે આરતી ઘંટ બાજે.
ચર્ચે ચંદને કેસરી પુષ્પમાળા,
ગાયે ગીત મંગળ સૌભાગ્યબાળા. ૯

સત્તર લાખ પુત્રી પિતા પાસ આવે,
લેઈ ઓવારણાં મોતી પુષ્પે વધાવે.
આશીશ દે છે બહુ વૃદ્ધ મહિલાઃ
"જીતી રામને આવજો, રાય! વેહેલા." ૧૦

માર્યા મહિષ અજા, ઘણા ભોગ દીધા,
રુધિરચાંદલા કંઈક કપાળ કીધા.

[ ઈંદ્રજિતનું યુદ્ધમાં પ્રયાણ ]

મંદોદરીમાતને પાયે લાગી,
ચડ્યો રથ ઇંદ્રજિત આશીષ માગી. ૧૧

નખશિખ કુંઅર જોઈને મોહી માતા,
[illegible] માત: "ધન તં વિધાતા!

કોણુ જત્નથી આવડાં રત્ન ઘડિયાં?
હું રાંકડી માતને પેટ પડિયા! ૧૨

શ્રીરામ સાહામો તે સંગ્રામ લેવો,
ન જાણું સમાચાર હવે આવે કેવો!
[ કહે પુત્રને માવડી શીખ છાની ]
રખે બાપ માહરા! કરો પાછી પહાની! ૧૩

રઘુનાથ સાથે રૂડું જુદ્ધ કરવું,
ધરી દેહ તેને એક જ વાર મરવું!"
પ્રસૂતાતણી શીખ માથે ચઢાવી,
અતિકાય બેઠો રથે નિજ આવી. ૧૪

વાયુવેગી તોખાર તો ચાર જોડયા,
કરે ઊડવા મન આકાશ ઘોડા!
દેખી છાય પોતાતણી ચાલ ચમકે,
ગળે હેમસાકળ ઘૂઘરમાળ ઘમકે. ૧૫

જુધે જાય અતિકાય, માતંગ ચાહાવે
જાણે અભ્રઆકાશમા ચંદ્ર ચાલે!
કીધા હોમ નિકુંભના ચર્ણ સેવી,
થયા તૃપ્ત પૂજ્ત થકી માત દેવી ૧૬

રથ આપિયો એક અખિલ માતે,
અગ્નિકુંડથી નીકળ્યો અશ્વ સાથે.
હથિયાર બાંધી, તેણે રથ ચઢિયો,
ઇંદ્રજિત જોદ્ધો દેવીપાય પડિયો. ૧૭

ઉન્માદ મેઘનાદને મન વ્યાપ્યો,
પામ્યો રથ અભંગ અજમાવી આપ્યો.
નવ નીર બોળે, નવ હિમ ગાળે,
ન છેદાય શસ્ત્રે નવ અગ્નિ બાળે ૧૮

પેસે સપ્ત પાતાળ, આકાશ ઊડે,
ઇંદ્રજિત બેઠો એવે રથ રૂડે.
રાયરાવણે પાટવીપુત્ર નિરખ્યો,
દીસે શૂર સોહામણો સૂર્ય સરખો। 19
એવું વર્ણવ્યું ઈન્દ્રજિત-સ્વરૂપ,
વખાણું હવે રાય કુંભકર્ણ ભૂપ.

[ કુંભકર્ણનું યુદ્ધમાં પ્રયાણ ]

અધ કોસ ઊંચો, એક કોસ ચોડો,
જોજન દોઢનો રથ છે લાંબો પહોળો. 20
મુખ આગળે કેસરી સોળ જોડ્યા,
તાણે ત્રેલિયાં ત્રણસેં ઘટ્ટ ઘોડા.
ખરજાતના સાતસેં બેહુ પાસે,
હાંકે જૂજવા સારથી હેમ-રાશે. 21
હચકાર હોંકારના નાદ ઊઠે,
રથ ઠેલવા હાથી પચાસ પૂઠે.
ગ્રહી વાંસલા વીંધણા લોહ–હાથે;
શત એક સૂતાર છે રથ સાથે. 22
ગદા ત્રણસેં પરિઘ સેં પાંચ ધરિયાં,
ભાથા પાંચસેંમાંહ બહુ બાણ ભરિયાં.
વળી ધનુષ્ય ખાંડાંની ગણના ન થાય,
છત્રીસ જાત આયુધ ભર્યાં રથમાંહ્ય. 23
બહુ અન્ન પકવાન્ન મધુમાંસ સાથે,
લાગે રાયને ભૂખ સંગ્રામ થાતે.
લોહકવચ પહેરી, ધર્યો ટોપ માથે,
ઇંદ્રચાપ જેવું ધનુષ સાહ્યું હાથે. 24
નમ્યા ભૂપને ભાઈ મહાકાળભાથી,
રથ ઉપરે બેઠો કુંભકર્ણ હાથી.

કીધી ગર્જના ક્રોધની મીટ માડી,
નાઠા વાનર પોળ લકાની છાડી ! ૨૫

રૌદ્ર રુપ તેહેનું કવિ શુ વખાણે ?
ચાલ્યો કુભકર્ણ મેરુશૃગ જાણે !
લકામાહેથી મસ્તકે ટોપ જોઈ
નાઠા વાનરા લોચને ચાલ્યા લોહી ! ૨૬

વિભીષણપ્રત્યે રઘુનાથ પૂછેઃ
"મારુ સૈન્ય નાઠુ તે કારણ શુ છે ?"
વિભીષણ બોલ્યો "કુભકર્ણ નામે
એ વીર માહારો ચડ્યો છે સગ્રામે" ૨૭

## નળાખ્યાન

[દમયતીને વનમા સૂતેલી મૂકી નળરાજા ચાલ્યો જાય છે જાગૃત થતાં જ દમયતી અફાટ રૂદન કરે છે વનમા અર્ધવસ્ત્રે રખડતી દમયતી ઉપર અનેક આફતો આવે છે દમયતીની એ કરુણ દશા આપણા હૃદયને હલાવી મૂકે છે]

કડવુ (રાગ મારુ)

[દમયતીનો વિલાપ]

અમો અબળા માણસ બીજે, નવ કીજે હાસ, હો નળરાય,
કેમ ધીરજ ધરુ હુ નારી, તમારી દાસ ? હો નળ૦
રાત અધારી તો માહરી, વલે કોણ થાશે ? હો નળ૦
તમ ચર્ણ કેરી આણ, પ્રાણ મુજ જાશે, હો નળ૦
આહા તો વાજે સાવજ પાગ, વાઘ બોલે વરુ, હો નળ૦
બોલો બોલો વાહલા છો કયમ ? સમ હુ તો મરુ, હો નળ૦
હાહાં છો જાઓ છો હાડ, રાડ થાશે ફાસુ, હો નળ૦
અગોપ રહ્યા ન આવે દયા, દેખી આખડીએ આસુ, હો નળ૦
તમારા પગલા નવ પેખુ કથ, પથ કેમ લહુ રે ? હો નળ૦
નિશા અધારી ભયાનક, સ્થાનક કેમ રહુ રે ? હો નળ૦
નૈષધદેશની રાણી, તાણી અતીશે શોષ રે, હો નળ૦
પ્રભુજી અગ અવેવ મારા, તારા જોય રે, હો નળ૦

ઘેલી સરખી ચાલે,- વહાલે વછોડી રે, હો નળ૦
માંડ્યું વનડું જોવું, રોવું મૂક્યું છોડી, હો નળ૦
વલવલતી વૈદર્ભી વાટે, ઉચાટે ભરી, હો નળ૦
કારણ સ્વામી શુંય, હુંય પરહરી ? હો નળ૦
વહાલાજી નવ દીજે છેહ, નેહ વિચારો, હો નળ૦
કર્મે વાળ્યો આડો આંક, વાંક શો મારો ? હો નળ૦

વલણ

શો અપરાધ મારો સ્વામી, દારુણ વનમાં મૂકી ગયા રે !
અલ્પ માત્રે હું તજી, અંતર ન ઉપજી દયા રે ?

કડવું (રાગ રામગ્રી)

વૈદર્ભી વનમાં વલવલે, ઘોર અંધારી રાત;
ભામિની ભય પામે ઘણું, એકલડી રે જાત. વૈદર્ભી૦ ૧

રસનાએ નામ નળતણું, સુખ જપતી રે જાય;
સુધ નથી રે શરીરની, ભાંજે કંટક પાય વૈદર્ભી૦ ૨

રોઈ રોઈ રાતી આંખડી, ભરે આંસુ નીર;
નયણે ધારા બબ્બે ઝરે, વહે છે રુધિર. વૈદર્ભી૦ ૩

હીંડતાં તે આખડે, પગમાં વાગે ઠેસ;
ચાલતી ઊભી રહે, ભરાય કાંટે કેશ. વૈદર્ભી૦ ૪

અંગે ઉઝરડા પડ્યા ઘણા, વહે શોણિતધાર;
'હો નળ ! હો નળ !' બોલતી, બીજો નહિ વિચાર. વૈદર્ભી૦ ૫

ઊંડાં કોતર ઊતરે, ચઢે ગિરિ કરાડ;
અથડે ઉઘડકે નહીં, પાડે વાઘ બરાડ. વૈદર્ભી૦ ૬

વાંકી વાટ ટીંબા ટેકરા, ભયાનક ખોહ,
રાફમાહે સાપ ફૂંફવે, ઘણું ઘૂઘવે ઘોહ વૈદર્ભી૦ ૭

શબ્દ પશુપંખીતણા, ન પડે કાંઈ સૂઝ;
વરુવણિયર બિહાવે અરણ્યમાં; ધાયે વળગવા રીંછ. વૈદર્ભી૦ ૮

શૂકર, રોઝ, શિકારડાં, ચીતરા દે ફાળ;
ફાલુનાદ હોયે ઘણા, બહુ બોલે શિયાળ. વૈદર્ભી૦ ૯
આંબા, આબલી, લીમડા, અરીઠા અપાર;
શીમળ, સમળી, સેકટા, ન સૂઝે પથ વિચાર. વૈદર્ભી૦ ૧૦
ખેર, ખાખર ને કાંચકી, કંટાળા શુમેર;
બાવળિયા બહુ બોરડી, સરગવા સમેર. વૈદર્ભી૦ ૧૧
આખડી પડતી સુંદરી, ચરણે વેલા વીંટાય;
છૂટા કેશ કામિનીતણા, ઝાંખરે ઝીંટાય. વૈદર્ભી૦ ૧૨
વૃક્ષ અથડાયે અંગશું, મૂકે કાંટામાં પાય,
શુદ્ધ નથી રે શરીરની, ભજતી નળરાય. વૈદર્ભી૦ ૧૩
દિવસ–નિશા પ્રીછે નહીં, એવું ઘાડું અરણ્ય;
દમયંતી ભૂલી ભમી, ત્યા દિવસ ત્રણ. વૈદર્ભી૦ ૧૪
અન્ન ઉદક પામી નહીં, નહિ બેસવું શયન,
ત્રણ દિવસ એમ વહી ગયા, ભમયતાં વન. વૈદર્ભી૦ ૧૫

વલણ

વનભયાનકભામિની ભમી, દિવસ ત્રણ ગયા વહી રે,
વાટ ઘાટ ને ગામ ઠામ કાંઈ, પ્રેમદા પામી નહિ રે. ૧૬

કડવું (રાગ રામગ્રી)

ભૂલી ભમે છે ભામિની, નૈષધનાથની નાર રે;
'હા નળ! હા નળ!' બોલતી, ભીમકરાજ–કુમાર રે. ભૂલી૦ ૧
ધોવાયું કાજળ આંસુએ કરી, વેદનાએ વ્યાકુળ રે,
અર્ધ ઉઘાડી દેહડી, નાથે ફાડયું છે પટકૂળ રે. ભૂલી૦ ૨
એવે દીઠો એક ચીતરો, ધાઈ દમયંતી ઊલટ રે;
પૂછે બાળ નળભૂપાળની, છે તારા જેવી કટ રે. ભૂલી૦ ૩
શાર્દૂલ દીઠો વાટમાં, વૈદર્ભી પૂછે ધરી વહાલ રે,
નૈષધનરેશ વાટે મળ્યા? તારા જેવી ચાલ રે. ભૂલી૦ ૪

સાવજ થાયે ગાભરા; ભય પામી નાસી જાય રે;
રખે વનદેવી અમને ઝાલતી, પશુઅરિ કંપાય રે. ભૂલી૦ ૫
પૂછે ઊંચા દ્રુમને, તારી ગગને ગઈ ડાળ રે;
તરુવર જો મારી વતી, કહીં દીસે ભૂપાળ રે? ભૂલી૦ ૬
પર ઉપકારી સદા તમો, વળી શીતળ તારી છાંય રે;
નૈષધનાથ કયહું દીઠડા, જોઉં છૌં વનમાંય રે. ભૂલી૦ ૭
તરું ઉત્તર આપે નહીં, તેમ તેમ રાણી રોય રે;
પુણ્યશ્લોકે જ્યારે પરહર્યાં, શત્રુ થયા સર્વ કોય રે. ભૂલી૦ ૮
અજગર પડ્યો છે વાટમાં, વિકાસી મુખમાગ રે;
દમયંતીએ જાણ્યું નહીં, તેના મુખમાં મૂક્યો પાગ રે. ભૂલી૦ ૯
ચરણ ગળ્યો જાનુ લગે, વિષ ચઢી ગયું શરીર રે;
પછી ભીમસુતા નળને કરે, મુખે પાડે રીર રે. ભૂલી૦ ૧૦
અજગર આનંદ પામિયો, ભલું જડિયું ભક્ષ રે;
વદર્ભી ઘણું વલવલે, ઊંચાં ચઢી ગયાં ચક્ષ રે. ભૂલી૦ ૧૧
કંઠે બંધાઈ કાચકી, મુખે પડિયો શોષ રે;
મરણ સમે મૂકે નહીં, હૃદે રસના પુણ્યશ્લોક રે. ભૂલી૦ ૧૨
રોતી રાણી સાંભળી, પારધી આવ્યો ધાઈ રે;
પગ દીઠા અજગરમુખમાં, તેણે શ્યામાને સાહી રે. ભૂલી૦ ૧૩
પારધીએ અજગર મારિયો, કોહાવાડાને ઘાય રે;
જત્ન કરીને મુકાવિયો, નળપત્નીનો પાય રે. ભૂલી૦ ૧૪
વૈદર્ભીને વિષ ચઢ્યું નહીં, છે વાસવનું વરદાન રે;
કરતળવાસ સુધાતણો, દેહી રહી પરમ નિધાન રે. ભૂલી૦ ૧૫

વલણ

દેહી રહી પરમ નિધાન, હળાહળ ગયું ઊતરી રે;
કહે ભટ પ્રેમાનંદ પછે, શું દુઃખ પામી સુંદરી રે? ૧૬

કડવું (રાગ મારુ)

વિષધર મારો વ્યાધે આવી, મહિલા મૃત્યુ થકી મુકાવી;
વ્યાધે અજગર લીધો હાથે, ચાલ્યો તેડી દમયંતી સાથે. ૧
પારધીએ હીડ્યો જગને જીતી, વૈદર્ભી જાય વ્હીતી વ્હીતી,
ગયો એક તળાવને તીર, પ્રક્ષાલન કીધું સર્પ શરીર ૨
દેખતાં દમયંતી પ્રત્યક્ષ, વ્યાધે અજગર કીધો ભક્ષ;
મુખનું પાસું રહેવા દીધું, બાકી શરીરનું ભોજન કીધું. ૩
દમયતી વિસ્મય હવી, આ તો વાર્તા દીઠી નવી,
જીવાતક કહે હો નારી, તમે દીઠી વિદ્યા અમારી. ૪
મનની ખટપટ સઘળી છાડો, પ્રેમકટાક્ષ મુજ પર માડો,
હું તો પારધી છૌ વ્યાધિ, પટરાણી કરું ભલે લાધી ૫
કુણ માત તાત? કુણ સ્વામી? વન નીસર્યાં વૈરાગ પામી?
એકલા આવ્યા આણી દિશે, કોણ નામ બોલો રળી રસે? ૬
કોણે વચન કહ્યું કવરધું? કા અબર અગે અરધું?
શું નળ નળ મુખે જપો? છો ડાહ્યા ઘેલામાં ખપો ૭
જદપિ દુખ તમને પડિયુ, પણ ભાગ્ય મારું ઉઘડિયું,
એમ કહીને ગયો સ્પર્શ કરવા, ત્યારે અબળા લાગી ઓસરવા ૮
ધસ્યો રાહુ ચદ્રને ચાપે, તેમ દમયતી થરથર કાપે,
'મા ભરીશ ઓરું ડગ, તુજ પર તૂટી પડશે ખડ્ગ ૯
હું તો ભીમકરાયની બાળી, અન્યા હુ નહિ ચૂકવાવાળી,
હું તો દમયંતી, નળની નારી,' પારધી કહે, 'ભાગ્યદશા મારી' ૧૦
એવું કહીને પારધી ધસિયો, અબળાને ક્રોધ મન વસિયો,
'મૂર્ખ કહ્યુ માનને મારુ, હો જમપુરના વટેમારુ ૧૧
ઉપકાર તારો હું જાણું, તે માટે હું દયા કાઈ આણું,
મા કર તુ મારી સાથે, મૂર્ખ મરણ ચઢ્યુ છે માથે ૧૨

'કેમ જાવા દઉં ભોળી ભામ, મુજ વિરહીતણો વિશ્રામ;
હુંમાં શો અવગુણ જ દેખો ? મને શા માટે ઉવેખો ? ૧૩.
મારે મંદિર સ્ત્રી છે તરણ, તે રહેશે તમારે ચરણ;
આપણ બે જીવ જીવશું જડિયાં, કોણ સુકૃતથી સાંપડિયાં. ૧૪
થનાર હશે તે દેઈશ થાવા, પણ નહિ દઉં તુંને જાવા;
સુખે પારધી વંશમાં વરતો, હું નળથી નથી કાંઈ નરતો. ૧૫
લક્ષણવંતી મુને લોભાવો, પૂરી વાસ સદન શોભાવો;
અન્ન વસ્ત્ર વિના નહિ દુભાવો, લ્યો ગૃહસ્થાશ્રમનો લાવો. ૧૬
ભક્ષ દુઃખ ન ધરશો ચિત્તે, શત પશુ વેધું છું નિત્યે';
ઊંચું જોઈ કહે: ધન્ય વિધાતા, તું મને દમયંતીનો દાતા. ૧૭
મારી કર્મદશા છે ચઢતી, વૈદર્ભી પામ્યો રડવડતી;
દેવ નહીં પામ્યા ખપ કરતાં, મને વાર ન લાગી વરતા. ૧૮
તૃણનો મેરુ ને મેરુનું તરણ, તારી લીલા અશરણશરણ !
ભોગવી ન શક્યો નૈષધસ્વામી, નળે ખોઈ નારી મેં પામી. ૧૯
શું નળ નળ ઝખના લાગી, પહોર નિશાએ ગયો ત્યાગી;
શું લોભે લ્યો નળનું નામ ? જેણે દુખિયા કીધાં આમ ? ૨૦
બોલો આધાર પ્રાણજીવન, ધાયો દેવાને આલિંગન;
ક્રોધે સતીએ સંભાર્યું સત્ય, રોઈ સમર્યા કમળાપત્ય. ૨૧
વિઠ્ઠલજી ચડજો વારે, હું તો રહી છું તમ આધારે,
છો વિપત સમેના વિશ્રામ, મધુસૂદન રાખો મામ ૨૨
આપ્યું પદ ધ્રુવને અવિચળ, ગ્રાહથી મુકાવ્યો મદગળ;
રાખ્યો પ્રહ્લાદ વસિયા થંભ, રક્ષા કરો ધરો ન વિલંબ. ૨૩
સત્ય હોય સદા નિરંતર, અસત્યથી હોઉં સ્વતંતર;
ન મૂક્યા હોય નળ મનથી, કુદૃષ્ટે ન જોયું હોય અન્યથી. ૨૪
આપત્કાળ રહી હોઉં સત્યે, નળ સમરી રહી હોઉં શુભ મત્યે;
પંચમહાભૂત સાક્ષી ભાણ, ન ચૂકી હોઉં નળનું ધ્યાન. ૨૫

-સત્ય બળે દઉ છી શાપ, ભસ્મ થજો વ્યાધિનું આપ;
વચન નીસર્યું મહિલાના મુખથી, અગ્નિ લાગ્યો પગના નખથી ૨૬

સ્તવન કીધું બેઉ કર જોડી, નમતામાં થયો ગખોડી;
પ્રેમદા પામી પરિતાપ, ઉપકારીને દીધો શાપ ૨૭

જદપિ વ્રત ન મારું ભાંગ્યું, પણ લૌકિક લાંછન લાગ્યું;
લોકને પારખીનો સંદેહ, માટે પાડું હું મારી દેહ ૨૮

પ્રાણત્યાગે નથી હું બીહીવી, શું કરું સ્વામી પાખે જીવી?
કેશનો પાગરો ગૂથી ગંઠે, લઈ ભરાવ્યો ફાસો કંઠે ૨૯

'હો વિષ્ણુ! એટલું માગતી મરું', નળની દાસી થઈ અવતરું;
મરણથી ઉગારી લેવા, ત્યાં માયા કલિએ કીધી. ૩૦

તાપસ આશ્રમ દીઠી વાડી, ગઈ દમયંતી ફાંસો કહાડી;
નગ્ન દિગંબર છે મહંત, ગઈ પાસે હરખ્યું ચંત. ૩૧

બોલે કળિજુગ નાસો ગ્રહી, અપ્રીત મચ્છ માટે થઈ,
શકે ભીમકસુતા દમયંતી, તજી નાથે હીંડે ભમયંતી. ૩૨

અલ્પ અપરાધની ભ્રાતે, કામિની તજી છે રાતે,
ભીમકસુતા આનંદી અપાર, જોગી જગદીશનો અવતાર ૩૩

ફરીફરીને પાગે નમે, નગનું પ્રશ્ન કરોજી તમે;
મુનિ કહે નગને છે ક્ષેમ, પણ ઊતર્યો તુજથી પ્રેમ. ૩૪

નળ નારી શોધે છે અન્ય, તું કરજે જે ઊપજે મન,
તવ હરખ્યો પ્રેમદાનો પ્રાણ, મારા પ્રભુને છે કલ્યાણ. ૩૫

લક્ષ નારી કરો રાજાન, પણ મારે તો નળનું ધ્યાન,
ઠરી ઠામ તો જાણી નળ, નારીએ લીધાં જળ ને ફળ. ૩૬

પામી વિરામ કીધું શયન, નિદ્રાવશ થઈ બીજન;
સ્વપ્નાંતર દીઠા નળરાય, જાગી તો દુઃખ બમણું થાય ૩૭

વલણ

નળની સ્ત્રી નિદ્રાવશ થઈ, સ્વપ્ન વિષે પુણ્યશ્લોક રે;
ચાર ઘડીએ જાગી ચતુરા તો, આશ્રમવાડી ફોક રે। ૩૮

કડવું (રાગ મલાર)

ભીમકસુતા જાગી કરીને, ચારે દિશાએ જોય રે;
નહિ તાપસ વન બિહામણું, નળની નારી રોય રે. ૧
'હું પાપિણીને પગલે કરીને, મુનિએ મૂક્યો ઠામ રે;
મેં કોણ કૃત્ય આચર્યાં જે, વિપત પડે છે આમ રે?' ૨
હીંડે સાદ કરતી વનમાં, ત્રિભુવનનાયક નર રે;
ગગને રહ્યા હરખે ઘણું, મેં ઉવેખ્યા અમર રે. ૩
લક્ષણવંતે લોક હસાવ્યા, સ્વયંવરના સર્વ રે;
એજ રિપુને વહી જાય છે, કૌતક કેરું પર્વ રે. ૪
એવું જાણી મારા નાથજી, દાસીની લેજો સંભાળ રે;
હો વિહંગમ વેવિશાળિયા, મને મૂકી નળ ભૂપાળ રે. ૫
હો વજ્રવતી મારી માવડી, મારું ઢાંક ઉઘાડું ગાત્ર રે;
હો ભીમક મારા તાતજી, શોધી મનાવો જામાત્ર રે. ૬
હો નૈષધદેશના રાજીયા, અણચિંત્યું દો દર્શન રે;
ભૂપરૂપને જાઉં ભામણે, હો સલૂણા સ્વામિન રે. ૭
વૈદર્ભી નાથવિજોગણી, વિરહે વ્યાકુળ શરીર રે;
ચતુરાને વનમાં ચાલતાં, આવ્યું સરિતાતીર રે. ૮
આનંદી અબળા અતિ ઘણું, ઊતરતા દીઠા લોક રે;
ધાઈને પૂછે પ્રેમદા: 'ભાઈ, દીઠા કહીં પુણ્યશ્લોક રે?' ૯

વલણ

'પુણ્યશ્લોક છે એ સાથમાં?' પૂછે નળની નારી રે;
નદી ઉતરતાં આશ્ચર્ય પામ્યા, પરદેશી વેપારી રે. ૧૦

કડવું (રાગ મારુ)

શ્વાસ ભરી પૂછે સતી, વેપારી રે;
કહેલું દીઠા છે નૈષધપતિ? વેપારી રે.

પ્રભુ ગયા છે પરહરી, વેપારી રે;
છે તમ માંહે વાત કહો ખરી, વેપારી રે.

કોઈ દેખાડો નળનાથને, વેપારી રે;
રૂડું હજો સઘળા સાથને, વેપારી રે

સાચું બોલો જળતીર છો, વેપારી રે;
તમે વિપત સમેમા વીર છો, વેપારી રે.

રૂપે બ્રહ્માએ વાળા હશ રે, વેપારી રે;
મારો સ્વામી ઓળખીએ સહ રે, વેપારી રે.

છે અદ્ભુત ગોરું ગાત્ર રે, વેપારી રે;
દીઠે અડસઠ વળે જાત્ર રે, વેપારી રે.

ગોરું મુખ મૂછ વાંકડી, વેપારી રે;
મોટી મોટી છે આંખડી, વેપારી રે.

ચાલ જેની છે લટકતી, વેપારી રે;
કાંતિ મણિ જેવી ચળકતી, વેપારી રે.

કંઠે મોતીનું લહેરિયું, વેપારી રે;
અરધું પટકૂળ પહેરિયું, વેપારી રે.

મુગટે માણેક ચળકતાં, વેપારી રે;
કરણે કુંડળ લળકતાં, વેપારી રે.

અધર આંબાની કાતળી, વેપારી રે;
વિશાળ હૃદે કટિ પાતળી, વેપારી રે.

બોલ સાકરપેં મીઠડા, વેપારી રે;
એવા નૈષધનાથ દીઠડા? વેપારી રે.

વણજારા એમ ઓચરે, સુણ શ્યામા રે!
નિર્લજ વનમાં શું ફરે? સુણ શ્યામા રે.
કો કહે કૃત્યા વન વસી, સુણ શ્યામા રે;
કો કહે દીસે રાક્ષસી, સુણ શ્યામા રે.
કો કહે હું નૈષધપતિ, હો ઘેલી રે;
આવ આલિંગન દીજે સતી, હો ઘેલી રે.
વાંકી દ્રષ્ટે જોયે ઘણા, હો ઘેલી રે;
દુઃખ પામ્યામાં નહીં મણા, હો ઘેલી રે.
રોતી નાવ બેઠી સુંદરી, સુણ રાય રે;
લોકમાંહે મળી ઊતરી, ધર્મરાય રે.
વેપારી ત્યાં વાસો રહ્યા, સુણ રાય રે;
બે પહોર નિશાના ગયા, ધર્મરાય રે.
નયણે આંસુડાં ગળે, સુણ રાય રે;
દમયંતી બેઠી ઝાડ તળે, ધર્મરાય રે.
ગજજૂથ જળ પીવા આવિયું, સુણ રાય રે;
સિંહ થઈ કલિએ બિહાવિયું, ધર્મરાય રે.
ભડકી ગૈગલ - મંડળી, સુણ રાય રે;
વેપારી માર્યા મગદળી, ધર્મરાય રે.
જે સતીને કુત્સિત વાક્ય બોલિયા, સુણ રાય રે;
તે પાપી ગજે રગદોળિયા, ધર્મરાય રે.
અધિષ્ઠાતા વેપારી તણો, સુણ રાય રે;
તેહશો જીવતો સાથ આપણો, ધર્મરાય રે.
ભાઈઓ કુતૂહલ મોટું હવું, સુણ રાય રે;
મુંને ઘટે છે વન બીજે જવું, ધર્મરાય રે.
એવે કળિજુગ પાપી આવિયો, સુણ રાય રે;
વેષ તે જોશીનો લાવિયો, ધર્મરાય રે.

તિથિપત્ર વાચીને એમ કહે, સુણુ રાય રે;
ચેતો વેપારી કો જીવતો ન રહે, ધર્મરાય રે

વલણ

નહી રહે કો જીવતા, ઉત્પાત દારુણ હોય રે,
આ કૃત્યા આવી કાલની, તેણીએ ખાધા સર્વ કોય રે

કડવું (રાગ મેવાડો)

દેખાડી દીધી હો, કલિએ સુદરી,
ધાયા વેપારી હો, લાવ્યા બધન કરી.
સર્વે ઠરાવી હો, અબળા શાકિણી,
નળને સમરે હો, મધુરભાષિણી.
બોલ્યો અધિકારી હો, 'મારો સર્વે મળી,'
પડ્યા ત્રૂટી હો, અબળાને નાખી દળી.
ગડદા ને પાટુ હો, પહાણા ને લાકડી,
એણી પેરે મારી હો, બાળા બે ઘડી
રહ્યુ ભોલાતું હો, કઠે કાટા પડે,
બધન ત્રૂટયુ હો, નાસતી આખડે.
'હુ વધૂને દેખી હો, પૂર્વજ લાજિયા,
મુનિ રાખો હો, નૈષધરાજિયા!'
ત્રાસે નાસે હો, પાછુ ફરી જુએ,
રાજમાર્ગે હો, દમયતી રુએ.
અગે ઢીમાં હો, રુધિરધારા ઝરે,
બહુ સળ ઊઠ્યા હો, અવલોકન કરે.
ઉષ્ણ જ રેણુ હો, ચરણે દાઝે રે,
કલિ પૂઠે પડિયો હો, દેવા દુખ કાજે રે.
નજર એક આવ્યુ હો, અબળા ઓહોલામી રે,
રાજ કરે છે હો, બાહુમતી માસી રે

પુરમાં પેઠી હો આપત અવસ્તા રે;
ઘેલી જાણી કો, લોક મહુ હસતા રે.

બાળક પૂઠે હો, તાળી પાડે રે;
શે હાકે કાયા હો? રેણુ ઉરાડે રે.

વૈદર્ભી વીલી હો, શેરી ચૌટે ફરે રે;
નાંખે કાંકરા હો, કર આડા ધરે રે.

છજે બેઠી છે હો, માસી ભાનુમતી રે;
મોકલી દાસી હો, તેડાવી સતી રે.

દયા તેને આવી હો, દેખીને રંકજી રે;
જાણ્યું કો કરમી રે, રૂપનો વકજી રે.

(વલણ)

સતી તેડાવી રાણીએ, જે અબળા ઊભી રહી રે;
ભાણેજે માસી ઓળખી પણ, માસીએ ભાણેજ ઓળખી નહીં રે.

કડવું (રાગ ગોડી)

દમયંતી મંદિરમાં પળે, અન્નપાન ન આવે આંખડી તળે,
ભાનુમતી જોઈ વિસ્મય હવી, કહે 'પ્રેમદા કોણે પરલવી? ૧
પ્રભુતા તારા તનમાં રમે, ભાગ્યવાન દીસે કાં વન ભમે?
છો રુદ્રાણી, બ્રહ્માણી કે વૈષ્ણવી, કોણ કારણ રૂપ ધર્યું માનવી? ૨
લૌકિક કષ્ટ વેઠો છો માત, કહો મન મૂકી જથારથ વાત;'
'બાઈ હું માનવી સર્વથા, કર્મજોગે ભોગવવી વ્યથા. ૩
નરનારીએ તીર્થજાત્રા માંડી, અંતરિયાળ પ્રભુ ગયા છાંડી,
ન જાણીએ શું દુઃખ મનમાં ધરી, નિશાએ નાથ ગયો પરહરી. ૪
કર્મકથા એ માત મારી,' માસી કહે 'સાંભળ નારી!
કહીં એક તું દીઠી છે ખરી, જાણે ભગિનીની દીકરી. ૫
પણ તેને નોહે અવસ્થા એવી, રૂપે છે તું દમયંતી જેવી;
સુખે રહે સદનમાં સતી, તું મારે જેવી ઇંદુમતી. ૬

સુબાહુ મારો સુત જેહ, બેન કહીને રાખશે તેહ;'
કહે દમયંતી રાખી મામ, 'નહિ કરું હું નીચું કામ. ૭
દહાડી એક વિપ્રને આપું અન્ન, હવિષ્યાન્ન કરું ભોજન;'
એવું સાંભળી હરખ્યાં રાણી, રાખી પ્રેમદા ઊલટ આણી. ૮
સતી નામ ધરાવી રહી, દમયંતી ઓળખાઈ નહીં;
રાતદિન કરે નળનું ધ્યાન, વિદેશી વિપ્રને આપે આમાન્ન ૯
તેડાવે ટહેલિયો વાટે જતો, જાણે નળ-સ્વામી થાય છતો;
હવિષ્યાન્ન જમે ને અવની સૂએ, દેહદમન કરી દિન ખૂએ. ૧૦
સંભારે સુખ ત્યારે તન તપે, રાત દિવસ તે નળને જપે;
એમ ઘણા દિવસ ગયા વહી, કળિને મન ચિંતા થઈ. ૧૧
નળથી મન ચળે નહીં સતી, તો કેમ વરાયે મારી વતી?
જો દ્વેષ આણે નળ સાથે, તો દમયંતી આવે મુજ હાથે. ૧૨
કાંઈ વળી વિપત્ત પાડું, એને માસી સાથે વઢાડું;
માસીની કુંવરી ઈદુમતી, એક દિવસે નહાતી હતી. ૧૩
દમયંતી પાસે તે સમે, સંગ ઇદુમતીને ગમે;
મોતીનો હાર કંઠેથી કહાડ્યો, ભીંતને ટોડલે વળગાડ્યો. ૧૪
ટોડલામાં પેઠો પાપી કળિ, મુક્તાફળની માળા ગળી;
ઇદુમતીએ માંડ્યો શણગાર, જુએ તો નવ દેખે હાર. ૧૫
અરેપરે તે ખોળ્યો ઘણું, વિચાર્યું એ કૃત્ય દાસીતણું;
પૂછ્યું તેડીને એકાંત, 'બાઈ! તુજ પર આવે છે ભ્રાંત. ૧૬
લાવ વહેલી ક્યાં મૂકી માળા?' દમયંતીને લાગી જ્વાળા;
બાઈ બેન મા ચડાવો આળ, પૃથ્વી જાશે રસાતાળ;
જોઈ બોલવું વદન વાક્ય, સ્વામીદ્રોહી પડે કુંભીપાક. ૧૭

વલણ

કુંભીપાક પડે સર્વથા, સાચું ન બોલે જેહ રે;
ઘેર રાખી રંક જાણી, હવે કાં આપો છેહ રે? ૧૮

કડવું (રાગ પરજિયો)

ઈંદુમતી કહે: 'બાઈ સાંભળ, લોકને કાં સંભળાવો?'
કહે વૈદર્ભી 'વણ ચોરીએ, શા માટે અકળાવો?' ૧
'હાથમાંહેથી હાર લઈને, ના કહે કેમ ચાલે?'
'તસ્કર કરીને તો આપે, જો વસ્તુ સાથે ઝાલે' ૨
'મિથ્યા હું કહેતી નથી, કોણ માળા લે તુજ પાખે?'
'એવી ચોરટી હું હઉં તો, રાજમાતા કેમ રાખે?' ૩
'માતા મ્હારીએ માન દીધું, સતી સરખી જાણી;'
'અસાધવી મુંને કેમ ઓળખી? શું લેતાં ગ્રહ્યો છે પાણી?' ૪
'અમે પરીક્ષા તારી કરી, જો ભરથારે પરહરી;'
'બાઈ હું મેણાં જોગ થઈ, તમારા ઘરની પેટભરી.' ૫
'ચોરી કરવી, આંખ ભરવી, એ તો ક્યાંનો ન્યાય?'
એવે રાજમાતા પધાર્યાં, રોઈ બન્ને કન્યાય. ૬
આપ આપણું દુઃખ કહે, માતાને નયણે ઢાળી આંસુ;
એક કહે: 'મારો હાર લીધો,' એક કહે: 'ચોરી કાંસુ.' ૭
ચતુરશિરોમણિ રાજમાતા, અંતરમાં વિમાસે:
માળા ગઈ તે મોટું અચરજ, સતીને કેમ કહેવાશે? ૮
'તું તો દેવી જેવી દીસે, છે નારાયણની દાસ;
'આપો હાર કલેશ નિવર્તે, જો કીધું હોય હાસ. ૯
'સરખે સરખામાં હોય કૌતુક, આપો હાર મોતીતણો;
'રાજકુંવર રિસાળ ઘણું છે, જાણે થશે કલેશ ઘણો. ૧૦
'માળા હોયે આપણા ઘરની, તો ફરી શોધ નવ કીજે;
'છે શ્વસુરપક્ષની સર્વે જાણે, તેને શો ઉત્તર દીજે?' ૧૧
હૃદે ફાટતે કહે દમયંતી: 'અપવાદ દીધો એવો;
[illegible] હાર તમારો લીધો છે સં દેવો. ૧૨

'ન ઘટે રાજમાતાજી તમને, દુઃખ દેવું વેર રાખી;
અમો ન હોઉં ચોરી કરનારાં,છીં જશનાં અભિલાખી.' ૧૩

ઈંદુમતી કહેઃ 'આપે છૂટશો, શો શોર કરવો ઠાલો ?'
માળા મારી કરમાં મૂકો, જો જશ હોયે વહાલો.' ૧૪

સેવક સખીઓ એમ કહે છેઃ 'એણીએ માળા લીધી;
મારો બાંધો તાણો પછાડો,' એમ અબળા આકળી કીધી. ૧૫

વલણ

કીધી નિશ્ચે ચોરટી, રાજમાતાએ જણાવી રીસ રે;
દમયંતી દુઃખ પામી ઘણું, પછે સમર્યા શ્રી જુગદીશરે. ૧૬

કડવું (રાગ મારુ)

હો હરિ સત્યયણા સંઘાતી, હરિ હું કહીયે નથી સમાતી;
હરિ મારે કોણ જન્મનાં કરતું ? પ્રભુ ! ચોરીયકી શું નરતું ? ૧

હરિ હું શા માટે દુઃખ પામું ? પ્રભુ જુઓ રાંકડી સામું;
હરિ તમે ગ્રાહથી ગજ મુકાવ્યો, તો હું ઉપર શે રોષ આવ્યો ? ૨

હરિ હું નથી દુઃખની ધીર, તમો છો વિપત સમેના વીર;
હરિ તમે મન અપરાધ ન લાવો, હરિ તમે અનાથબંધુ કહાવો. ૩

હરિ હું હરખ તણી હણાઈ, હરિ હું ચોરટીમાં ગણાઈ;
હરિ હું કેની ને કોણ તણી ? હરિ જુઓ હું રાંકડી ભણી. ૪

હરિ હું તારી સેવા ચૂકી, તો નળે વનમાં મૂકી;
હરિ મેં વિપ્ર ન પૂજ્યા હાથે, તેથી શું તરછોડી નાથે ? ૫

હરિ મેં શિવ ન પૂજ્યા જળે, તો શું રોતી મૂકી નળે ?
હરિ દોહલે ઉદર ભરવું, હરિ મુજને ઘટે છે મરવું. ૬

હરિ હું ભરતારે છાંડી, હવે દુઃખ કહું કેને માંડી ?
હરિ મેં કોણ પાતક કીધાં ? હરિ મેં સાધુને મેવાં દીધાં. ૭

હરિ મેં રાખ્યું હોય સત્ય, જો વહાલા હોય નળપત્ય;
મારા કોટિક છે અવગુણ, પણ તમો છો નિપુણ. ૮

અપરાધ સર્વ વિસારી, ચડો વિઠ્ઠલા વહારે મારી;
જો નહિ આવો જગદીશ, તો પ્રાણ મારો હું તજીશ. ૯
એવું કહીને આંખે ભર્યું જળ, અમો અબળાતણું શું બળ ?
એવું મનમાં ધરિયું ધ્યાન, સતીની વહારે ચડયા ભગવાન. ૧૦
અંતરજામીએ બુધ દીધી, સતીએ આંખ રાતડી કીધી;
કહે માસીને કરી ક્રોધ, 'ફરી કરો હારની શોધ. ૧૧
સાખી સૂરજ વિષ્ણુને વાય, જો મેં કીધો હોય અન્યાય;
બાઈ હાર તમારો જડજો, લેનારો ફાટી પડજો.' ૧૨
એવું કહેતામાં કળિજુગ નાઠો, ત્યારે તડાક ટોડલો ફાટ્યો;
માંહે થકો પડયો નીસરી હાર, સતીને ત્રૂઠ્યા વિશ્વાધાર. ૧૩
અંતરિક્ષથી અકસ્માત્, વરસ્યો હારતણો વરસાદ;
એકએકપેં અદકા મોતી, રાજમાતા ટગટગ જોતી. ૧૪
પછે દમયંતીને પાગે, રાજમાતા ફરીફરી લાગે,
'બાઈ તું છે મોટી સાધ, મારો ક્ષમા કરો અપરાધ;'
ઇંદુમતી થઈ ઓશિયાળી, મુખડું ન દેખાડે વાળી. ૧૫

વલણ

વાળી મુખ દેખાડે નહીં, સત સતીનું રહ્યું રે;
બૃહદશ્વ કહે યુધિષ્ઠિરને, વૈદર્ભ દેશમાં શું થયું રે. ૧૬

કડવું (રાગ દેશાખ)

બૃહદશ્વજી કહે કથા રે, સુણો ધર્મ ભૂપાળ;
સુદેવ સાંચર્યો રે, લેઈને તે બન્ને બાળ. ૧
માધવી કેશવી રે, સખી દમયંતીની જેહ;
શોભે સાહેલડી રે, જેમ પ્રાણ-વિહોણી દેહ. ૨
કુંદનપુર આવિયાં રે, ઋષિ, સખી ને સુત;
દેખીને દોહેલાં રે, ભીમકે જાણ્યું થયું અકુત. ૩

છોરું છેહ પામિયા રે, રાયે હૃદયાશું લીધાં,
માબાપે મૂકિયા રે, દીસે દામણાં બીધાં ૪
સુદેવ શોકે ભર્યો રે, દુઃખે દાધી દાસીની જોડી,
મીટે મીટ મળી રે, મોટે સ્વર રુદન મૂકયાં છોડી. ૫
જાતાં જામાત્રનું રે, જાણ્યું જોગી થઈને જાવું,
સહીજન સાભર્યું રે, માંડયું નળના ગુણનું ગાવું. ૬
પૂછે વજ્રવર્તી રે, બોલો સુતા–સાહેલી,
દીકરી કયા ગઈ રે, બે બાળકડાને મેલી? ૭
નાથ નૈષધતણો રે, ગયો માયા ઉતારી,
સુદેવે વાર્તા રે, ભૂપને કહી વિસ્તારી ૮
વિલપે વિદર્ભપતિ રે, નિશ્વાસે સાગર સૂકે,
ભીમકની ભામિની રે, ભાણેજા હૃદેથી નવ મૂકે ૯
કુટુંબ ટોળે મળી રે, ભૂમિ સ્વયંવરની નીરખે,
દમયંતીએ હા નળ વર્યોરે, હીંડયાના પગલાં પરખે ૧૦
રાણી કહે રાયજી રે, ફરી શોધ પૂણ્યની કીજે,
જમાઈજી નવ જડે રે, તો આપણુ જોગવટો લીજે. ૧૧
શોધી કહાડો સર્વથા રે, જો મારું જીવવુ જાણો,
દીકરી મળ્યા વિના રે, મુખે નવ મૂકું જળદાણો ૧૨
ભીમકે મોકલ્યા રે, સેવક સહસ્ર એક,
ખપ કરી ખોળજો રે, કહાડજો ક્ષિતિ ફેરો છેક ૧૩
એવે ઊડતી વાર્તા રે, ભીમકે સાભળી કાન,
દમયંતી એકલી રે, નળે રોતી મૂકી રાન ૧૪
વણજારે કહ્યુ રે, અમે દીઠી સરિતાને તીર,
રૂપ ઘણુ હતુ રે, જાણ્યું શક્તિનું શરીર. ૧૫
કેશ છૂટા હતા રે, વસ્ત્ર અર્ધું અંગ જાણ;
વાત ખરી મળી રે, વદતી હતી નળ નળ વાણ ૧૬

માતા વિલપે ઘણું રે, દુઃખે દાધું અંતઃકર્ણ;
મેળાવો ક્યાં હશે રે? દીકરી રવડી પામશે મર્ણ. ૧૭
વજ્રાવતી માતને રે, નીર આવે નેણ અપાર;
પુત્રીને શોધવા રે, સુદેવને ચડાવ્યો પાડ ૧૮

વલણ.

પાડ ચડાવ્યો સુદેવને, કહે રાણી ને રાય રે;
ગુરુજી! તુમ વિના અર્થ ન સરે, એમ કહી લાગ્યાં પાય રે. ૧૯

## ધનદાસ

( સં ૧૭૨૯ પહેલા હયાત )

[ ધનદાસ ધંધુકાનો વતની હતો. એ જ્ઞાતિએ પાટીદાર હશે એમ મનાય છે. એના વિષે વધુ કાંઈ હકીકત મળતી નથી. એની લખેલી "અર્જુનગીતા" લોકપ્રિય છે. ઘણે સ્થળે સ્ત્રીપુરુષો "અર્જુનગીતા"નો ભાવથી પાઠ કરે છે. "અર્જુનગીતા"ની એક હાથપ્રત સં. ૧૭૨૯ ની મળી છે. તે ઉપરથી ધનદાસ તે પહેલાં થઈ ગયાનું અનુમાન થાય છે. ધનદાસે 'ભક્તગીતા' રચ્યાનું કહેવાય છે. પણ ખરી રીતે તે 'અર્જુનગીતા'નું બીજું નામ હોવા સંભવ છે. ]

## અર્જુનગીતા

શ્રીગુરુપ્રતાપે ગાઈએ, કિરપા તે સાધુજન;
પરિબ્રહ્મ મારો આતમા, મારું મંન તે અર્જુન;
અર્જુન! સુણો ગીતાસાર, પાંડવ માનજો નિરધાર. (ટેક)
અર્જુને એમ જ પૂછિયું, સાંભળો વૈકુંઠરાય;
એક સારગીતા કહો મુને, નિજ ભક્તનો મહિમાય. અર્જુન૦
ત્યારે શ્રીહરિ એમ ઓચર્યા, અર્જુન ધરજો મંન,
એ સારગીતા સાંભળે, અવતાર તેનો ધન્ય. અર્જુન૦

ચૌદ લોક તે વશ માહરે, બ્રહ્માંડ કેરો ભાર;
પણ ધન્ય મારા દાસને, રાખે હૃદય મોઝાર. અર્જુન૦

જળ મધ્યે,જે છે પદ્મ, તેને સ્પર્શ નહીં લગાર;
તે ચિહ્ન મારા ભક્તનું, વળગે ન વિષયવિકાર. અર્જુન૦

સંસારસું સરસો રહે, ને મંન મારી પાસ;
સંસારમાં લેપાય નહિ, તે જાણુ મારો દાસ. અર્જુન૦

મુજ ભક્ત તે મુજને ભજે, હૈયે હોય હેત હંમેશ;
તો મુક્ત તેને જાણીએ, જે કરે ન કોઈનો દ્વેષ. અર્જુન૦

કર માહી તુલસી, કરણ તુલસી કંઠ તુલસીહાર;
બહુ તિલક છાપાં શોભિતાં, મુજ ભક્તનો શણગાર. અર્જુન૦

મારા સાધુને જાણે નહીં, પાખંડ પૂજે લોક;
જે દંભ આડંબર કરે, તે જાણુ સર્વે ફોક. અર્જુન૦

ઉત્તમ વરણ થઈ નહિ ભજે, ચાંડાળ કહીએ તેહ;
ચાંડાળ થઈ મુજને ભજે, તે જાણુ મારી દેહ. અર્જુન૦

મુજ ભક્ત કેરે કારણે, અવતાર લીધા દશ;
હું નિરંજન ને નિરાકૃતિ, મને ભક્તે કીધો વશ. અર્જુન૦

વળી દેવ કેરે કારણે, હું ગયો વસમે વંન,
રાવણ મારી રાજ્ય આપ્યું, વિભીષણ રાજન અર્જુન૦

દુર્વાસાઋષિએ દુભિયો, મુજ આતમા અમરીખ;
ભય ચક્ર મેલી છેદિયો, મેં ભલી લગાડી શીખ. અર્જુન૦

બળિરાયને મેં બાંધિયો, દેવોની કીધી સાર;
પાતાલ આપ્યું રાયને, ત્યાં હું રહ્યો છડીદાર. અર્જુન૦

ગોકુળ વિષે હું અવતર્યો, શિર પીંછ ધરતો મોર;
ખાતો હું માખણ તસ્કરી, જુગમાં કહેવાયો ચોર. અર્જુન૦

મા જશોદાએ બાંધિયો, હું જોડી ઊભો હાથ;
હું દીન થયો તે દાસનો, ચૌદ ભુવનનો નાથ. અર્જુન૦

વળી ઇંદ્ર જ્યારે કોપિયો, ત્યારે કોઈ ન આવ્યું આડ;
ગોકુળ રાખ્યું રેલતું, ગોપી લડાવ્યાં લાડ. અર્જુન૦
સોળસેં સ્ત્રીઓમાં હું રમ્યો, મારો કોઈ ન જાણે ભેદ;
મારા ભક્ત કેરે કારણે, મને કહે લંપટ વેદ. અર્જુન૦
વિરંચિ વાછરું હરી ગયો, તે કરી ગયો જ અધર્મ;
હું નવાં નિપજાવી લાવિયો, મારો કોઈ ન જાણે મર્મ. અર્જુન૦
મામાને હું મળવા ગયો, ત્યાં મળી કુબજા નાર;
થોડાક ચંદન કારણે, મેં આપ્યું રૂપ અપાર. અર્જુન૦
વળી પ્રથમ પોળે પેસતાં, પરિયટે દીધી ગાળ;
મેં મારીને વસ્તર લીધાં, સોહાવિયા ગોવાળ. અર્જુન૦
વળી ત્યાંથી આગળ ચાલતાં, માલણ લાવી હાર;
મેં અર્થ સાધ્યો એહનો, આપ્યા પદારથ ચાર. અર્જુન૦
વળી માર્ગમાં નાપિક મળ્યો, ને આપ્યું દર્પણ હાથ;
પૂર્યા મનોરથ તે તણા મેં રાખ્યો મારી સાથ. અર્જુન૦
સંબંધી જનને જે હણે, ચંડાલનો તે અંશ;
મારા ભક્ત કેરે કારણે, મેં માર્યો મામો કંસ. અર્જુન૦
મેં સુદામો સંતોખિયો, કાંગના કણ કાજ;
સંપત્તિ આપી તેહને, નવનિદ્ધ સુદ્ધાં રાજ. અર્જુન૦
એક વાર વિદુરઘેર જઈ, આરોગી ભાજીપાન;
મેં લાડ પાળ્યાં દાસનાં, રાજાનાં મોડ્યાં માન. અર્જુન૦
કૌરવનું કુળ સંહારિયું, મેં સાર્યો તારો અર્થ;
હું ચૌદ ભુવનનો રાજિયો, મેં હાંક્યો તારો રથ. અર્જુન૦
એકવાર વનમાં હું ગયો, ત્યાં વન હતું ઘનઘોર;
મેં ભાવ જોયો ભીલડીનો, ખાધાં તે એઠાં બોર. અર્જુન૦
અમે ઘણા મળી ગોવાળિયા, રમતા ગયા મહાવન;
બહુ ભાવ જોઈ ઋષિનારનો, અમે જાચી લીધાં અન્ન. અર્જુન૦

પ્રહ્‌લાદ પિતુએ પરભવ્યો, મેં થંભ પૂર્યો વાસ;
તે દુષ્ટને વિદારિયો, ઉગારી લીધો દાસ. અર્જુન૦

વળી ધ્રુવને દુઃખ પમાડિયો, ને કાઢિયો વનવાસ;
તે બાળકે મને વશ કર્યો, ધન્યધન્ય મારો દાસ. અર્જુન૦

ચંદ્રહાસ ને હરિશ્ચંદ્ર રાજા, ભક્ત મારા તેહ;
પડે વિપત્તિ પણ નહી વીસરે, મુજમુકુટના મણિ એહ. અર્જુન૦

જ્યારે સુધન્વાને નાખ્યો તાતે, તેલ બળતી ઝાળ;
મારા દાસને ઉગારિયો, સંભારતા તત્કાળ. અર્જુન૦

દ્રૌપદીના પટકૂળ કાઢિયા, હું પાસ નહીં તે કાળ;
મારા દાસને વેળા પડી, ત્યારે તુર્ત કરી સંભાળ. અર્જુન૦

પાંચાળીને જ્યા પરભવી, પાસે હતા પંચ વીર,
મારા દાસને મેં પૂરિયા, નવસેં નવાણું ચીર. અર્જુન૦

એક કોળીએ કૌતક કીધું, ને લીધુ મારું રૂપ;
રાજાની કન્યા પરભવી, પરદલ કોપ્યો ભૂપ. અર્જુન૦

મેં ત્યા જઈને શું કર્યું ? મારું તેજ મૂકયું માંય;
પરદલનો પરાજય કર્યો, મારું બિરદ પાળ્યું ત્યાય. અર્જુન૦

અજામેલ મહા પાતકી, મામિકી ગુણકા જેહ;
જે સ્મરણ કરતાં માહરું, વૈકુંઠ પામ્યા તેહ અર્જુન૦

ગજરાજને ગ્રાહે ગ્રહ્યો, ત્યાં લીધુ મારું નામ;
ત્યાં એક કરતાં બેઉના, અર્જુન સીધ્યાં કામ અર્જુન૦

હુંમાં ને મારા ભક્તમા, અંતર ન હોય લગાર;
મુજ ભક્તને ઓળખે નહી, તે ભૂલી ભમે સંસાર. અર્જુન૦

મારા ભકત સુખી તો હું સુખી, દુખી તો દુખી હું જાણુ;
મારા ભકતને કોઈ પરભવે, તો મને લાગે બાણ. અર્જુન૦

છે સ્વર્ગ મૃત્યુ પાતાળમા, જળથળ મહીં મુજ વાસ,
સુણ ઇંદ્રસુત ! તુજને કહું, હું થકી અદકો દાસ. અર્જુન૦

હું જોગ યજ્ઞે નહિ મળું, નહિ તપ તીરથ કે દાન;
અર્જુન ! મહિમા જાણજો, મારું ભકિતથી છે જ્ઞાન. અર્જુન૦

હું ભકતની સંગે ફરું, મને ભકતનો આધાર;
અર્જુન ! મહિમા જાણજો, કહેતાં ન આવે પાર. અર્જુન૦

હરિભકત મહિમા સુણી અર્જુન, પામ્યો હરખ અપાર;
મૂર્છિત થઈ અવનિ પડયો, નેત્રે વહે જળધાર. અર્જુન૦

આ ગીતાને જે અનુભવે, જે ગાય નર ને નાર;
અર્જુન એવું જાણજો, તે પામે સ્પદ નિરધાર. અર્જુન૦

એ ભકત-મહિમા માહરો, કોણે કળ્યો નવ જાય;
જેનું ભાગ્ય હોય તે અનુભવે, ધનદાસ ગીતા ગાય. અર્જુન૦

## ऋषभसागर

(स. १७८८ (?)

[ ઋદ્ધિસાગરના શિષ્ય ઋષભસાગરે વિદ્યાવિલાસ રાસ, ગુણમંજરી વરદત્ત ચોપઈ વગેરે કૃતિઓ રચેલી છે તેઓ કેટલોક વખત આગ્રામાં રહ્યાનુ જણાય છે. શ્રી સ્થૂલિભદ્ર નામના મુનિ કોશ્યા નામની રૂપસુંદર વેશ્યાને ત્યા ચોમાસુ ગાળી વેશ્યાને સમતા-સંયમને માર્ગે વાળે છે આ પ્રસંગને લગતો ઋષભસાગરે રચેલો રસિક સંવાદ અહીં રજૂ કર્યો છે.]

## શ્રી સ્થૂલિભદ્ર–કોશ્યા સંવાદ

સ્થૂ૦—શ્રી સ્થૂલિભદ્ર મુનીગણમાંહે શિરદાર જો,
ચોમાસું આવ્યા કોશ્યાઆગાર જો;
ચિત્રામણશાળાએ તપ જપ આદર્યા જો. ૧

કો૦—આદરિયાં વ્રત આવ્યા છો અમ ગેહ જો,
સુંદર સુંદર ચંપકવરણી દેહ જો;
અમ તુમ સરિખો મેળો આ સંસારમાં જો. ૨

સ્થૂ૦—સંસારે મેં જોયું સકળ સરુપ જો,
દરપણની છાયામાં જેવુ રુપ જો,
સુપનાની સુખલડી ભૂખ ભાગે નહીં જો. ૩

કો૦—ના કહેશો તો નાટક કરશું આજ જો,
બાર વરસની માયા છે મુનિરાજ જો;
તે છોડી કેમ જાઓ ? હુ આશાભરી જો. ૪

સ્થૂ૦—આશા ભરિયો ચેતન કાળ અનાદિ જો,
ભમિયો ભવમા હીણું થયો પરનાદી જો;
ના જાણી મે સુખની કરણી જોગની જો. ૫

કો૦—જોગી તો જંગલમા વાસો વસિયા જો,
વેશ્યાને મંદિરિયે ભોજનરસિયા જો,
તુમને દીઠા એવા સયમ સાધતા જો. ૬

સ્થૂ૦—સાધશું સયમ દુર્ગારોધ વિચારી જો,
કૂર્માપુત્ર થયા નાણી ઘરબારી જો,
પાણી માહે પંકજ કારુ જાણિયે જો. ૭

કો૦—જાણી એ તો અધગી તુમારી વાત જો,
મેવા મીઠા રસવતા બહુ જાત જો;
અંબર ભૂષણ નિત નિત નવલાં લાવતા જો. ૮

સ્થૂ૦—લાવંતા તો દેતી આદરમાન જો,
કાયા જાણું સધ્યારગ સમાન જો, *
ઠાલી તે શુ કરવી એવી પ્રીતડી જો ? ૯

કો૦—પ્રીતવડી કરતા તે રંગભર સેજ જો,
રમતા ને દેખાડતા ઘણુ હેત જો,
રીસાણી મનાવી મુજને સાંભરે જો ૧૦

સ્થૂ૦—સાભરે તો મુનિવર મનડું વાળે જો,
ઢાકયો અગ્નિ ઉઘાડયે પરજાળે જો,
સયમ માહે એ છે દૂષણ મોટકું જો. ૧૧

* રમપતગ સમાન જો ( પાઠાંતર )

કો૦—મોટકું આવ્યું રાજા નંદનું તેડું જો,
જાતાં ન વહે કંઈ તુમારું મનડું જો,
મેં તો તમને કોલ કરીને મોકલ્યા જો. ૧૨

શૂ૦—મોકલિયા તો મારગમાંહી મળિયા જો,
સંભૂતિ આચારજ જ્ઞાને બળિયા જો;
નયમ દીધું સમકિત તેણે શીખવ્યું જો. ૧૩

કો૦—શીખવ્યું તો કહી દેખાડો અમને જો,
ધર્મ કરતાં પુણ્ય વડેરું તમને જો;
સમતાને ઘેર આવી વેશ્યા એમ વદે જો ૧૪

સ્થૂ૦—વદે મુનિવર શંકાનો પરિહાર જો,
સમકિતમૂળે શ્રાવકનાં વ્રત બાર જો,
પ્રાણાતિપાતાદિક સ્થૂલે ઉચ્ચરે જો. ૧૫

ઉચ્ચરે તો વીત્યું છે ચોમાસું જો,
આજ્ઞા લેઈને આવ્યા ગુરુની પાસે જો;
શ્રતનાણી કહેવાણા ચૌદ પૂરવી જો. ૧૬

પૂરવી થઈને તાર્યા પ્રાણી થોક જો;
ઉજ્જવળ ધ્યાને તેહ ગયા દેવલોક જો;
ઋષભ કહે નિત્ય તેહને કરીએ વંદના જો. ૧૭

# रत्नेश्वर

(સં ૧૭૦૫–૧૭૭૫)

[ કવિ પ્રેમાનંદના શિષ્યોમાં ગણાતો રત્નેશ્વર પ્રેમાનંદનો સમકાલીન હતો. તે જ્ઞાતિએ (શ્રીમાળી) બ્રાહ્મણ હતો અને ડભોઈમાં રહેતો હતો.* એણે કાશીમાં રહી અભ્યાસ કર્યો હતો. રત્નેશ્વર પુરાણની કથા કરવા લાગ્યો પણ પરિણામે તેને પુરાણીઓ સાથે ઝઘડા થયા. પુરાણીઓને હરાવવા એણે 'શ્રીમદ્ ભાગવતદ્વાદશ સ્કંધ'ની કવિતા રચી અને પ્રેમાનંદ કવિએ પણ તેની પ્રશંસા કરી. પુરાણીઓના વિરોધને લીધે એને થોડો વખત નર્મદાકિનારે આવેલા કરણેટમાં જઈ રહેવું પડ્યું હતું અને ત્યાં જ તેણે ભાગવતની રચના કરી હતી.

એના મરણ પછી એના પુત્રોએ ભાઈઓભાગની વહેંચણી નિમિત્તે એના ગ્રંથના ટુકડા કરી નાખ્યા એ કમનસીબી છે. પ્રેમાનંદે રત્નેશ્વરને સંસ્કૃતમાંથી અનુવાદ કરવાનું કામ સોંપેલું એવી જનશ્રુતિ પ્રસિદ્ધ છે. એના રચેલા નાનામોટા ચૌદ ગ્રંથો મળી આવ્યા છે. રત્નેશ્વરના રાધા-કૃષ્ણના મહિના બહુ જાણીતા છે. તે સંસ્કૃતજ્ઞ હોવાથી છંદશાસ્ત્રમાં નિપુણ હતો. ]

## રાધાકૃષ્ણના મહિના

મદન-કટક આવી, ઉતર્યાં ઠામ ઠામ;
રતિપતિ રણ ઝૂઝે, પેર એકે ન સૂઝે.
હરિ મધુપુરભૂપ, કોટી કંદર્પ-રૂપ;
મુજ ભવન પધારો, કામને કોટી વારો.

શ્રાવણ માસ સોહામણો, ઘણું વધે સ્નેહ,
નેહ ન રાખો નાથજી, મુને દીધો છેહ.
સ્યામ ઘટા મધ્યે ઊડતી, બગલાની રે પાંખ;
ઉપર મુક્તાસર શોભે, કેશવની કાંત.
હરિ તૃણચર હર્ષે ભર્યા, સુરભિ અભિરામ,
સ્યામ વિના શોભે નહિ, મારું ગોકુળ ગામ

* રત્નેશ્વરને કેટલાક મેવાડા બ્રાહ્મણ [illegible]ના પુત્ર [illegible] છે, પણ [illegible] પોતે [illegible]માં પોતાને "શ્રીમાળી રત્નેશ્વર કહે છે"

હું તો ઝુલુ હોરી હીરની, ઝાળી હિંદોળા માંય;
ફરતાં ફરકે ફૂમતાં, ઝુમતાં મ સોય.

સુણ ઘન ! મુજ વાણી, વર્ષંતાં રાખ પાણી;
ક્ષણુ ઈક થિર રેની, કૃષ્ણુની વાત કેની.
મધુપુર થકી આવ્યો, શો સમાચાર લાવ્યો ?
મધુરી સુરલી મીઠી, કૃષ્ણુજી ક્યાંય દીઠી ?

ભાદરવો ભર વર્ષંતો ભર યૌવન બાળ;
પ્રેમસરોવર પિઉ વિના, કોણુ બાંધે પાળ ?
તરૂવર વનચર ભીજતાં, ભીજે પથી બહાર;
ભીજે કુસુંબની ચુંદડી, આંખે આંસુધાર.
ઘોર ઘટા ઘન દામની, દેખાડે રે વાટ,
પીઠ થકી જળ ઉતર્યાં, નદી લોપે ઘાટ.
હરિને ઓઢણુ કામળી, આમળિયા રે વાળ;
ઓ દિસે હરિ આવતા, મારે ઘેર ગોપાળ

તન મન ધન મારો, વિજળી વીર તારો;
મધુપુર જઈ માણે, પેર મારી ન જાણે.
ક્ષણુ ઈક સુખ દીઠું, તાહરી પેર કીધું;
ચમક ચપળ બાઈ ! શીખવ્યા તેંજ ભાઈ.

અશ્વિન હરિ આવ્યા નહિ, સહિયર શા માટ ?
ઘાટ થયો સરિતા સમી, વસમી નહી વાટ.
નવરાત્રી ગરબે રમે, ગમે ,મુને ખેદ;
છેદ પડયા ગરબા જશા, મારે મન વેધ.
બાળિકા પૂજે કાળિકા, શમી પૂજે લોક;
વિઠ્ઠલ વિના વિજ્યા કશી ? મારે મન શોક.
સખિ પુનેમચંદ આનંદશો, વિના નંદકુમાર ?
માણુકઠારી જો માવજી, મારે ઘર બાર.

પલ ન પલક લાગી, રાધિકા રાત જાગી;
વિરહ દુ:ખ વિભાગી, નારમાં વાત વાગી.
ભવન ભવન ભોળી, નીસરી નાર ટોળી;
સજળ નેયન પૂછે, પ્રેમની વાત શું છે?

કાર્તિક કહે કામની, કયમ રાખુજી ધીર?
નીર નવાણે પાલટ્યાં, ન મળ્યા યદુવીર.
પાંચ દિવસ દીવાળિકા, દીપે દીપકહાર;
હરિ વિણુ મન હિમે નહિ, ધરતાં શણગાર.
ઊંચાં તે મંદિર માળિયાં, જાળિયે રહી જેઉં;
પંથ નિહાળુ નાથને ભરી લોચન લોઉં.

શુકન કરે મારે આંગણે, ઉડી બેઠો કાગ;
એની ચંચ મઢાવું કંચને, પરવાળીએ પાગ.
એવી વિલપે રાધિકા, જાણ્યું જાદવ નંદ;
આનંદ પામી અંગથી, આવ્યા ગોકુળચંદ.
વૈષ્ણવ લોક વિરાજતા, દર્ભાવતી વાસ;
મધસુત રત્નેશ્વરે, રચ્યા દ્વાદશ માસ.

હરિ મધુપુર આવે નાર મોતી વધાવે;
રસબસ થઈ રાધી, ભાંજતી ભોગ વ્યાધિ
ઘરઘર થકી ગોપી, નીસરી લાજ લોપી;
નખ શિખજ નિહાળે, આરતીને ઉતારે.

# उदयरत्न

(सं. १७४९–१७९९ ना गाळामां)

[ ઉદયરત્ન ખેડાના રહીશ હતા. તેમણે ખેડામાં ત્રણ નદી વચ્ચે ચાર માસ સુધી કાઉસગ્ગ ( ઊભે ઊભે તપ ) કર્યું હતું. તપના પ્રભાવથી ત્યાં બેટકું થઈ ગયું એવી દંતકથા છે. ખેડાનો રત્નો ભાવસાર આ ઉદયરત્ન મુનિ પાસે કાવ્યકલા શિખ્યાનું કહેવાય છે. ઉદયરત્ને લખેલો સ્થૂલિભદ્રનો નવરસો શૃંગારપૂર્ણ હોવાથી આચાર્યે તેમને સંઘાડા બહાર કર્યા હતા. પાછળથી કવિએ બ્રહ્મચર્યની નવ વાડ રચી પ્રાયશ્ચિત્ત કરતાં ફરી સંઘાડામાં પ્રવેશ મળ્યો હતો. આ પ્રસંગ કવિની રસિકતા તથા કવિત્વશક્તિનો દ્યોતક છે. તેમનું અવસાન મીયાગામમાં થયું હતું.

ઉદયરત્ને જંબુસ્વામી રાસ, અષ્ટપ્રકારી પૂજારાસ, સ્થૂલિભદ્રરાસ, રાજસિંહ–રાસ વગેરે સંખ્યાબંધ રાસ અને સજ્ઝાયો લખી છે. તેમની 'શીલની નવ વાડ' બહુ જાણીતી છે.]

## ક્રોધની સજ્ઝાય

કડવાં ફળ છે ક્રોધનાં, જ્ઞાની એમ બોલે;
રીસતણો રસ જાણીએ, હલાહલ તોલે. કડવાં૦ ૧

ક્રોધે ક્રોડ પૂરવતણું, સંજમ ફળ જાય;
ક્રોધ સહિત તપ જે કરે, તે તો લેખે ન થાય. કડવાં૦ ૨

સાધુ ઘણો તપિયો હતો, ધરતો મન વૈરાગ;
શિષ્યના ક્રોધથકી થયો, ચંડકોશિયો નાગ. કડવાં૦ ૩

આગ ઉઠે જે ઘરથકી, તે પહેલું ઘર બાળે;
જળનો જોગ જો નવિ મળે, તો પાસેનું પ્રજાળે. કડવાં૦ ૪

ક્રોધતણી ગતિ એહવી, કહે કેવલનાણી;
હાણ કરે જે હેતની, જાળવજો એમ જાણી. કડવાં૦ ૫

ઉદયરત્ન કહે ક્રોધને, કાઢજો ગળે સાહી;
કાયા કરજો નિર્મળી ઉપશમરસે નાહી. કડવાં૦ ૬

## માનની સજ્ઝાય

રે જીવ માન ન કીજીએ, માને વિનય ન આવે રે;
વિનય વિના વિદ્યા નહીં, તો કિમ સમકિત પાવે રે? રે૦ ૧
સમકિત વિણ ચારિત્ર નહીં, ચારિત્ર વિણ નહીં મુક્તિ રે;
મુક્તિનાં સુખ છે શાશ્વતાં, તે કેમ લહીએ જુક્તિ રે રે૦ ૨
વિનય વરો સંસારમાં, ગુણમાં અધિકારી રે;
માને ગુણ જાએ ગળી, પ્રાણી જો જો વિચારી રે. રે૦ ૩
માન કર્યું જો રાવણે, તે તો રામે માર્યો રે;
દુર્યોધન ગરવે કરી, અંતે સવિ હાર્યો રે. રે૦ ૪
સૂકાં લાકડાં સારિખો, દુઃખદાયી ખોટો રે;
ઉદયરત્ન કહે માનને, દેજો દેશવટો રે રે૦ ૫

## શ્રેયાંસજિન સ્તવન

મૂરતિ જોતાં શ્રેયાંસની માહરૂં, મનડું મોહ્યું રે;
ભાવે ભેટતાં ભવના દુઃખનું, ખાંપણ ખોયું રે. મૂરતિ૦
નાથજી માહરી નેહની નિજરે, સાહમુ જોયું રે;
મહિર લહિ મહારાજની મેં તો, પાપ ધોયું રે. મૂરતિ૦
શુદ્ધ સમકિત રૂપ શિવનું, બીજ બોહ્યું રે;
ઉદયરત્ન પ્રભુ પામતાં ભાગ્ય, અધિક સોહ્યું રે. મૂરતિ૦

## બોલ બોલ રે પ્રીતમ

બોલ બોલ રે પ્રીતમ મજ શું, બોલ મ્હેલ આટો રે;
પગલે પગલે પીડે મુજને, પ્રેમનો કાટો રે. બોલ૦ ૧
રાજમતી કહે છોડ છબીલા, મનની ગાંઠો રે;
જિહાં ગાંઠો તિહાં રસ નહિ, જિમ શેલડી સાંઠો રે. બોલ૦ ૨
નવ ભવનો મુને આપને નેમજી, નેહનો આંટો રે;
ધોયો કિમ ધોવાય જાદવજી, પ્રીતનો છાંટો રે? બોલ૦ ૩
નેમ-રાજુલ બે મુગતિ પહોતાં, વિરહ નાઠો રે;
ઉદયરત્ન કહે આપને સ્વામી, ભવનો કાંઠો રે. બોલ૦ ૪

# कांतिविजय

(स. १७७५-९९ दरम्यान)

[ કાંતિવિજય કીર્તિવિજયના શિષ્ય અને વિનયવિજયના ગુરુભ્રાતા હતા 'સવેગરસાયન' અને 'સુજશવેલી' વગેરે તેમની કૃતિઓ જાણીતી છે 'સુજશવેલી'મા તેમણે યશોવિજયજીના જીવનનો પરિચય આપેલો છે.

રાજુલમતીના વિરહની અભિવ્યક્તિ કરતું તેમનુ એક સ્તવન અત્રે રજૂ કરેલુ છે ]

## રાજુલ ભીંજે નેહલે

કાળી ને પીળી વાદળી રાજિંદ, વરસે મેહલા શર લાગ;
રાજુલ ભીજે નેહલે, પિઉ ભીજે વેગગ. બાપીડારે.
મારો પ્રીતમ ચિત્ત ચઢી આવે રે, મોઢે શું બોલી બાપીડારે.

જલધર પીઉને સગમે રાજિંદ, વિજ ઝકોલા ખાય,
ઈણ રત મારો સાહિબો રાજિંદ, મુજને છોડી જાય બાપીડારે.

મોહલ ચૂવે નદીયા વહે, રાજિંદ મોર કરે કકલાટ;
ભર પાઉસમા પદમનિ રાજિંદ, જોવે જોવે પિઉની વાટ બાપીડારે.

અવગુણ વિણ નાહે કર્યો રાજિંદ, અબળા માથે રોષ,
તોરણથી પાછા વળ્યા રાજિંદ, પશુઆ ચઢાવી દોષ બાપીડારે.

મૂળ થકી નો જાણતી રાજિંદ, પિઉ લૂખો મનમાહિ,
લાજ તજીને રાખતી રાજિંદ, પ્રીતમનો કર સાહિ બાપીડારે.

નાહ સલૂણો ભોળવ્યો રાજિંદ, મૂગતિ ધૂતારી નાર,
ફીરી પાછો જોવે નહિ રાજિંદ, મૂકી મુજને વિસાર. બાપીડારે.

રાજુલ રાતી પ્રેમ શું રાજિંદ, પોહુની ગઢ ગિરનાર,
સયમ લેઈ મુગતે ગઈ રાજિંદ, કાંતિ નમે વારંવાર બાપીડારે.

## વલ્લભ ભટ્ટ

(સં. ૧૬૬૬-૧૮૦૭)

[ શક્તિ-જગદંબાના ઉપાસક વલ્લભ ભટ્ટ અઢારમા શતકના એક નોંધપાત્ર અને શક્તિશાળી કવિ છે. કવિનો જન્મ અમદાવાદના નવાપુરામાં થયેલો. તે જ્ઞાતિએ ભટ્ટ મેવાડા બ્રાહ્મણ હતા. તેમના પિતાનું નામ હરિભટ્ટ અને માતાનું નામ ફૂલકોરબાઈ હતું. વલ્લભ ભટ્ટને કોઈ પરમહંસની કૃપાથી શક્તિનો બીજમંત્ર મળ્યો હતો અને 'આનંદનો ગરબો' તેમણે તેર વર્ષની નાની વયે રચ્યો હતો એમ કહેવાય છે.

વલ્લભ ભટ્ટ શામળ ભટ્ટના સમકાલીન હોવાનું જણાય છે. અંબા, બહુચર અને મહાકાલીના વલ્લભે રચેલા ગરબા બહુ લોકપ્રિય બન્યા છે. વલ્લભ ભટ્ટ પોતાના ભાઈ ધોળા સાથે ચુંવાળમાં આવેલા બહુચરાજીના મંદિરમાં રહેતા અને માતાજીના પરમ ભક્ત તરીકે ત્યાંથી તેમની ખૂબ ખ્યાતિ થઈ હતી. આજે પણ બહુચરાજીના મંદિરમાં આરતી પછી 'વલ્લભ-ધોળાની જય' બોલાય છે. બહુચરાજીના મંદિર સામે જ કવિનું જૂનું મકાન આજે પણ મોજૂદ છે. કહે છે કે તે ઘરમાં બેઠા બેઠા જ વલ્લભ ભટ્ટ માતાજીની આંગીનાં દર્શન કરી શકે તેવી તે મકાનની બાંધણી છે.

પણ વલ્લભ ભટ્ટની કવિતા માત્ર માતાજીના ગરબા પૂરતી જ સિમિત ન હતી. ગુજરાતમાં માતાજીના ગરબા ઘેરઘેર લોકપ્રિય બનાવનાર વલ્લભ ભટ્ટે શ્રી કૃષ્ણલીલાના ગરબા પણ લખ્યા છે એટલું જ નહિ પણ કળિકાળ, કજોડું વગેરે સામાજિક વિષયોની સુવાચ્ય કવિતા પણ આપી છે. આ રીતે વલ્લભ ભટ્ટનું નામ મધ્યકાલીન ગુજરાતી કવિતામાં સાદર સ્મરણીય બને છે.]

[ જગદંબા બહુચરાજીના શણગારનું સુરેખ વર્ણન કરતો વલ્લભ ભટ્ટનો નીચેનો ગરબો સહુની જીભે ચડી જાય તેવો મનોહર છે. ]

### શણગારનો ગરબો

પ્રથમ પાર્વતીના પુત્રને પાયે નમું રે લોલ;
દીન જાણી વાણી દીજિયે, કહું સહું રે લોલ. ૧
સરસ્વતી તમ ગરબુ પ્રતાપથી રે લોલ;
નવ નિધ, રિધ, સિધ, આપો આપથી રે લોલ. ૨

કરું ગાન, ધરું ધ્યાન બહુચરા તણું રે લોલ;
કરો સાર, વારંવાર, શું કહું ઘણું રે લોલ? ૩

(ગરબે રમતાં માતાજી)

આજ બહુચરાજી માત ગરબે રમે રે લોલ;
સુરીનર, મુનિવર સહુને ગમે રે લોલ. ૪
માજી રૂપ રાધિકા થકી ઘણું બણી રે લોલ;
કોટિ કામ, શશી સૂર્યની છબી હણી રે લોલ. ૫
રતિ રોહિણી રન્નાદે, આદિ સુંદરી રે લોલ;
પલક પલવટે ઉમા, રમા પુરંદરી રે લોલ. ૬

(જગમાયાનું સ્વરૂપ)

વેણી વાસુકી સરીખી, શિશ રાજતી રે લોલ;
ક્ષુદ્ર ઘંટ ગોફણાને, મધ્ય ગાજતી રે લોલ. ૭
ભરી માંગ મુક્તા તે મહામૂલ્યની રે લોલ;
રાજે રાખડી રૂડી તે, રત્ન-તુલ્યની રે લોલ. ૮
ફૂલી ખીટલી, સેંથો ભર્યો, સમો પડ્યો રે લોલ;
ચાક ચમરી-શો ચોટલો કટિ અડ્યો રે લોલ. ૯
શ્રવણ સુંદર આકાર, સર્વ છીપના રે લોલ;
સોળ શોભીતા શણગાર સર્વ નીપના રે લોલ. ૧૦

(શણગારવર્ણન)

કાને વાળિયો જડાવ, ઝાલ ઝૂમખાં રે લોલ,
જોત્ય મોતિયે પરોવ્યાં ઝૂમે લૂમખાં રે લોલ. ૧૧
સોના માંકળી-સરસાં સિક્કા-જડામણી રે લોલ;
કોર તોરણ મોતીના દીસે દામણી રે લોલ. ૧૨
તેજ શું કહું તાટંક, તણે લોલકે રે લોલ!
ફલા-ફૂલ જડ્યાં નંગ, તે અમૂલકે રે લોલ. ૧૩

અર્ધચંદ્રમા કપોલ, શું કહું કથી રે લોલ ?
ચૌદ ભુવનમાં, બહુચરા સમું નથી રે લોલ. ૧૪

ભાલ લાલ આડ કુમકુમની રાતડી રે લોલ,
તપે ટીલડી, કહી ન જાય વાતડી રે લોલ ૧૫

ત્રિકુટી મધ્યે, સિંદૂરની બિંદી કરી રે લોલ !
ચૌદ્યા ચોખલા; કપોલ લોલ-શું ભરી રે લોલ ! ૧૬

ભ્રકુટી કમાન, કાન-કોર-શું અડી રે લોલ;
કીર નાસિકા વીંધી, વિધિ-કરે ઘડી રે લોલ ૧૭

આંખ ઉપમાને નાવે, કોઈ પલવટે રે લોલ;
વર્ણું વર્ણવું જે અન્ય, ઉપમા ઘટે રે લોલ ૧૮

પદ્મ દીપક તારાનાં તેજ ત્યાં ગળ્યા રે લોલ;
મીન ખંજન મૃગ, માન મૂકીને પળ્યાં રે લોલ. ૧૯

લક્ષ લક્ષ કાંતિ તિલકની, લીલા જુવે રે લોલ;
ગૌર ગાલમાં ત્રિલોક, મોહ્યાં ત્રાજુવે રે લોલ. ૨૦

મોહ-રૂપ ધર્યું બહુચર મા, બાળીએ રે લોલ,
ગ્રહ ચાર રહ્યા વેસરની વાળીએ રે લોલ ૨૧

ગુરુ હિમ, લાલ ભોમ, ભૃગુ મુક્તમાં રે લોલ;
શનિ કીકીયે નોતા જણાય યુક્તમાં રે લોલ ૨૨

અધર-બિંબ, કે પ્રવાલ લાલમા મળી રે લોલ;
દંત-પંકિત જુકિત, દાડમ કેરી કળી રે લોલ. ૨૩

ચળકે ચૂનીયે જડાવ ભાવ રેખમા રે લોલ,
વદન નીરખતા ન મળે મીન મેખમા રે લોલ. ૨૪

હાવભાવ-શું કટાક્ષ નેન સેનનું રે લોલ,
ચિબુક ચારુ વચ્ચે, બિંદુ પડ્યું મેનનું રે લોલ ૨૫

કંઠ કોકિલા કપોત, જોત પોતની રે લોલ;
ભાનુ-યુક્તિને પ્રમાણુ તે ઉદ્યોતની રે લોલ. ૨૬

કોટે ચીણુ-માલા, ચંપકલી ચમકતી રે લોલ;
ઘણી ઘૂઘરી અરીસે, દીસે ધમકતી રે લોલ. ૨૭

ગળે ઘરેણાં થયાં ઘણાં ઘચુંબળે રે લોલ;
કનક સાંકળી તુશી, દોરો ઝૂમી વળે રે લોલ. ૨૮

હીરાસાંકળી પોશીતો સેર ચારની રે લોલ;
મુક્તા-માળા તે એકાવલ હારની રે લોલ. ૨૯

બેહુ મૂલમાં, હીરાના ઝલકારડા રે લોલ;
પારિજાતક મંદાર કેરા હારડા રે લોલ. ૩૦

બાહુ-દંડ જુગમ, સૂંઢ સરખા સહી રે લોલ;
હાથ હાથનાં, હાથેલિયે મધ્યાં મહીં રે લોલ. ૩૧

અતિ અદ્ભુત, અંગૂઠા સંગ આગળી રે લોલ;
અનુમાનમાં આવે, તે મગની ફળી રે લોલ. ૩૨

નખ વીસ, રાત દિવસે તારા તપે રે લોલ;
અન્ય ઉપમા તે, અર્થ વ્યર્થમાં ખપે રે લોલ. ૩૩

બાહે બાજુબંધ, ખકેરખાં ને ફૂમતા રે લોલ;
બાંધ્યાં બાદલે બન્યાં રહ્યાં છે ઝૂમતાં રે લોલ ૩૪

પાણુ ચૂડલો, પ્રમાણુ ચતુર રંગનો રે લોલ;
અતિ અરુણુ તરુણુ દંત, તે માતંગનો રે લોલ. ૩૫

બેહુ કોરમા, જડાવ લાલની ફણી રે લોલ:
મધ્ય માણેક, હીરાની હાથ-કંકણી રે લોલ. ૩૬

હાથે પોંચીઓ, જવાળી ભાળી કંગની રે લોલ;
છલા છાબ, આરસી અતિ સુચંગની રે લોલ ૩૭

ઉર ઓપતું રસાળ તે વિશાળ-શું રે લોલ;
કમળ-કોષ કુચ-અગ્રમાં મરાલ-શું રે લોલ ? ૩૮

કંચુકી કનકકિનાર, હારશું બની રે લોલ;
ચુવા ચંદન ચરચિત, સુગંધ સોહની રે લોલ. ૩૯

લેંઘો લાહ્યનો પેર્યો, તે રંગ જૂજવે રે લોલ;
કસબકોર, જોર સાળુ કસુંબે ચૂવે રે લોલ. ૪૦
પેટ પોયણી પ્રમાણ, ક્ષીણ લંકણી રે લોલ;
સજી મેખલા રસાલ કસી કિંકણી રે લોલ. ૪૧
ઉદર ઉપર તે ત્રિવલી, વળી રહી રે લોલ;
ગિરિશ્વેત દેહ મધ્ય, ત્રિવેણી વહી રે લોલ. ૪૨
નાભિકમલ કૂવો કર્યો, બે–સુમારનો રે લોલ;
ભર્યો વારિ તે અખૂટ, ઇંદુ–સારનો રે લોલ. ૪૩
કંઠ હેઠ ઠેઠ વાસો, તે એકત્ર છે રે લોલ;
અધોમુખનું અખંડ કેલપત્ર છે રે લોલ. ૪૪
કટિ કેસરી હરિ, નિતંબ સંદલી રે લોલ;
જંઘા–જુગ્મ તે અધોમુખ છે કંદલી રે લોલ. ૪૫
ચારુ ચરણામાં, ચિત્ર લખ્યાં ચોદિશા રે લોલ;
પગ–આંગળાં વખ્યાં ચંપાકલી–જશાં રે લોલ. ૪૬
ભરી જાવક–કટોરી, હેમ નાહાનિયો રે લોલ;
ઇંદુ–બિંબને આકારે, એડી પાહાનિયો રે લોલ. ૪૭
જેહેર લંઘર તોડાને ઘૂઘરી તળે રે લોલ;
પાય નૂપુર ને વિછુવે ઝુનિ ચળે રે લોલ. ૪૮
નેણ કાજલ સાર્યાં તે કુમકુમ રોલ–શું રે લોલ;
મંદ હાસ્ય કરે, સુખ ભર્યાં તંબોલ–શું રે લોલ. ૪૯

(ગરબે ઘૂમતી જોગમાયા)

ઠઠી ઠાઠ આઠ આઠ સખી સંગમાં રે લોલ,
બાળી બહુચરા, કરે કલ્લોલ રંગમાં રે લોલ. ૫૦
કરે ગાન તાન, પાન–પાત્ર હથમાં રે લોલ;
ફરે રમક ઝમક ઠમક, સખી–સાથમાં રે લોલ ૫૧

દંત ઘૂંઘટ ગ્રહી રહી, રસાલીઓ રે લોલ;
એક એક શું લે હાથોહાથ તાલીઓ રે લોલ. ૫૨
કેશ–પાશ કની વાળિયા અંબોડલા રે લોલ;
ફેરફૂદડી ફરે ને લે હંબોડલા રે લોલ. ૫૩
એ અખંડ ખેલ ખેલે બાળી બહુચરી રે લોલ;
ત્રણે દેવ લે ઓવારણાં, ફરી ફરી રે લોલ. ૫૪
વિષ્ણુ વાંસળી વજાડે, શબ્દ–નાદ–શું રે લોલ;
ડાક વાય છે મહાદેવ, મરજાદ–શું રે લોલ. ૫૫
ધરી પાણિ પોથીઓ, તે મહાસુન્યમાં રે લોલ;
બ્રહ્મા વેદ ભણે, ચારે મુખ ધૂનમા રે લોલ. ૫૬
પુષ્પ ચંદન વરસાવે વળી દેવતા રે લોલ;
અઠ્યાસી સહસ્ર ઋષિ, ચરણ સેવતા રે લોલ. ૫૭
ગિરિશ્વેત તજી, સેવક કાજે પસી રે લોલ;
કળિકાળમાં ચુંવાળમાં, આવી વસી રે લોલ. ૫૮
બૂર શું લહે ભવાની કેરા ભેદને રે લોલ?
આદ્ય અંત એ અગમ્ય, વાત વેદને રે લોલ. ૫૯

[ ફલશ્રુતિ ]

આ અખંડ ગરબો ગાય, જે કોઈ માનવી રે લોલ;
ચરણ ચરણુને ઉચ્ચારે, સ્નાન–જાહ્નવી રે લોલ. ૬૦
અષ્ટ સિદ્ધ નવે નિધ, લે ઓવારણાં રે લોલ;
દેવી વાજિયા બધાવે દ્વાર પારણાં રે લોલ. ૬૧
મન મોહ્યું જોખ ચાચર, સોહામણે રે લોલ;
ભટ્ટ વલ્લભ મેવાડા, માને ભામણે રે લોલ ૬૨

### કજોડાનો ગરબો

ગોરમા, ઘરડો શો ભરથાર કે આપ્યો મુજને રે લોલ?
ગોરમા, ધિક ધિક મુજ અવતાર કે, શું કહું તુજને રે લોલ?

ગોરમા, રણ સંબંધીઓ બાપ કે, મા મારી પાપણી રે લોલ;
ગોરમા, સાસરે પડિયો શાપ, કે સેજ થઈ સાપણી રે લોલ.
ગોરમા, હું તો નાહાનું બાળ કે, એ મોટો બુઢિયો રે લોલ;
ગોરમા, દીઠેથી પડે ફાળ કે, મુરખ મુઢિયો રે લોલ.
ગોરમા, માહારૂં થયું જોબન કે, પીયુ વરવો થયો રે લોલ;
ગોરમા, ઘેલો કદ્રુપવાન કે, જાતે વહી ગયો રે લોલ.
ગોરમા, સોળ વરસ પ્રત્યક્ષ કે, એની એંસી થઈ રે લોલ;
ગોરમા, દીસંતો જાણે જક્ષ કે, બુધ સઘળી ગઈ રે લોલ.
ગોરમા, શીયાળાની રાત કે, સ્વાદ હોએ ઘણો રે લોલ;
ગોરમા, મૂરખ ઘરડી જાત કે, જેવો મુંગણો રે લોલ
ગોરમા, રજની રમવા ઈચ્છું કે, આણું આખડી રે લોલ;
ગોરમા, મારીશ કગ્તો .ઓઢે કે, માહે કર લાકડી રે લોલ.
ગોરમા, ગાળ નિસરે વાતે કે, સ્વભાવ તે કેમ ફરે રે લોલ!
ગોરમા, પીયુની ઘરડી જાત કે, અર્થ કહાંથી સરે રે લોલ!
ગોરમા, નવરાત્રિના દિન કે, ઘણુ સોહામણા રે લોલ;
ગોરમા, વિજયા કેરે દિન કે, મહુ મજે શણગારતા રે લોલ.
ગોરમા, સહુને મન દિવાળી કે, મારે મન હુતાશની રે લોલ;
ગોરમા, મ્હાના કરમના લોગ કે, તો હું નિસાસણી રે લોલ.
ગોરમા, રાત ચન્દની દેખું કે, જાણીએ દંવ બળે રે લોલ;
ગોરમા, મદમાતા નર દેખી કે, મન માહરૂં ચળે રે લોલ.
ગોરમા, મ્હારા કાળા કેશ કે, એ આખો પળ્યો રે લોલ;
ગોરમા, હું થઈ જોબન વેશ કે, જનમારો બળ્યો રે લોલ.
ગોરમા, મ્હોંઢેથી ચુએ લાળ કે, આંખે પાણી ગળે રે લોલ;
ગોરમા, હું નવરંગી નાર કે, તન મ્હારૂં બળે રે લોલ.
ગોરમા, નેજ બીછાવું પુષ્પ કે, એ દેખીને રુવે રે લોલ;
ગોરમા, શ્વાસ ઉધરસની પીડ કે, પીયુ ઉંઘો સુવે રે લોલ.
ગોરમા, ભૂષણ પહેરૂ વસ્ત્ર કે, ચિર બહુ ભાતનાં રે લોલ;
ગોરમા, મિથ્યા થયો અવતાર કે, સ્ત્રીની જાતમાં રે લોલ.

ગોરમા, જેને જોબન કંથ કે, પુન્ય કીધાં બહુ રે લોલ;
ગોરમા, કીધાં બહુ મેં પાપ કે, હું વૃદ્ધની વહુ રે લોલ.
ગોરમા આંખ ઉછાળીને બોલું કે, ન કરે વાત શું રે લોલ;
ગોરમા જોઉં જોબન ધણીને કે, તો હું સુજાત છું રે લોલ.
ગોરમા, ઓરિયો ન વિત્યો એક કે, હઘરણી રીતનો રે લોલ,
ગોરમા, મિથ્યા થયો અવતાર કે, દુઃખી બહુ ભાતનો રે લોલ ×-
ગોરમા, શિવ પુજું હું સન્ત કે, પામું જોબન ધણી રે લોલ;
ગોરમા, વામુ સઘળી વિપત્ત કે, ન્યાત નાગર તણી રે લોલ.
ગોરમા, માહારૂં અંગ સુંવાળું કે, હેનું હાથી ખાલશું રે લોલ;
ગોરમા, મુજથી મ્હોટું પ્રૌઢ કે, ઢકાયુ બહું વાળશું રે લોલ.
ગોરમા, ચંચળ જાતે હું છું કે, એ મુરખ વહ્યો રે લોલ;
ગોરમા, હું થઈ જોબન વેશ કે, એ ઘરડો થયો રે લોલ.
ગોરમા, નથી સાસુ ને નણંદ કે, હુ તો જીવતી રહી રે લોલ;
ગોરમા, કરમે ભાગ્યો કંથ કે, ભવ બોળ્યો સહી રે લોલ.
ગોરમા, પીયુજી આવે બ્હાર કે, હું ભમતી ફરૂ રે લોલ;
ગોરમા, લાવે, કાંઈ એક વસ્ત કે, હું તે શું કરૂં રે લોલ?
ગોરમા, જણતાં ન દીધી કાશી કે, વીખ દઈ મારતી રે લોલ;
ગોરમા, લોક સાથે કરૂં વાત કે, મા મારી વારતી રે લોલ
ગોરમા, પીયુજી સુતા મરવા કે, જાણે થાઉં સતી રે લોલ;
ગોરમા, હું કહું છું કરજોડ કે, કરમ તણી ગતિ રે લોલ.
ગોરમા, હું કહું છું કરજોડ કે, દેજો સમ્રથ ધણી રે લોલ;-
ગોરમા, કરજોડી લાગું પાએ કે, ન્યાત નાગર તણી રે લોલ.
ગોરમા, વિનતી કરૂં છું આજ કે, પ્રભુજી સાંભળો રે લોલ;-
ગોરમા, પાયે લાગું છું તમને કે, મૂકો મન આમળો રે લોલ.
ગોરમા, ભટ્ટ વલ્લભ કહે છે આજ કે, માત કરુણા કરી રે લોલ;
ગોરમા, સહુને દેજો જોડું કે, વલ્લભ કહે કરગરી રે લોલ.
ગોરમા, ભવાની ભાગો ખોડ, કે વલ્લભ કહે કરગરી રે લોલ.

[illegible] કે પરી પ્રીતનો રે લોલ (પાઠાંતર)

# શામળ ભટ્ટ

(સં. ૧૭૫૬–૧૮૨૨ આશરે)

સાદી ભાષા, સાદી કડી, સાદી વાત વિવેક;
સાદામાં શિક્ષા કથે, તેહ કવિજન એક.

[ જે જમાનામાં જૈનેતર કવિઓ પુરાણો, રામાયણ, મહાભારત વગેરે ઉપર જ નજર રાખી કાવ્યરચના કરતા હતા તે સમયે કવિ શામળ ભટ્ટે માનવીની માનવતાને રસપૂર્વક ગૂંથતી લોકવાર્તાઓ પદ્યમાં ઉતારી એક નવો ચીલો પાડ્યો શ્રી વિજયરાય વૈદ્ય કહે છે તેમ શામળની કવિતા આપણી કવિતાસ્ત્રીના કંઠનું અનેરું આભૂષણ છે. એક જ કવિએ રચેલી, આ તરેહની, આટલી આકર્ષક, આટલી સખ્યાબંધ પદ્યવાર્તાઓ ભારતભરના મધ્યકાલીન સાહિત્યમાં અન્યત્ર કદાચ નહિ હોય.

કવિ શામળ ભટ્ટ અમદાવાદના વેગણપુર (હાલના ગોમતીપુર) ના વતની હતા. પિતાનું નામ વીરેશ્વર અને માતાનું નામ આનંદીબાઈ હતું. કવિએ સંસ્કૃત તથા વ્રજભાષાનો અભ્યાસ કર્યો હતો. ફારસીનો પણ અભ્યાસ કર્યાનું તેમના ગ્રંથો પરથી અનુમાન થાય છે. "કથ્યું કથે તે શાનો કવિ?" એવી પોતાની ઉક્તિને સાર્થ કરવા શામળ ભટ્ટે પુરાણ કથાઓનું અનુકરણ કરવાનું છોડીને સાંસારિક અને ચમત્કારિક વાર્તાઓ તરફ પોતાની નજર દોડાવી.

શામળની વાર્તાઓના બીજ કંઠસ્થ સાહિત્ય તથા જૂની ગુજરાતીના જૈન સાહિત્યમાં મળે છે. એટલે એક રીતે તો તે "કથ્યું કથે છે" એમ કહી શકાય. છતાં દરેક વાર્તામાં શામળ ભટ્ટની પ્રતિભા ઝળકી ઊઠે છે. વચ્ચે વચ્ચે તે મૌલિક પ્રસંગો અને પાત્રો સર્જી આપે છે. 'નંદબત્રીસી' ની વાર્તાઓ તો તેની મૌલિક રચના ગણાય છે.

શામળની પદ્યાત્મક લોકવાર્તાઓ આમજનતાને ઘણી ગમી ગઈ હતી. તે વખતે મુસાફરીનાં સાધન કે તાર-ટપાલ પણ ન હતાં છતાં પણ શામળ ભટ્ટની વાર્તાઓ ગુજરાતને ખૂણે ખૂણે પહોંચી ગઈ હતી. કવિની આ જેવી તેવી સિદ્ધિ ન ગણાય. તેમની વાર્તાઓના રસિક અને ઉદાર, કદરદાન સિંહુજ-ના પાટીદાર રખીદાસે તેમની કીર્તિ સાંભળી શામળ ભટ્ટને પોતાના વતનમાં તેડાવ્યા અને ત્યાં ઘર-જમીન આપી માનથી વસાવ્યા. પછી તો 'ભોજ સમોવડ ભૂપ' રખીદાસના ચોરામાં રોજ રાતે શામળભટ્ટની વાર્તાઓનો

રંગભર્યો ડાયરો જામવા લાગ્યો. આજીવિકાની બાબતમાં નિશ્ચિંત બનેલા કવિએ ઘણીખરી કૃતિઓ અહીં રહીને જ રચેલી.

શામળભટ્ટ આમજનતાના પ્રિય કવિ હોવા છતાં તેમની રચનાઓ પ્રેમાનંદ જેવું સર્વકાલીન ગૌરવ પ્રાપ્ત કરી શકી નથી. તેમની રચનામાં વાર્તારસનો અખૂટ ઝરો વહેતો હોવા છતાં વસ્તુગૂંફનની કક્ષા ઉતાવળી અને ક્વચિત દોષયુક્ત લાગે છે. તેમાં ભાવોની સૂક્ષ્મતા કે ઊંડાણ તેમજ લોકસમાજનું નિરીક્ષણ પ્રેમાનંદ જેવું સચોટ હોતું નથી. છતાં આજે પણ શામળભટ્ટની વાર્તાઓ કથારસના પૂરમાં શ્રોતાઓને અને વાંચકોને ઘસડી જાય છે, એ કવિની જેવી તેવી સિદ્ધિ નથી. શામળના છપ્પા પણ ખૂબ વખણાય છે.

શામળે આશરે ચોવીસ ગ્રંથો રચ્યા છે. નંદબત્રીસી, સિંહાસન બત્રીસી, પદ્માવતી, મદનમોહના, ભદ્રાભામિની, અંગદવિષ્ટિ, રાવણ-મંદોદરી સંવાદ, પેતાળપચ્ચીસી, સડાબહોતેરી, શિવપુરાણ, વિનેચટની વાર્તા વગેરે તેમાં મુખ્ય છે.]

# ભદ્રા ભામની

[ અંબાવતી નગરીના કોટીધ્વજ વહેપારી અને નગરશેઠ દલાશાનો પુત્ર કસ્તુરચંદ આ વાર્તાનો નાયક છે. છત્રીસ લક્ષણો કસ્તુરચંદ ભદ્રા નામની એક સુંદર વણિક કન્યાની કસોટી કરી તેની સાથે લગ્ન કરે છે. ભદ્રા રૂપગુણમાં અજોડ હતી તે પદ્મિની નારીનાં સકળ લક્ષણોથી શોભતી હતી. ભદ્રા સાથે ભોગવિલાસ ભોગવતો કસ્તુરચંદ છેવટે વહાણો લઈ વેપાર ખેડવા માટે પરદેશ જવા તૈયાર થાય છે. અનેક વટાણો તથા વાણોતરો સાથે કસ્તુરચંદ જાવાનો પ્રવાસ ખેડવા તૈયારી કરે છે ત્યાંથી વાર્તાપ્રસંગ આગળ વધે છે.]

## કસ્તુરચંદનો જાવાનો પ્રવાસ

(ચોપાઈ)

રાખ્યા વાણોતર જે ઘણા, ખાસ ખેલ તે પોતા તણા;
વહાણ વીસથી અમણાં લીધ, માલ ભરી તૈયારી કીધ.
કાળાં કાપડ મોંઘે મૂલ્ય, અતિસે માલ ભર્યા અણુતૂલ્ય;
જાવે જાવા મનસા ધરી, વહાણમાં ભારે જણસો ભરી.
સઢ ચઢાવી નાંખ્યા દોર, લાગ્યો નાદ નિશા ને દોર;
એ સઘળી કીધી હેડિયે, ચડયો ભદ્રા પાસે મેડિયે.

કામની મારું કહ્યું જો કરો, તો મુજ આવ્યા વિણુ નવ ઉતરો,
ખાઓ પીઓ મેડી માળિયે, સુખે નિત્ય બેસો જાળિયે
ઘણા ડાહ્યાં ચતુરા તમો, તો શી શિખામણ દીજે અમો?
પ્રૌઢ પ્રશે વહાણે જશું, કહી વાત તે મનમા વસુ
આજ્ઞા માગી ઉતર્યો આપ, આવ્યો જ્યા બેઠા માબાપ,
કરજોડીને ઊભો રહ્યો, હેતબેલ માબાપે કહ્યો
વ્યાપાર કરતા કેમ વારિયે, તમ વિના જીવ તે કયા ઠારિયે?
વહેલા વળજો મારા પુત્ર, સર્વે રિદ્ધ તારી ઘરસૂત્ર
પુષ્ય નક્ષત્ર સાધ્યુ પ્રત, ચઢચો વહાણુમા રુડી રીત,
શુભ શુકન રુડી વાણિયે, ચાલ્યા વહાણુ કાળે પાણિયે
સઢ સલામી પોતાતણી, શોભા સફરની સુદર ઘણી,
જોયા બદર પોતે અનેક, એક એકથી ઉત્તમ એક
અગાધ અર્ણવમા વહે નીર, રહે નહી જોતા મન ધીર,
એક બે દિવસ કરતા એમ વાત, સહેજે ગયા પ્રસવાડા સાત
દેશ વિદેશ પરદેશે ગયો, ત્યા તો એક અચરત ખેલ થયો,
રુડી રાત શરદ પૂર્ણમી, અતિ ખીલી સ્વાતિ ઘણી
એવો જોગ જે દહાડે હોય, શુ કૌતક થયુ તે જોય,
અર્ણવ વીચ આવ્યો છે બેટ, છીપ્યા વહાણુ તે તળહેઠ
વાહાણુથકી સર્વે ખારવે, ઉતર્યા જઈ ભોજન કારણે,
જેવો ઐરાવત હોયે ગજ, શુદ્ધ સરખી ફરુકે ધજ
ઠામ ઠામ સુતા સહુ જાત, દોડ પોહોર ગઈ છે ત્યા રાત,
નથી જાગતુ માનવ કોય, એકલો શેઠિયો પોતે જોય
બેઠો જ્યોત દીપકની કરી, માડે નામુ હૈડે ધરી,
તન મન મેળવ્યું છે ત્યાહ, નથી જીવ બીજા કો માહ
મેળ મળતા ભૂલે કોય, તો નર નિશ્ચે ઊચુ જોય,
એક હસણી બીજો હસ, પક્ષી પણ દેવતાઈ અશ
અતરિક્ષ પાખ વડે વિસ્તરે, અમૂલ્ય મોઘા મોતી ચરે,
માનસરોવર ગુણ ગભીર, ચરે હસ સઉ તેને તીર

હંસ નરનારીની જોડ, કાયા જોતાં પહોંચે કોડ;
સમુદ્ર બેટ મોતીની ખાણ, ચારા કાજ ગયાં નિર્વાણ.
પાછાં માન સરોવર જાય, આવ્યો અર્ધ અર્ણવની માંય;
થાકી હંસણી ન ઊડે પાંખ, દીઠાં વહાણ છીપ્યાં તે આંખ.
કહે હંસલી સાંભળ હંસ, પ્રાણજીવન અધિપતિ છો અંશ;
ઘડી એક જો બેસો વહાણ, થાકો શીતળ થઈ નિર્વાણ
તેણે મેં બોલાતું નથી, તો વારંવાર શું કહિયે કથી ?
બેઠાં બે તે ઠામે ઠરી, શુભ વચન બોલી સુંદરી
અતિ ઉજ્જવલ દીસે છે રાત, કોહો આ વેળા કાંઈક વાત;
કહે હંસ સાંભળ કામનાં, જુગત આજ રુડી જામની.
શરદ પૂનમ ને સ્વાતિ હોય, મહિમા કળી શકે નહિ કોય,
નર નારી કરે જો સંગ, હોય રીઝમાં રુડો રંગ.
એક નાડે એક સોડે સૂત્ર, પડે બિંદુ પ્રગટે તો પુત્ર;
પિયુ પ્રિયાને પૂરણ પ્રીત, રમે મળી રસની રીત.

છપ્પો

પડે બિંદુ જો નીર, તીર અર્ણવ ઉદ્યોતી,
ઉજ્જવલ તેહ સોહંત, કરે મહા મોઘા મોતી,
કેળે હોય કપૂર, સૂર ઘણા મૂલ ઘોડા;
બત્રીસ લક્ષણે બાળ, પદ્મિની જુગતી જોડા;
હોય નિર્મળ ચિત્ત નર નારનું, ઉદરે ગર્ભ આવી અડે;
પુરુષ પ્રતાપિક અવતરે, છીક ખાતાં મોતી પડે.

(ચોપાઈ)

હાથણી સામું હાથી જોય, ભદ્રા જાતિક હરતી હોય;
શરદ પૂનમ સ્વાતી કહેવાય, અકલિત મહિમા તે ન કળાય.
હંસે વાત માંડીને કહી, કસ્તુરે તે સર્વે લહી;
અરે દૈવ નવ પહોતી આશ

નિરાશ થઈને બેઠા ધરણ, એમ નિસાસા નાખ્યા ત્રણ;
હંસ હંસલી સાંભળે જેમ, તાણી તાણી મેહેલ્યા તેમ.

હંસલી કાન સુણ્યા જેટલે, હંસ પ્રત્યે પૂછયું તેટલે;
શા માટે નિ.શ્વાસ મૂકિયો, ચતુર પુરુષ તે કયમ ચૂકિયો ?

ખાવા પીવા દોલત ઘણી, કરે મોજ કરોડોતણી;
તમે હંસ પૂછો એહને, શું દુઃખ પ્રગટ્યું છે દેહને ?

બોલ્યો હંસ તે વેળા વાણ, સાંભળ ભાઈ ચતુરસુજાણ !
શા માટે મૂકો નિઃશ્વાસ ? પ્રીતે સાંભળું તારી પાસ.

બોલ્યો હસીને હંસની સાથ, શાહાપુત્ર જોડીને હાથ;
તમો વાત વિનતાને કહી, સ્વાતિ પૂનમની તે મેં લહી.

પ્રેમદા તમે વખાણી પેર, તે ગુણવંતી મારે ઘેર;
એક સોડે એક નારે એક, એવી વિનતા ચતુર વિવેક.

તમો વાત વખાણી આજ, કહેતાં આવે છે બહુ લાજ;
આણે સમે કામની નવ મળે, પ્રીત વચન મારું કેમ પળે !

તેણે દુઃખ દાઝું છું અમો, કહી વાત જે પૂંછી તમો;
કહે હંસ ઝૂરો શા માટ, વનિતા દૂર તે કેટલી વાટ ?

શેઠ પુત્ર કહે સાંભળ વીર, અગાધ તો અર્ણવનાં નીર;
કહું કુંવરજી વેગળી વાત, ચાલ્યા અર્ણવ મહિના સાત.

(દોહરા)

ચંપકસેન ત્રાંબાવટી, મહિ સંગમ મહા મૂલ્ય;
ગુર્જર દેશ ગુણ આગળો, અતિશે દૂર અતુલ્ય.
કહે હંસલી હંસ સુણ, પૂછ્યો સકળ ઉપાય;
આ વેળા તમો એહને, મંદિર તેડી જાઓ;
મેળાવો એની માનિની, ભક્તિ ધણીએ ભાવ;
ઉઠો અક્ષંવ અટકી ટરી, ઊમતાં પેહેલાં આવ.

હંસ તે બોલ્યો હેતથી, ઉઠ આળસ તજ આજ;
બેસ પીઠ બહાદુર થઈ, કર મનગમતાં કાજ.
પ્રતિજ્ઞા પ્રૌઢી કરો, ખોટી ન કરો ખાંત;
પલકમાંહ પાછા ફરો, જોઈ કામિનીની જાત.
હંસલી રહી ત્યાં હોડિયે, અંત્રિક્ષ ઉડ્યો હંસ;
કસ્તુર કોટ ઉપર ચઢ્યો, વારુ શેઠનો વંશ.
આકાશ લગી ઊંચો, ચઢ્યો, નિરખ્યું ગુણ ગામ;
ધનુષની પેરે ઊતર્યો, આવ્યો તેણે ઠામ.
કહે રે મહોલ તારો કિહાં, ઓળખ આપે આજ;
પેશ મંદિરમાં પ્રીતથી, કર કામિનીનું કાજ.
નવટૂંકા ને નવલખા, રુડી રીતે રંગ;
દીપક આઠ અટારિયે, શોભા રુડા સંગ.
માનની બેઠી માળિયે, જુવતી જંતર વાય;
અગાશીમાં ઊભો રહ્યો, વનિતા વિસ્મય થાય.
શ્યામા જાણે સ્વપ્ન છે, કે ચેટક કે ચોર?
કૌતક કાંઈક કારમું, અકળિત એ અંકોર.
નહિ શેઠ કસ્તુર એ, અધિપતિ મારો આપ;
જુવતી જોઈ ત્યાં રહી, અચરત આપોઆપ.

( ચોપાઈ )

સ્વામી કહે સાંભળ સુંદરી, શું ભાળે છે દ્રષ્ટ જ ભરી?
માસ સાતની વાટે ગયો, એક સુજને તારો થયો.
પંખી-આગળ કહી મેં પ્રીત, રામા મેળવ રુડી રીત;
તે પંખીની પીઠે ચઢી, આવ્યો અહિં તે લાગી ઘડી.
નારી કહે ભલે આવિયા, મારે મન તમે ભાવિયા;
થયાં કામાતુર નર ને નાર, તે વેળા કીધો વહેવાર.

નારી કહે નર સાંભળ નેટ, પૂરણ ગર્ભ રહ્યો મુજ પેટ;
હવે નહીં જવાયે તમો, તજું પ્રાણ વણખૂટે અમો.
માબાપ તમારાને જઈ મળો, પછી પંથ તમારે પળો;
વાત કરતાં લાગી વાર, હંસ હેતથી બેઠો બહાર.
હંસ કહેઃ ખોટી થાઉં છું, હું મારે માર્ગે જાઉં છું;
તું તારે ગમે તો રહે, આવ અહીં કે ના પણ કહે.
લાગી હુતી ત્યાં દસ બાર, રાખી શાખ તે તેણે ઠાર,
તોએ નાર ન મૂકે હાથ, શાહપુત્ર મને તેડો સાથ
હંસ આવ્યો સખિયો સાથમાં, આપ્યાં મોતી બે હાથમાં;
નારી જોવા ગઈ દીપક પાસ, ઉડ્યો હંસ તેડી આકાશ.
ન આવી વાટમાં ઊની આંચ, આવ્યો રાત રહી ઘડી પાંચ;
ક્ષેમકુશળ મૂક્યો વહાણ, સંભાળ કસ્તુર સુજન સુજાણ.

### ભદ્રા ઉપર આળ આવે છે

( દોહરા )

સઠ પૂર્યો સચારમાં, આવ્યા વાય સવાય,
વણિકપુત્ર વેવારિયો, જુગતે જાવે જાય.
જાવે જે કો નર અયો, નાવે મંદિર માય,
જાય રળી જાવેથકી, પરિયાના પરિયા ખાય.
વેચે માલ મહા મૂલથી, પૂરણ લાભથી પેર,
માનની મેહેલી માળિયે, ગોરડી રહી જે ઘેર.
ગુણવંતી ગર્ભજ વાધિયો, ભારે કર્મનો ભૂપ;
વનિતાને ઘણું વાધિયું, રાજતેજ રિધરુપ.
પંચ માસ પૂરા થયા, નણદલ આવી ત્યાંહ;
ઊંચી ચઢી અટારિયે, ભામની ભદ્રા જ્યાંહ
રુપ દીઠું રંભાતણું, ભાભી દીઠા નેણ,
ઉદર જે ઉન્નત નિરખ્યું, ચંચળ દીઠાં ચહેન.

ભાભી ! તેં જ ભલું કર્યું, આ લક્ષણ શું આજ;
બોળ્યાં બોતેર બાપનાં, કુલદંતાને લાજ.
ભાઈ પરણ્યા ઘણા ભાવથી, ઘાવ લખિયો ગરજ;
તે તો તારું પાળિયું, કામની વહાલું કરજ.
સાબાશ તે સારું કર્યું, ગર્ભ વધાર્યો ઘેર;
વીર ગયાને વરસ થયું, પ્રૌઢી કીધી પેર.
શું કહેશો સસરા આગળે, શું કહેશો માબાપ?
ગુણ ઘાવ પૂરો કર્યો, તેમ તેં પાળ્યું આપ.
નાક ગયું નવ ખંડમાં કુલટા કહેશે લોક;
પડદે રહો તમે પ્રેમદા, ફાંસુ ફુલો ફોક.
નારી કહે નણદલ સુણો, પૂછો પ્રીતે દાસ;
હંસે ચઢી હેતેથકી પ્રીતે આવ્યા પાસ.
શાખ પૂરી સહુ દાસિયે, દળ વાદળ થયું દુ:ખ;
માનશે તારી માવડી, કહીને મરડયું મુખ.
બોલો ભાભી માહરી, પ્રાણ કરોને તાજ;
મુખ બોલે છે તાહરે, કાંઈક મનમાં લાજ.

(ચોપાઈ)

નિન્દા કરી બહુ નણદી ગઈ, જઈ માતાની પાસે રહી;
કહ્યો અક્ષર દીઠું તે આંખ, પડ્યો વડો વહુવરનો વાંક.
નારી નિસરી છેક જ નેટ, પ્રૌઢ ગર્ભ વાધે છે પેટ;
નીચ કામ કર્યું એલિયે, માળિયામાં બેઠી તેલિયે.
તે દ્રષ્ટે જોઈ આવ્યાં અમો, શાણા સર્વ વિચારો તમો;
સાસરો સાસુ સજ્જન સહુ, ફટ ફટ કરે છે વહુને બહુ.
રાખો વાત છાની આ ઠાર, કદી વાત જાણે દરબાર;
પૈસા માગતાં કરશે ફોક, બીજો દંડ ઉપર લે રોક.
માટે એને પીયર પરહરો, કુથલી આગ્રી શાને કરો?
એનું કર્યું ભોગવશે એહ, નાણો કોને તેણુ નેહ.

[કથાંતર—ભદ્રાનાં સાસરિયાં ભદ્રાના શણગાર ઉતારી લઈ તેને પિયર મોકલી દે છે.સગર્ભા ભદ્રાને તેનાં માતાપિતા પણ સંઘરતાં નથી. બાપ તેને ફીટકાર આપે છે અને રતોવાઈ વગડામાં કાઢી મૂકે છે. ભૂખે તરસે વનમાં રઝળતો ભદ્રા લાખા વણઝારાની પોઠમાં આવે છે. પણ તેનું રૂપ જોઈ વણઝારીઓ ઈર્ષ્યા કરે છે. વણઝારીઓ ઠગપુર પાટણની એક ગુણકાને ભંભેરે છે અને ગુણકા લાખાને દમદારી આપી ભદ્રાને પોતાની દાસી તરીકે લઈ જાય છે. ગુણકા રૂપવતી ભદ્રાને પોતાને ત્યાં રહી અમનચમન કરવા સમજાવે છે.]

## ભદ્રા ગુણકાની દાસી બને છે.

(દોહરા)

અમો સહુ તુજ દાસિયો, તું મારી સરદાર;
પાન ચાવો પ્રીતે કરી, પહેરો શુભ શણગાર.

બીજા લોક છે બાપડા, માનવ રુડાં જંન;
દિવાળી તેને વરસમાં, આવે એક જ દંન.

નિત્ય દિવાળી આપણે, નિત્ય નવા શણગાર;
નવાં પેરણ નિત્ય પાગરણ, નિત્ય નવા ભરથાર.

નિત્ય અંગે અરગજા, નિત્ય ચાતુરી ચિત્ત;
નિત્ય નવું નાણું મળે, એહ આપણી રીત.

બીજી જુવતી જો કરે, પલક એક પરવેશ;
દેખાડે સહુ આંગળી, રહી ન શકે કો દેશ.

બીજી સહુ બળી મરે, કરી શકે નહિ જાર;
નિરલે થઈ નિઃશંકશું, ભોગવીએ ભરથાર.

કુળવંતીને કેદ છે, પરાપૂર્વનો પંથ;
કાણો લૂલો આંધળો, કર્મે બાંધ્યો કંથ.

રળે મળે છે રોટલો, ધંધો કરતે ધાન;
કરે વેપાર જ ઉજળો, મહિમા ન મળે માન.

હવે ભાગ્ય તારું ભળ્યું, દિન રુડા જો હોય;
જાર જુગતેથી રીઝવો, હોશે આવે કોય.

ખાવો પીવો ખૂબી કરો, ખુશબોઈ અંગે નાહો;
રાજાની રાણીથકી, અદકો લીજે લાહો
ભદ્રાએ મન વિચારિયું, સંકટ આવ્યું આજ;
ના કહેતાં નહીં ઊગરું, જાશે મારી લાજ.

ભદ્રાનો રત્નસાગર

( ચોપાઈ )

સંકટ મોટું આવી પડ્યું, રખે કલંક મસ્તક મુજ ચઢ્યું;
ઈશ્વર રાખે મારુ આપ, જપવા માંડયો હઈડે જાપ.
હાઈડે દુ:ખ ને મોહોડે હશી, ભ્રાંત ન જાણી મનમાં કશી;
ખાઈ એક માગું છું માન, પ્રસવું જ્યાર સુધી સંતાન.
ત્યાર સુધી નવ કહેશો તમો, એકાંત જાગ ઉતરીએ અમો;
કોઈ પુરુષ સાથે નહિ રમું, ભોજન હું રાંધીને જમું.
પછે તમો કહેશો તે કરું, ધન રળી આપું ને ઘર ભરું;
કરગરીને હું કહું છું તુને, એટલું માગ્યું આપો મુને.
સહુ તે વાતે સુખિયાં થયાં, ઠરી ભદ્રા તે ઠામે રહ્યાં;
અવધ થઈ પૂરણ દસ માસ, પ્રસવ્યો પુત્ર પોતી મનઆશ.
સાક્ષાત્કાર કો બીજો કામ, દેવરુપ દેવાશી નામ;
આસના વાસના અદકી કરી, જોતાં સુખ દુ:ખ ગયું વીસરી.
પુત્ર નવરાવ્યો નારીએ, બાળ બેઠી છે બારીએ;
રવિ કીરણ પડ્યું જેટલે, આવી છીંક સુતને તેટલે.
ખમા ખમા કહ્યું વંચન, પડયાં ખોળામાં બેય રતન;
અમુલક જુગ્તિ છે બે જોડ, નહીં તેમાં ખાંપણ કે ખોડ.
વચન સ્વામી કહ્યું તે મળ્યું, કહે ભામની ભાગ્ય મુજ ભળ્યું;
વીત્યા દીન એવા ચાલીશ, નામ્યું તત્ર ગુણકાને શીશ.
હવે વેપાર તે જારી કરો, હેને હૈડાં ઉપર ધરો;
નિત્ય બે ચાર છીંક જ ખાય, રતન એકઠાં ગાંઠે થાય.

## રત્નસાગરનું અપહરણ

(ચોપાઈ)

કામની કહે હવે શું કરું, અહિયાં થકી તે કેમ નીસરું ?
જિયહાં જાઉં ત્યાં ફાટી પડું, કે હસારત લાગે વડું.
એમ વિચાર કરે જેટલે, ગુણકા ત્યાં આવી તેટલે;
બહાર આવ્યો છે મિત્ર માહરો, દેખાડ ભાવ ભામની તાહરો.
પછે રમાડજે તાહરો તન, હવડાં રમાડ એનું મન;
બોલી ભદ્રા શ્યામા સાથ, આપું રત્ન અમુલક હાથ
આજ એકાદશીનું વરત, ન કરું કામ કુડું હું તરત;
રત્ન તે નારે નરખિયું, અમુલ્ય પારખું જે પરખિયું.
એમ કરતાં પડી છે રાત, ગુણકા કહે દાસીને વાત;
આ પ્રેમદાને પુત્ર જ મરે, તો આપણુું કારજ સરે.
પુત્ર હરી એનો લિજિએ, ઊંડે કૂપ નાખી દીજીએ;
નારી નિદ્રામાં જયાહરે, લીધો પુત્ર તેનો ત્યાહરે.
સોંપ્યો તે દાસીને તરત, નાંખો કૂપમાં પમાડો મરત;
ગઈ દાસીઓ રણમોઝાર, દીઠો કૂપ જ તેણે ઠાર.
નાખે કૂપ માહે જયાહરે, દયા દીલ આવી ત્યાહરે;
આ અવતાર ગુણકાની દેહ, નીચમાં નીચ તે દાસી તેહ.
શું કરીશ હું આગળ ધર્મ, છૂટીશ કેમ આ માઠાં કર્મ ?
કૂવાના થાળમાં સુવાડચો તન, દયા પ્રગટી દાસીને મન.
મૂકી જીવતો વનિતા વળી, પોતાની ગુણકાને મળી;
તમો કહ્યું તે કારજ કીધ, કુંવર કૂપમાં નાંખી દીધ.
ઝબકીને જાગી તે નાર, પુત્ર ન દીઠો તેણે ઠાર,
પેટમાહે પડી બહુ ફાળ, કિહાં ગયો મારો બાળ ?
એક કહે ડાકણુ ઊતરી, એક કહે લીધો વંતરી;
એક કહે બલાડે લીધ, કોડ પ્રકાર એવા બહુ કીધ.

કોઈ કહે તું ઉંઘે છે બહુ, ફટ ફટ કરે છે ત્યાં સહુ;
નીચ સંગ નારીને નેટ, વળી દુઃખ પુત્રનું પેટ.

( છપ્પો )

ભૂંડું દેહમાં દુઃખ, ભૂખ પણ તેથી ભૂંડી;
ભૂંડું દેવું દામ, કામની ક્રોધી કૂડી;
ભૂંડી સ્ત્રી થઈ અનાથ, ખ્યાત ભૂંડી જ્યાં લોકે;
ભૂંડું કુગામે વાસ, ભૂંડું સ્ત્રી સુખ નહીં શોકે;
પણ ભૂંડું ભાર ઉપાડવું, ભૂંડું કાસદું કરવું ઘણું;
ભુંડાંથી ભૂંડું શામળ કહે, દુખ સુત મરવા તણું.

( ચોપાઈ )

દાવાનળ દુઃખ પડયું તે સાર, લાગ્યું મન તે અપરમપાર;
ક્રોડ દુઃખ ભૂંડાં બહુ થકી, ભૂંડું પુત્ર-વિજોગથી નથી.
વિચાર્યું વિનતાએ વાણ, હવે તજું હું મારા પ્રાણ;
કદાચ જીવ જો મારો જશે, કલંક ચઢયું તે સાચું થશે.
જીવતો આવશે મારો કંથ, કાલે વળશે પ્રૌઢ પંથ;
મારે વિજોગે તજશે દેહ, એવો નરનારીનો નેહ.
જીવતો નર ભદ્રા પામશે, કાલ કહેવાય જે રુડું થશે;
એમ સર્વે બોલે છે લોક, જોઉ સાચું કે સર્વે ફોક.
આવરદા અદકી સુતની હશે, તો બાળક મારો જીવતો થશે;
એમ કરીને વાળ્યું મંન, ઈશ્વર વાળશે મારો દંન.

( ચોપાઈ )

સાંભળ શુણુકા તું પણ માત, કહું તુજ આગળ સાચી વાત;
દિવસ એક બીજા પરચામ, માં કર માત રજ્યાની આશ.
તારે રજ્યાનો શો છે અર્થ, જોઈએ એટલો લેને ગર્થ;
પાડા પાડીનું શું કામ, વાસણ દૂધ ભરાવો ઠામ.

તેની તુજને આપું લાય, આપ્યાં રત્ન અમુલક પાંચ;
અંધારે અજવાળું થાય, નિરખી નાર હરખી મનમાંય.
સંતોખી રાખી તે ઠામ, પચાસ દિવસ ન લેશો નામ;
એહ કથા એટલેથી રહી, કહું બાળકની શી ગત થઈ.

રત્નસાગરને રાક્ષસ ઉછેરે છે

( દોહરા )

એક રાક્ષસ ઉત્તમ હતો, રહેતો તે વનમાંહ;
જળ પીવા કારણ ગયો, દીઠો કુંવર ત્યાંહ
હેતે રાખ્યો હૈડે ધરી, પ્રીત ઘણેરી પેર;
ગયો લેઈ ગુફા વિષે, સાથે તેને ઘેર.
કામદુર્ગા એક ગાવડી, જઈ લાવ્યો તે શુદ્ધ;
ઉછેર્યો આદર કરી, પાયું તેને દૂધ.
મબળસંગ રાજાતણી, કુંવરી રુપનિધાન;
ઊપાડી આદર કરી, સોંપ્યો ત્યાં સંતાન.
ઉપાસક શ્રીજક્ષણી, પૂરણ હેત પ્રસંન;
આવે ઘેર નિત્ય આપવા, દેવી શ્રીદર્શન.
પ્રાણથી વહાલો બાળ છે, જાણે મારો પુત્ર,
સાચવે પ્રીત ઘણી કરી, સાચે દિલથી સૂત્ર.
પાડયું નામ જતને કરી, અહર્નિશ એવું કામ,
કોડ કરીને કુંવરનું, રત્નસાગર શુભ નામ.
છીંકે જ્યારે છોકરો, મોટો તે મહિમાય,
પડે રત્ન પૃથિવી વિષે, સર્વે એકઠાં થાય.

ભદ્રા વીર વિક્રમને પત્ર લખે છે

( ચોપાઈ )

એ તો વાત અહિંયાથી રહી, શી ગત ભદ્રાની ત્યાં થઈ;
એક સમે બેઠી માળિયે, જાખે છે જુવતી જાળિયે.

તેહ તળે જાવાની વાટ, બેઠો તિહાં તળે કો ભાટ;
તેણે ભણ્યું કવિત જ એક, કહ્યો તેમાં વિક્રમનો વિવેક.

( છપ્પો )

રૂપશિરોમણ કામ, સ્યામ સુંદર છબી શૂરો;
રાજે રુડો રામ, નામ પરમેશ્વર પૂરો;
કનકદાનમાં કર્ણ, તરણી તો રુડો તેજે;
સત્યવાદી હરિચંદ્ર, અને ઇંદ્ર જ્યમ શોભે;
બલરાય બળી જ્યમ દાનમા, ઇશ્વર ઘેર જેને અડચો;
કહે કવિ શામળ કલિજુગ વિષે, દુખભંજન વિક્રમ વડો.

(ચોપાઈ)

એવુ પથજ તે વાટમા, વિદ્યા અધિક છે તે ભાટમાં;
સાંભળ્યું તે કામનીએ કાન, માનની મન વિચાર્યું માન.
પરદુખભંજન કહે છે સાહૃ, દુખ મુજને દાવાનલ બહું;
મારી અક્કલ ચલાવી જોઉ, એ દેહ સહેજ મનમાનો ખોઉં.
લાગે તીર કે તુક્કો થશે, થશે કામ કે સ દેહ જશે;
એક દિવસ ભિક્ષા કારણે, નાખે ટેલ બ્રાહ્મણ બારણે.
કહે ભદ્રા સાંભળ રે બ્રહ્મ, માન કહું એક મનનો મર્મ;
સાચું બોલુ તારી સાથ, પ્રથમ રત્ન એક આલો હાથ.
પછે કહું તે કરો એક કામ, જાઓ આપ ઉજેણી ગામ;
હું અબલા ને બ્રાહ્મણ તમો, ચરણ તમીને કહું છું અમો.
તુજ મુજ વચ્ચે સીતા રામ, રાખી કૂડ કરે જે કામ;
માનું પાડ ઘણો તાહરો, કાગળ લે પહોંચે માહરો.
વિક્રમસેન બેઠા હોય જ્યાંહ, સોપો પત્ર આ લઈ જઈ ત્યાંહ;
તેનો પ્રતિઉત્તર લાવજો, શીઘ્ર સિદ્ધ વહેલા આવજો.
રાત દિવસ ને સાંજ સવાર, દિવસ થયા પદર ને બાર;
નગર ઉજેણુ ભલુ નિરખિયું, હરદેવનું હઈડું હરખિયું.

(છપ્પો)

ઇંદ્રપુરી આકાર, વરણ અઢાર ભરી છે;
વિશ્વકર્માએ સિદ્ધ, જાણિએ લંક કરી છે;
જાણે ગંગ—તરંગ, ક્ષિપ્રા ઠેઠ ઠરી છે,
માનસરોવર માત, અનુમાન સુરસરી છે,
દેવ ઉપમા કાંઈ દેવની, જે નરે કયાંહી દીઠી નહીં;
શામળ કહે ઊજેણુમાં, તેજપૂંજ દીસે તહીં.

(ચોપાઈ)

હરખ્યો હરદેવ વેગે જાય, સમીપ આવ્યો રાજસભાય;
ધર્મધુરધર એવો ધીર, વિક્રમસેન સમો નહિ વીર.
અવર ઉપમા તો નવ દેવાય, નથી સૂંઠ ખાધી કો માય;
તિહા વિપ્રે દીધી આશિષ, રાજ અવિચળ ક્રોડ વરીશ.

(ચોપાઈ)

પ્રદક્ષિણા કરી લાગ્યો પાગ, સુંદર બેસણ આપી જાગ;
કયાંથી પધાર્યા કયાંહા રહો ? કામ સેવક સરખું કાંઈ કહો.
છોડયું છેડેથી એક પત્ર, કર સોપ્યું વિક્રમને તત્ર;
હું નથી જાણતો છે શું કામ, પત્ર આપવા આવ્યો આ ઠામ.
વાંચ્યો કાગળ વિક્રમવીર, ચાલ્યાં આપ નયણેથી નીર,
પરદુઃખે જેનું દિલ બળે, તેને નેત્ર આસુડા ગળે.
કાગળ લખ્યું છે જેહ, ઘાટે વિક્રમ વાચે તેહ;
સુણો સભાસદ સહુકો કાન, ધારિયે એક ચિત્તથી ધ્યાન.

(છપ્પા)

અમૃત વાડી માહ, ત્યાંહ ગર્દભ એક પેઠો;
માનસરોવર નીર, તીર કાગો જઈ બેઠો,
નિર્મળ ગંગા તોય, જોય તો ગલિમાં ઢળિયો,
પદ્મિની પ્રેમદા પુત્ર, ભૂત અંતરમાં મળિયો;

વાણી એહ વિલોમ છે, કહે કામની કહું શું કથી ?
શામળ કહે વિક્રમસેન વણ, ન્યારું કરવા કો નર નથી.

ગર્દ્ધવીઓના સેન મહીં, એક ગાય ગઈ છે,
કાગણ કેરી કોટ, હંસણી એક રહી છે,
વિજયા કેરૂ વંન, તુળસી દલ ત્યાંહ પડી છે,
છીપો સંખ્ય અસંખ્ય, ઝવેર મણિ જુગત જડી છે,
રાક્ષસીઓમાં ઋષિજણી, કથિર મધ્યે કંચન કથી,
શામળ કહે વિક્રમસેન વણ, સહાય કરવા સમરથ નથી

ઝાઝાં લસણની ખાણ, ત્યાં અત્તર શીશી ઢળી છે,
મૂરખના જુથમાય, એક ભાગ્યવંત ભળી છે,
રેણુતણો છે રાફ, કિંચિત્ કસ્તુરી ભળી છે;
ઝેર તણી છે સીપ, સાકરમાહ મળી છે,
વાડ શૂળ કાળ કાંટા તણી ઊગી કેળ ત્યાં કષ્ટથી,
શામળ કહે વિક્રમસેન વણ, સહાય કરવા સમરથ નથી.

(ચોપાઈ)

જો થાય તો કરજો સહાય, નહિ તો નિશ્ચે લખજો નાય,
ઉતાવળો ઉત્તર આવશે, રહેશે લાજ કે જીવડો જશે.

નિદાન વાત લખી છે અમો, સામર્થ્ય હોય તો કરજો તમો;
ચેત્યો રાજા ચમકયો મન, બ્રાહ્મણને આપ્યુ ભોજન.

શુભ વાત લાવ્યા હો શાખ, આપી નગદ મહોરો લાખ,
સાંઢ સોત મહોરો ભરી, રુડો આપ્યો છે નોતરી.

મંદિર જાઓ મોટા મહારાજ, કરો રુડા જે કુળનાં કાજ,
બ્રાહ્મણ કહે આવ્યો છુ કામ, પ્રતિઉત્તર લખો આ ઠામ.

લેખ લખી આપ્યો હાથમા, વિપ્ર વળાવ્યો સહુ સાથમાં,
મ... નિ... પડી, નિશ્ચિત ન બેઠો એકે ઘડી

## વિક્રમ ઠગપુર પાટણમાં

મનવેગી એક આઢ વિવેક, પોતે પાખરી કરી વિશેક;
અન્ન જળ નિદ્રાને તજી, ચાલ્યો ભૂપ ભૂધરને ભજી.
તીજે દિન આવ્યો તે ઠામ, ઠગપુર પાટણ તેણે ગામ,
નિશ–ચરચા જોવા કારણે, બેઠો જઈ ગુણકાબારણે.
દીઠી સાંઢ ગુણકાએ વળી, ઘણી દાઢ લેવાને ગળી,
જે જન એ માગે દેઉ, કરું ચરિત્ર તો સાઢ જ લેઉં.
જે રીઝાવણ જુવતી ગીત, કરી દેખાડી પૂરણ પ્રીત,
હાવભાવ કામની બહુ કરે, મહામુનિ સરખા પણ ફરે.
છળભેદ કરે જેટલે, તે નર પણ બોલ્યો તેટલે,
તારે ઘેર હોયે જે દાસ, પ્રીતે કરી લાવો મુજ પાસ
જ્યારે મન માને માહરું, ત્યારે કહ્યુ કરુ તાહરુ,
તે વાત ગુણકાને ગમી, નરપતને નારી તે નમી
લીધો દીપક પોતે હાથમા, તેડ્યો રાજા સખી સાથમાં,
દશ ચોગણી તેને પાસ, અંતે સહુ દેખાડી દાસ
ભદ્રા બેઠી ગજસ્વરૂપ, અંતે લાવી ભામની ત્યાં ભૂપ,
અકળપણે જોયો આકાર, દીઠો ભૂપતિએ બહુ સાર
વિપરીત એ ગુણકાની વાત, ન હોય એ ગુણકાની જાત,
ગુણકા હોય તો હરખે મંન, એ નારનું દાઝે છે તન.

(છપ્પો)

આભમાહે જેમ ઇંદુ રહે પટંતર પામી,
વિભૂતિ ઢાંક્યો વહ્નિ, દેખાયે જ્યમ દામી,
ટોળે વછોઈ જેમ હરણ, અરણ્ય જ્યમ એક ફરંતી,
ગજ્ઞસીઓમા મીત, ચિત્ત એક કોપ કરંતી
જેહું કમળ કરમાઈ ગયું, વનિતા કેળનુ રૂખડું,
શામળ આકારે ઓળખી, મદિપન જોતે મૂખડું.

(ચોપાઈ)

રાજા કહે શ્યામા સમતૂલ્ય, કહો માનની એનું મૂલ્ય,
મારા મનમાં તે બહુ વસી, જે માગો તે આપું હસી.
વિક્રમ કહે કહુ એક વાત, દિવસ રહુ તુજ મંદિર સાત,
તુજમાં છે વિદ્યા તે કશી, કહો નિરભ્રાંત ને બોલો હસી.

## વિક્રમ અને ગુણકાની હોડ

(દોહરા)

ગુણકા કહે પંથી સુણો, હાર જિતની હોડ;
સારી પેરે સોગઠા, તુજસુ રમવા કોડ.
બિલાડી બુદ્ધે આગળી, દીપક રાખ્યો શીશ,
રમીએ આપણ રીઝમા, હોડ બાધિયે આ દીશ.
જો દીપક નાંખી દિયે, હોડ કહો તે દેઉ;
ડગે નહીં તુજ દેખતા, તો સાંઠ તાહરી લેઉ.
લખ્યા કરાવ્યાં લોકમા, સાખી રાખ્યો રાજ,
રમત માડી ત્યા રીઝશું, કરવા રૂડા કાજ.
બેસાડચાં સખી બારણે, પ્રીતે માડયો પાટ,
દીપક *મનિસુસ્તક ધર્યો, વિપરીત દીઠી વાત.
ડગાવે નહીં દિલથકી, કૌતક દેખે લોક;
હવડાં સાઠ હારી જશે, થશે ફજેતી ફોક,
વેતાળ સમર્યો વિક્રમે, નિર્મળ તારૂ નામ,
ઉપાય કરો કાંય અવનવો, કરો જરૂરી કામ.
થયો કૂતરો કારમો, જેવો કોઈક જોદ્ધ;
બીજા એ દેખે નહી, કરીને ઉઠ્યો ક્રોધ.
નાઠી દીવા નાખીને, થયું અંધારું ઘોર,
હારી હારી સહુકો કહે, ચતુરા થઈ કે ચોર

* મનિ=બિલાડી

રાજા કહે રામા સુણો, બીજું બળ કાંઈ હોય;
તે દેખાડ સહુ દેખતાં, કળી શકે નવ કોય.

### વિક્રમ ભદ્રાને મુક્ત કરે છે

( ચોપાઈ )

તે જુવતીએ જોડયા હાથ, બોલી તે રાજાની સાથ;
તારું વચન હું શિરપર લેઉં, હાર હોડમાં કહો તે દેઉં.
રાજા કહે સહુ શુળિયે દઉં, ઘરબાર મૂચીને લઉં;
ગુણુકા કહે હું તારી દાસ, જ્યાં કહે ત્યાં જઈ વસું વાસ.
દીન બોલ કામનીએ કહ્યા, દેવરૂપને આવી દયા;
સાચું બોલ મૂકું જીવતી, આ તેં ક્યાંથી આણી સતી?
ગુણિકા કર જોડીને રહી, મૂળ વાત માંડીને કહી;
અન્યાય અમોએ કીધો ઘણો, માર્યો પુત્ર એ પ્રેમદાતણો.
કહે દાસી. "સાંભળ રે ભૂપ, નથી કુંવરને નાખ્યો કૂપ;
મૂકયો જીવતો તેને તીર, આવી ઘેર ભરીને નીર"
પરદુઃખભંજન રાજા હોય, તેથી દુખ ન પામે કોય,
માલ ખજાનો બક્ષી દીધ, ભદ્રાભામની સાથે લીધ.
ઘડિયા જોજન સાંઢ ધરી, આપ રાય અસ્વારી કરી;
ન કરીશ ચિંતા રાખજે ધીર, હું બંધવ તુજ વિક્રમવીર.
પરનારી સહોદર બેન, તું માજાઈ મારી બેહેન;
વાટે જાતાં વાતજ થઈ, કર્મકથા માંડીને કહી.
કસ્તુરચંદ પરણ્યોતો પ્રીત, કહી માંડી તે દિનની રીત;
વણઝારાને હાથે ચઢી, ઘણે સંકટ ગુણિકા ઘર પડી.
હિન કર્મરેખાનો વળ્યો, ભાટ વાટમાં મુજને મળ્યો;
તેણે વખાણ તમારું કર્યું, સાચું હૃદયા સાથે ધર્યું.
વિપ્ર મોકલ્યો વેગે કરી, આવ્યા વીર ઠેકાણે ઠરી;
સકળ દુઃખ તો વિસર્યું મન, રત્નસાગર સાભરે છે તન.

એક છીંક ખાતામાં અડે, રત્ન અમુલખ જોતાં જડે;
કસ્તુરચંદ સાંભરે છે કંથ, ગયો વેગળો પ્રીતે પથ.
તે દુઃખે રહેવાતું નથી, તે સારૂ પ્રાણ તજું સર્વથી;
મહારાજ મુને કાશીએ વળાવ, ચિઠ્ઠી કરવતની અલાવ.
રાજા કહે ન ધરશો દુઃખ, ઈશ્વર તારી ભાંગશે ભુખ;
એ દિવસે તો દુઃખ વામશે, જીવતો નર ભદ્રા પામશે.
મુવા પછી મળે નહીં કોય, સકળ બ્રહ્માંડ જો ઉલટું હોય;
સંતોખીને રાખી નાર, મળ્યો ભાટ વાટે તે ઠાર.
આવકાર અતીસે કર્યો, આશિષ સુણીને દિલડે ઠર્યો;
શ્યામાએ ત્યાં સમશ્યા કરી, એની વાતે આતરડી ઠરી.
રાખી સાંઢ કહી એક વાત, પસલી મહોરની આપી સાત;
આપ્યા રત્ન તે વીશ અમૂલ્ય, જે ચિન્તામણ સમતુલ્ય.
કર્યો વિદાય ભૂપત ભાવિયો, ઉજ્જેણી નગરી આવિયો;
મહેલ જુવતિકેરો જ્યાંહ, ઉતારી ભદ્રાને ત્યાંહ.

## કસ્તુરચંદની વીતકકથા

(દોહરા)

રામા રહી તે મહેલમાં, કરે ઈશ્વરનો જાપ;
રાજા રાજ કરે સુખે, આનંદ અતિસે આપ.
કસ્તુરચંદ વહેવારિયો, વહાણે ચઢિયો જેહ;
મુલક બંદર બહુ ફરે, તરતિણ કહું હું તેહ.
ઠરી બંદર એક ઠાઉકે, વેંચ્યો આખો માલ;
સોદો ભર્યો તે શહેરનો, ચાતુરની જેમ ચાલ.
સુલતાનનગર વિચ આવિયા, જુગલ થઈ સુલતાન;
તે મધ્યે ગુણકા રહે, ઉતારે બહુ માન.
ગુણવંતી ગુણ આગળી, વડા છે રાજમહેલ;
આવે વિદેશી વાટમા, ખરો રમાડે ખેલ.

ભારે ઉપાસન ભૂતનુ, વેચે તે વેચાય,
ક્ષણુમા થાયે જીવતુ, ક્ષણુમા તે મરી જાય
રોકયા વહાણુ તે વાટમા, લાગે મારો દાવ,
આવી ચઢયા છો વાટમા, વેગે આપી જાવ
ટસ્તુર કહે સુણુ કામની, તુ શી પૂછે ખ્યાત?
શુ માગે છે દામણુા, વિસ્તારી કહે વાત
સાચા સાસુ જોયુ નહી, વોળાની દેશુ વાત,
જૂઠાને જુગતે લઉ, ઘણો ઘડીને ઘાટ
સાક્ષી રાખુ સામટા, રાજ હજુરી સત્ય,
વચમા ઈશ્વર આણિયો, પચપ્રમાણી પ્રત્ય
છે મૃતક વરસ વીશનુ, કટક સરખી કાય,
આણી આગળ નાખિયુ, દેખે સર્વ સભાય
છે મૂવુ કે જીવતુ, તે તુ વાત જ બોલ,
સહુ સભા જેમ સાભળે, મનનો પડદો ખોલ
નાયકા કહે તે મૂરખ થશે, જશે જશ ને ભાર,
મૂરખને અમે લૂગિયે, જશવત શિર સરદાર
કહે મૃવુ કે જીવતુ, જે કો સાચો થાય,
તે મદિર જાય મલપતો, દેખે સર્વ સભાય
વિચાર કરે સહુ વાણિયા, એમા મોટી ફૂટ,
જેમ તેમ લેશે માલને, જાણ્યુ મનમા લૂટ
ના કહે નવ છૂટીએ, હા કહિએ તો હાલ,
વિચારી જોના વાટમા, ખૂચી લેશે વહાણુ
મૂવુ કહિયે તો માલ લે, જો જીવત કહિયે પેર,
તો કહેશે ટહાડી મોકલો, જાય અમારે ઘેર
મહાજન મળી દશાવિયુ, તે તો મૃતક હોય,
કટક દીસે કઈ વરસનુ, જીવિત ન કહે કોય

પ્રવેશ કરી પ્રીતે જઈ, જડ ચૈતન જેમ થાય;
આળસ મરડી ઊઠિયુ, રીઝયો ત્યારે રાય.

માલ મૂકાવ્યો મંદિરે હાર્યા કરીને હોડ;
હોડી બેસાડી હાંકિયા, ખરી દેઈને ખોડ.

કસ્તુર કુંવર એમ નિરછ્યો,ન સર્યો એકે અર્થ;
જાઉં ઘેર હું જીવતો, ઘણો ઘેર છે ગર્થ.

પરમેશ્વરે આપ્યો હશે, જો તે વેળા તંન;
રત્ન હશે ઘેર છીંકનાં, ડગલે ડગલે ધંન.

આપે થઈને એકલો, ચર્ચા જોવા કામ;
ત્રાબાવટી નગરી ગયો, ઘર પોતાને ઠામ.

પૂછ્યું જઈ પટંતરે, આપે રહી એકાંત;
ત્યાંહાં એક મણુસ મળ્યું,ભાંગી મનની ભ્રાંત

દંતકુંવર કરોડપતિ, કુશલ છે કહો ઠામ ?
વેપાર વણજ કેવા કરે, ગુણ કેવા છે ગામ ?

શાહપુત્ર પરિવાર છે, શી છે ઘરની રીત ?
નામ એનું મેં સાંભળ્યું, તેથી મારે પ્રીત.

(ચોપાઈ)

સખે વીરા પૂછે કઈ વાત, તે ઘેર વરત્યો મહા ઉત્પાત;
તેનો કુંવર ગયો પરદેશ, ઘેર વહુ રહી જોબનવેશ.

હરામ બુદ્ધિ તે નારે કરી, પિયર મૂકી તેને પરહરી,
તેના પિતાએ જાણ્યું આપ, મૂકી વન તેને માબાપ.

ત્રંબકસેને તે જાણિયું, અધર્મ મનમાહે આણિયું;
લૂંટી લીધો ઘરભંડાર, ગયો કાર ખોયો વેપાર.

સર્વે પેઢિયો ઊઠી ગઈ, ભૂંગળ સાંટે ભોગળ-રહી,
દંત હતા તે દાતણ થયા, હવડાં સદાવ્રત લેવા ગયા.

(દોહરા)

પ્રલે કાળ સમ ઉકળ્યું, ઊઠી અંગે ઝાળ,
હવે હાણુ દેહની કરું, આણુ મારો કાળ
ધિક્ક અવતાર એ માહરો, ધિક્ક ડહાપણુ ધિક્ક રૂપ;
ધિક્કાર અક્કલ એ અમતણી, જઈ પડું જળકૂપ
ઝંપાવા માંડયું કૂપમાં, વપુ સાંભળી વાંક;
જીવતો નર ભદ્રા પામશે, સંભારી એ આંક.

## કસ્તુરચંદ ને વિક્રમની મુલાકાત

(દોહરા)

અથડાતો ઉજ્જેણમાં, આવ્યો એક જ દંન;
મહાકાલેશ્વર શિવ કને, મરવા કીધુ મંન
વિક્રમને જઈ વીનવું, તેણે અર્થ શો થાય?
એવું આપી નવ શકે, વડો જે વિક્રમરાય.
મધરાતે મહા રુદ્રની, અચરત પૂજા ઈશ;
કહાડી ખડ્ગ કોટે ધર્યું, સમર્પવાને શીશ.
મહિપત મહાપૂજા મિષે, શિવ દેહેરામાં જાય;
દીઠો દુખિયો દેહ કંપતો, અચરત પામ્યો રાય
શિર છેદે તો છે આજ્ઞા, સો સમ તારે સાથ,
મા મા કહિને મહિપતે, ઝાલ્યો તેનો હાથ.

(ચોપાઈ)

દુઃખિયે દીઠું તેનું રૂપ, ભારે મહિપતિ એ કો ભૂપ;
અરસપરસ ધરતા મન ધીર, ઓળખિયો ત્યાં વિક્રમવીર.
તે દુખિયાને ભેટયો હુદે, અમૃતવાણી મુખથી વદે·
શા દુઃખે મરવા કારણે, આવ્યા છો શિવને બારણે?
આપ રાય દીઠો એકાંત, બોલ્યો મન મૂકીને ભ્રાંત;
નિવાસ ત્રાંબાવટીએ આપ, દંતકુંવર કોટીધ્વજ બાપ.

ધાવ લખ્યો તે પૂરો કર્યો, ભદ્રા ભાગ્યવંતીને વર્યો;
રામા સાથે રાગ જ કીધ, મહેલું માતપિતાએ દીધ.
ભર્યાં વહાણ જાત્રાને નેટ, છીપ્યા એક સમુદ્રને બેટ;
હંસ હંસણી મળિયાં રાત, શરદ સ્વાતિની કહી વાત.
બેસી પંખ ગયો હું ઘેર, દેઈ ઋતુ પરવર્યો પેર;
જાવે જઈને વેંચ્યો માલ, વળતી વાટે થયો એક ખ્યાલ.
ગુલિકા સાથે પાડી હોડ, લીધો માલ ખૂંચીને કોડ;
ગયો ત્રાંબાવટીએ જ્યાંહ, વિપરીત વાત થઈ છે ત્યાંહ.
પૂછી તેનો લીધો પાર, વનિતા ગર્ભ રહ્યો તે ઠાર;
નારીને દેશવટો દીધ, માલ સર્વ રાજાએ લીધ.
સાંભળી વાત ન રહી ધીર, જઈ ચેતાવું વિક્રમવીર;
વળી વિચાર્યું મેં મન માંહ, અપાર દુઃખ જાઉં હું ક્યાંહ ?
એમ વિચારી પૂજ્યા ઈશ, સમર્પતોતો દુઃખે શીશ;
ઝૂક્યું ખડ્ગ માથે જેટલે, મહારાજ આવ્યા તેટલે.
મહિપત કહે સ્થિર રાખો મંન, સર્વે મળશે થોડે દંન;
અમરત વચને પોખ્યો તેહ, શીતળ કરી દુખિયાની દેહ.
વિચાર પ્રથમ રાયજી કર્યું, લૂટેલ દ્રવ્ય પાછું દઉં ધર્યું;
પછી ભદ્રા પામશે નાર, છે ઈશ્વિર નોધારાધાર.
બીજે દિવસે પૂરું એક વહાણ, સંગ શોભિતા સાથ સુજાણ;
વિવિધ પ્રકારે ભરિયાં વસ્ત્ર, નાળ ગોળા સામગ્રી શસ્ત્ર.
ખેડ્યું નૌકા ક્ષિપ્રાનીર, જઈ પહોંચ્યું ગુલતાની તીર;
શુણિકા પામી મનમાં સુખ, હવે ભાંગશે મારી ભૂખ.
હવે ભક્ષ ભલુ આવિયું, રાજદ્વારે તે કહાવિયું;
ગામરાય ચેતાવ્યો જઈ, હોડ પાડવા તત્પર થઈ.
ગામલોક ને રાજા સાચ, શેઠ પટેલ પ્રમાણિક પાંચ;
ઈશ્વરને વચમાં આણિયો, સાખી તેનો જીગ જાણિયો.

### દોહરા

સભા મળી સહુ ગામની, નાના મોટા લોક;
ખળ લોકોને ખાંત છે, શાહુતણે મન શોક.

મૃતક આણી ત્યાં નાંખિયું, ભરી સભા મોઝાર;
એ છે મૂવું કે જીવતું, બોલો આપે ઠાર.

વિક્રમસેને વિચારિયું, એ કો ભૂતનું કામ;
જોતાં કરે છે જીવતું, દેખે બાધું ગામ.

વેગે વીર હંકારિયો, બાંધ્યો પ્રેત પ્રમાણ;
મૂક્યો જઇ ઉજેણના, સિદ્ધવડે સુજાણ.

મહિપત કહે એ મૃતક છે, જો ઉઠાડે આ દીશ;
નહીં તો ઘર ખાલી કરો, વળતું છેદું શીશ.

રાંડે ઉપાય અદકા કર્યા, ભાંગ્યું સઘળું જોર;
હારી હારી સહુ કો કહે, ચતુરા કીધી ચોર.

સુખ પામી સભા સહુ, રિઝયો નગરનો રાય;
જેહ કરે તે ભોગવે, નારાયણનો ન્યાય.

પકડી લીધી પલકમાં, ખાંતે દઈને ખોડ;
ઘણે ઠામ ગાજી હતી, હુંસ હરાવી હોડ.

કહે તો ઉઠાડું મૃતકને, ઠરી રહું જે ઠામ;
પછે દેઉં તુંને શૂળિયે, દેખે બાધું ગામ.

કર્યો પ્રવેશ મૃતકમાં, વડો વેતાલ જ વીર;
આળસ મરડી ઉઠિયો, દઢ મન રાખી ધીર.

સાત સલામ સહેજે કરી, નમી નમીને પાય;
દુઃખભંજન તું દેશપતિ, વડહથ વિક્રમરાય.

ઇંદ્રથકી ઉત્પન્ન હુઓ, અનળીઅળ તું આપ;
અન્તવાત મૂર્છા વળી, મહિમા તુજ પ્રતાપ.

સૂકયાં હોય તે પાલવે, કડવાં મીઠાં થાય;
મૂવાં જીવ જે માનવી, એ તારો મહિમાય.
અચરત પામ્યા અધિક જન, કૌતક જોઈ કામ;
ગુલતાનધીશ ચરણે નમ્યો, સુણી નરપતિનું નામ.
ધન્ય ભાગ્ય ધરણીતણું, ધન્ય હું ધન્ય આ દેશ;
દિવ્ય દેવાંશી પૂતળું, પ્રીતે કર્યો પ્રવેશ.
ઓશિંગણુ અમને કરો, ઘણો વાંક વિવેક;
દેહ શુભ છે દીકરી, આપું તમને એક.
કન્યા સોંપી કસ્તુરને, ભરાવ્યું વિવેકે વહાણુ;
હતો તેથી ચોગણો, લક્ષ કોટિધા પ્રમાણ.
ગુણિકા મૂકી જીવતી, દીધું જીવતદાન;
ઉજેણુ આવ્યો અધિપતિ, મોટપકેરું માન.

વિક્રમ રત્નસાગરનો પત્તો મેળવે છે.

( દોહરા )

પુરમાં પાસે રાખિયો, કસ્તુરચંદ કુમાર;
રાત પડી રળિયાતમાં, વિક્રમે કર્યો વિચાર.
મહિમા મોટો માવડી, હરસિદ્ધ માત હજૂર;
વ્યાપી રહી જે વિશ્વમાં, નારાયણી નિધિ-નૂર.
સર્જનહાર સંહારિણી, કરતા હરતા કામ;
જગમગ જ્યોતિ જુગમાં, નવે ખંડમાં નામ.
દેવીને દેહેરે ગયો, પૂજા લઈને પ્રીત;
સહસ્ર નામથી સ્તુતિ કરી, રુડા ગુણની રીત.
આધાર અંગૂઠે એકથી, ઊભો રહ્યો એક પહોર;
દેવી ગળ્ઢ દેહેરે થયો, માગ માગ આ ઠોર.
માતા માગું એટલું, તું જાણે છે આજ;
અંતર્યામી અધિપતિ, રાખો છો નિત્ય લાજ.

કુંવર કસ્તુરચંદનો, રત્નસાગર જે રિદ્ધ,
તે મળે માતા મને, એહ બતાવો વિદ્ધ
માતા કહે મહિપત સુણો, અકલ ધરીને અંત,
વસે વિંધ્યાચળ વેગળો, પશ્ચિમ કેરે પંથ.
આધી દીશા ઈશાનમા, ગેહેવર એક ગુફાય,
દઉક નામ દાનવ વસે, તેત્રીશ તણો છે રાય
ઉપાસન અદકું કરે, જક્ષણી કેરૂ જોર;
ઔષધી તેના હાથમા, ગુણ તેમા બહુ ઘોર.
એક રાખે છે દીકરો, બીજી રાખી નાર,
દહાડે કો દેખે નહીં, પીછે નહિ કો પાર.

( ચોપાઈ )

નિત્ય જક્ષણી તેને ખાય, ઉદય થયે સજીવન થાય;
માટે ત્યા પ્રીતે પરવરો, પ્રસન્ન જઈ જક્ષણીને કરો.
જો વચન થયુ માહરૂં, હણું કરશે જક્ષણી તાહરૂ,
તાહરો આગળ વધશે ધર્મ, એનુ એ ભોગવશે કર્મ
આજ્ઞા માગી મહિપત વળ્યો, કર્યો કામ તે પંથે પળ્યો,
આવી જક્ષણી હાથ ત્રિશૂળ, કોપે તેના કહાડે મૂળ
અલ્પા કોણ તું આવ્યો અહિ, હાથ ચઢ્યો તું જઈશ જ કહિ !
આયુષ પરવાર્યું તાહરૂં, કર્મ જોરાવર છે માહરૂં.
છે શાહુકાર કે જાતે ચોર, કોણ ઈષ્ટ ઈશ્વરનુ જોર ?
જુગતે વિક્રમે જોડ્યા હાથ, બોલ્યો તે શક્તિની ગાથ
પૂછો છો. તો સુણજો તમો, ઉજેણીનગ્રા અધિપત અમો;
હરસિદ્ધ હુકમથી આવ્યો અહિં, માવડી તારા મોહોલ જ મહિ-
શિવ મદ કાલેશ્વરનું જોર, વૈતાળ વીર તે છન્ને ગોર,

પરદુ:ખે મુજ સોંપુ પ્રાણ, દુઃખભંજન તે મુજને જાણ;
એમ બોલ્યો વિક્રમ જ્યાહરે, જક્ષણી ત્યાં બોલી ત્યાહરે

## વિક્રમ અને જક્ષણી

(દોહરા)

કહે જક્ષણી રાય સુણ, જો જાણે પરદુઃખ;
તો આ વેળા આ ઘડી, ભાંગો મારી ભૂખ.

ભૂપત કહે તુને ભાવતું, મન મેલીને માગ;
રખે રાખતી ઓરતો, જુગતે રુડી જાગ.

રુધિર રાજા તું પા મુને, વળતું છેદું શીશ;
સંતોષ થઈશ હું એટલે, દુઃખભંજન તું દીશ.

મહેલ્યું કુંડું મુખ આગળે, નિસરી રુધિરની વેલ;
છેદી હાથ ખાડો કર્યો, થઈ રંગની રેલ.

પાયું પેટ ભરી ત્યાહાં, રહ્યાં એકલા અસ્ત;
હવે શીશ લઉં સામટું, વારુ ગમે જે વસ્ત

હા હા કહી કર ઝાલિયો, માગ માગ તું માગ;
આશા પૂરુ તાહરી, પ્રગટ્યા તારા ભાગ્ય.

વચન વિક્રમ હાથે ધર્યું, વારુ માગું વ્રત,
દૈત્ય ન કરશો જીવનો, પ્રીતે પમાડો અંત.

દુઃખભંજન દાવે આવિયો, કરવા નર પરકામ;
બાધી મેલ્યા છે બે જણાં, તે પહોચાડું ઠામ.

વિક્રમ એક વૃક્ષે ચઢ્યો, શિર આથમિયો સૂર;
દૈત દશાથી આવિયો, પાપતણો જે પૂર.

પુરુષ જીવાડ્યો પલકમાં, નિમેખ જીવાડી નાર;
દીપકજ્યોત દીપાવિયાં, આવી જોગણી ઠાર.

કાયા કાપી કોડશું, સર્વ મળ્યો સંજોગ,
[illegible] [illegible]ને આપિયો, લે ભવાની ભોગ.

ભવાની હ્યે। આ લક્ષ કરો, વચન બંધાણી વેશ;
વણ જીવાડે વહી ગઈ, દેવી દક્ષણ દેશ

[ કસ્તુરચંદ, ભદ્રા અને રત્નસાગર એક બીજાને મળે છે ]

(ચોપાઈ)

પ્રગટ રૂપ પોતાનું કર્યું, વનિતા પ્રત્યે વચન ઉચર્યું;
રખે ચિંતા કરતા કો આપ, મેળવું તમારા મા ને બાપ.
હંકાર્યો વૈતાળ જ વરત, રથ રઢિયાળો આણ્યો તરત;
રત્ન અમૂલખ ભરિયાં ત્યાંહ, બાળક બેસાડ્યા તેમાંહ.
તે ઘડી તે વેળાએ તેણ, આવ્યો અધિપત શ્રીઉજેણ;
ભદ્રા પાસે આવ્યો ભૂપ, હસતુ મુખ રઢિયાળું રૂપ
કસ્તુર મન્યાનું શું એંધાણ, પ્રીછે કેમ તેને પ્રમાણ ?
ડાબી કુખ કટીનો લંક, ઉજ્જ્વલ લાખું એને અંક.
રત્નસાગર કુંવર જો મળે, એ એંધાણે વળગાડે ગળે,
છઠ્ઠી આગળી જમણે હાથ, દીઠી ડાબા પગને સાથ.
પ્રગટ પારખું એહ વંતન, ખાય છીંક તો જડે રતન;
ક્યાથી મારા કર્મ જ માંહ, એવો પુત્ર મળે તે ક્યાંહ ?
તે નારીને દીધી આશ, આવ્યા કસ્તુરચાને પાસ;
ભદ્રા જો મળે ભામની, કેમ ઓળખો તે કામની ?
તે ઓળખવાનું કારણ કહ્યું, અતુલ્ય તેજ તેની દેહ વસ્યું;
પદ્મ કર ડાબામાં સૂત્ર, બત્રીસ લક્ષણો પ્રસવે પુત્ર.
નર નારીને ત્રીજો તન, મેળવ્યા એક મહીપત મન;
ભામનિયે દીઠો ભરથાર, ચાલી હરખ આંસુની ધાર.
પુત્ર જેટલે ચરણે પડ્યો, કાઠી કંચુકી પાનો ચડ્યો,
છીંક આવીને રત્ન જ પડ્યું, ઘણા હેતથી અચરત અડ્યું.
હ્રત્ય વેરથી આવી આપ, તેડાવ્યાં તેનાં માબાપ;
કુંવરી પહેલી આપીતી જેહ, તેના પિતાને આપી તેહ.

ઉપન્યો તેના મનમાં નેહ, કસ્તુરને પરણાવી તેહ;
રાજાએ તેડ્યો પરધાન, બહુ પેરે દીધાં સન્માન.
તારી જે ડાહી દીકરી, પરણાવ તે શેઠને સુંદરી;
મહારાજ કહો છો તો લીજિયે, કન્યાદાન કોડે દીજિયે.

છપ્પા

ધન્ય અવતાર વિક્રમ તણો, ધન્ય પરમારથ કામ;
ધન્ય કવિ શામળ કહે, થયું નવખંડે નામ.

## પરચુરણ છપ્પા

### પેટ

પેટ કરાવે વેઠ, પેટ વાજાં વગડાવે,
પેટ ઉપાડે ભાર, પેટ ગુણ સૌના ગાવે;
પેટ પળે પરદેશ, પેટથી પાપ કરે છે.
પેટ કરે છે પ્રેમ, પેટ તો સત્ય હરે છે;
વળી સંચ પ્રપંચ અધિક કરે, પેટ કાજ નરકે પડે;
શામળ કહે સાચું માનજો, પેટ પાપ નરને જડે.

૨

પેટ ચડાવે વાંસ, પેટથી નરતક નાચે,
પેટ કાજ ગુણ ગાય, ઊંચ નીચને જાચે;
પેટ કરે છળ કપટ, પેટ રણમાં રખડાવે,
પેટ કરે વિખવાદ, પેટ તો શીશ કટાવે;
ચોરી ચાડીને ચાકરી, અધર્મ સૌ આ પેટના;
શામળ કહે સાચું માનજો, પ્રપંચ પાપી પેટના.

૩

ક્રિયા ધડકણને ધીર, ક્રિયા ગુણહીણનને જ્ઞાતા,
ક્રિયા કૃપણને કર્ણ, ક્રિયા દંભીને દાતા;
ક્રિયા રંકને રાય, ક્રિયા અકરમી ઇંદર,
ક્રિયા પાપી પુણ્યવંત, ક્રિયા ચખહિણને ચંદર.

વળી અણુપઢિત પંડિત કિયા, બેશી પારકે બારણે;
· શામળ કહે માન ગમાવિયાં, કુડા પેટને કારણે.

## લોભ

લોભે ઘટે કુળલાજ, કાજ બગડે ને ભાગે;
લોભે ઘટે વહેવાર, ભાર શોભા પણ ભાગે;
લોભે લક્ષણ જાય, થાય અન્યાય અધર્મે,
લોભે સંતસંતાપ, છાપ ચોટે કુળ કર્મે.
માન-સમાન મોટપ ઘટે, શુદ્ધ કુળમાં શૂળ છે;
શામળ કહે સૌ માનજો, લોભ પાપનું મૂળ છે

## મોત

૧

જે જાયું તે જાય, જેહ ફૂલ્યું તે ખરશે;
ભર્યું તેહ ઠલવાય, ચડ્યું તે તો ઊતરશે.
લીલું તે સુકાય, નવું તે જૂનું થાશે;
આયુર્દા વશ સર્વ, કાળ સૌ કોને ખાશે.
નેે કિન્નર જક્ષને રાક્ષસો, દેવ ગાંધર્વને દાનવી,
મઘવાદિક પણ મોતે મરે, કોણ માત્રમાં માનવી ?

૨

મારૂં મારૂં કહે મૂઢ, કાચી કાયા માયા;
અજ્ઞાને આરૂઢ, અધ થઈ પંપી પાયા.
આ મારૂં ઘરસૂત્ર, પુત્ર મારો પરણાવું;
ઘડપણ પાળે મને આજ અભિમાન ભરાવું.
પણ દીપક વશ છે વાયુને, કાંઈ રૂપો કાચનો,
શામળ કહે મૂઢ મમતા કરે, એવા શરીર અસાચનો

૩

શાખે લખ રજવાન, હોય પીંજરમાં પેઠેો,
અરધુ નીચ આસન, ન જોને એ જઈ બેસે.

વજ્રગુફા ગંભીર માંહી કોરાવી ખાણે;
ઇંદ્રજાળ વિદ્યાય, જુગતથી જો વળી જાણે;
સંભાળી સાચવી સાંચરે, કોટી જતન કોડે કરે;
જાળવતાં પણ જીવે નહીં, મોત વખત નિશ્ચે મરે.

### હિંમત

હિંમત મૂકે હાણ, હિંમત મૂકે તન ધ્રૂજે;
હિંમત તજે જીવ જાય, સરસ રસ્તો નવ સૂઝે.
હિંમત મૂકે હમેશ, જરૂર જર ને જશ જાયે;
હિંમત મૂકે દામ લેણના દેણા થાયે.
હિંમત મૂકગાથી હારિયે, ભડકી વેણ ન ભાખીએ;
કવિ શામળ કહે છે સર્વદા, હૃદયે હિંમત રાખીએ.

### ગરજ

ગરજે ઘેલા સાથ જાય, ડાહ્યો પણ દહાડી;
ગરજે નીચ ઘર ઊંચ, હેજ લાગેણી લાડી.
ગરજે પંડિત રાય, મૂરખની માને સેવા;
લક્ષપતિ તજી લાજ, ગરીબ ઘેર જાયે લેવા.
વળી ગર્જે ગર્વ ઘટે ઘણો, ગરજે રોષ મૂકી રહે;
કવિ શામળ કહે વશગરજો, ક્વરણને કાકો કહે.

### સ્વભાવ

૧

કેસર ક્યારા માંહી, બરાસ કસ્તુરી બ્હેકે;
પાછળ કનકની પાળ, લક્ષધા મોતી લહકે.
ગંગા ગોમતી નીર ઝવેર જડીતજ આરી;
સોળ ધરી શણગાર, સિંચે નરપતિની નારી.
એવી રીતે કરી ઉછેરિયો, લસણ છોડ ગંગા તટે;
બદબોઈ ઉઠે પણ બહુ ઘણી, શામળ સ્વભાવ નવ મટે.

## વિદ્યા

૧

મુકાવે વિદ્યા માગ, પૂર્ણ જશ વિદ્યા પામે,
વિદ્યા શોભે વાન, નૃપતિ વિદ્યાને નામે
વિદ્યામાહી વિવેક, વિમળ વિદ્યાથી વાણી,
વિદ્યાને વશ વિશ્વ, જગતમા મોહિની જાણી
સદ્‌વિદ્યા રત્ન વિશાળ છે, વિદ્યાથી વડુ નહીં કશુ,
સદ્‌વિદ્યા આગળ ધન કશુ, વિદ્યાહીન જન તે પશુ

૨

લક્ષપતિ તો લાખ, દીઠા નિર્માલ્ય પ્રમાણે,
જાય નાયનુ રાજ્ય, રૂપ પણ રહે ન ટાણે
કુળ પણ હોય કલકિ, જોર જોતામા જાયે,
જોબન પણ વહી જાય, વશ નિર્વંશી થાયે
નહિ રાજ ચોર કે અગ્નિભય, માગ મુકાવે બહુ ધકી,
મોટા પુરુષો મન માનજો, સદ્‌વિદ્યા શુભ સહુ થકી.

૩

પડિત જાય વિદેશ, તોય જશથી જાણીતો,
પડિત પ્રાક્રમ પૂર, મહિપતિનો માનીતો
પડિતને પરણામ કરે, જન સૌ કર જોરે,
પડિતને સનમાન, માન અનમીના મોરે.
જે આગમ નિગમ છે ગુણ ઘણા, લક્ષ કોટિમા જે લહે,
છે વિદ્યા મોટી વિશ્વમા, શામળભટ્ટ સાચુ કહે.

## કૃપણ

જેમ ઘાચીનો બળદ, રાત દિવસ તે ફરિયો,
જ્યમ ગદ્દો ગુણહીણ, ભાર અણલેખે ભરિયો
પારો જેમ પખાલ, પુનાર પરઠે પાણી,
વેઠે પકડ્યો વીર, તરફડીને તે તાણી
જર રજ્યો રાજ થઈ ગકરો, વેઠી દુખ વધારિયો,
શામળ નવ ખાધિ ખરચિયો, જાની બાળ ગારિયો

## આશા

આશા ઊંડી ખાણ, પહાડથી થાય ન પૂરી;
હેમ મેરૂસમ હોય, તોય પણ રહે અધૂરી.
આશાનીર અગાધ, બહુ જન તેમાં બૂડયા;
કોણ શાય કે રંક, કોણ રૂડા કે ભૂંડા?
શૂરાપૂરા પંડિત સહુ, ભણ્યા ગણ્યા ભૂલી ભમ્યા;
આશારૂપી અરણવ–જળે, શામળ કહે સહુ શમ્યા.

## અર્થી

અર્થી ન ગણે પાપ, અર્થી જગને નવ જૂએ;
અર્થી ન માને શાપ, પાણી પરિયાનું ખૂએ.
અર્થી કુડાં કામ કરે, બેકે નવ બીએ,
અર્થી બોળે નામ, લાખ લાંછન શિર લિયે.
અર્થી તો જીવ આપે ખુએ, અર્થી અવગુણ નવ ગણે;
અર્થી આંખે દેખે નહીં, શામળભટ્ટ સાચું ભણે.

## ભીખ

૧

ભીખ માંહી નહીં ભોગ, ભીખથી જોગ ન સાધે;
ભીખ માંહી નહીં માન, ભીખથી ભાગ્ય ન વાધે.
ભીખ નામ નિર્માલ્ય, ભીખથી ભારજ ખૂએ;
ભિક્ષુક ઓછું પાત્ર, ભીખ સામું કો જૂએ?
છે વરણ તુચ્છ તે સરવથી, ભીખ હોય હલકી બહુ;
કવિ શામળ કહે શાણા સુણો, ભીખથી ભુંડું શું કહું.

૨

મોતથી ભૂંડું માગવું, ધર્યો જન્મ તે ધીક;
કેવો દાતા સૂમને, ભુંડી સૌથી ભીખ.

કાયર શૂર વખાણવો, કૃપણ કહી દાતાર;
નીચને ઊંચ વખાણવો, ભારે ગ્રહવો ભાર.
અધર્મી હોય અભાગિયો, અધિક જણાવે હઠ;
રીઝવવો રાજા કહી, ભીખને માથે ભઠ.
ગુણી કહેવો ગુણહીનને, સ્વલ્પ જ્ઞાની શઠ;
ન રહે બોલ જાચક તણો, ભીખને માથે ભઠ.

## સુખદુઃખ

૧

દુઃખે જાય સદ્બુદ્ધિ, દુઃખે ભણતર નવ ભાવે;
દુઃખે ડહાપણ દૂર, દુઃખે કુડ કપટ કરાવે.
દુઃખે દેહમાં રોગ, તેજ તનનું તો નાસે,
દુઃખમાં લીલા લહેર, પલક નવ આવે પાસે.
દુઃખ દાવાનળમાં ડુબિયો, જરીયે શાંતી નવ જડે,
હસવું ન આવે હેતથી, ફૂલ મુખમાંથી કયમ પડે ?

૨

સુખે સાંભરે સર્વ, વ્યસન બહુ વિધનાં સૂઝે;
રમવું હાસ્ય વિલાસ, સ્નેહની જુક્તિ સૂઝે
ભાંડ ભવાઈના ભાવ, જાન જોણું ને જાતર,
ખટરસ ભોજન ખેલ, મહા સુખ મહિમા માતર.
દુઃખ દાવાનળમાં જે પડયો, સુખ સર્વે એનું ગયું,
હસવું કયમ આવે હેતથી, પીંજર બળી પ્રલે થયું ?

# રાજે

(સંવત ૧૭૭૬ આસપાસ હયાત)

[ કૃષ્ણલીલા ગાનાર મુસ્લીમ કવિ રાજેભાઈનો જન્મ (ગરાસિયા) મોલેસલામ મુસલમાન કોમમાં થયો હતો. તેમનું વતન ભરૂચ જીલ્લાના આમોદ તાલુકાનું કેરવાડા ગામ હતું. પિતાનું નામ રણછોડભાઈ હોવાનું જણાય છે. તેમની કવિતા જોતાં તેમણે લાંબુ આયુષ્ય ભોગવ્યું હોય એમ જણાઇ આવે છે. કૃષ્ણલીલા ગાનાર મુસ્લીમ કવિ તરીકે તેમનું નામ સ્મરણીય છે. રાજેની કવિતાના બે ભાગ થઈ શકે. (૧) શ્રીકૃષ્ણ અને ગોપીઓનો હાવકો શૃંગાર તથા (૨) નીતિ અને વૈરાગ્યબોધ. તેમની કવિતા સાદી છતાં મધુર છે. ]

## ગોપીનો કાગળ

ગરબી

કાગળ મોકલું રે, વહાલા વાંચો હેત કરી;
એકવાર આવજો રે, નીરખુ મુખડાં મૂછ ભરી.
વિનતા ગ્રેહે તણી રે, લખતાં લોચન ચાલે નીર;
અબલા અવતર્યાં રે, વાલા કહો કેમ ધરિયે ધીર?
બાળે વેશમાં રે, લાગી પરણ્યા પહેલી પ્રીત;
વર વિઠ્ઠલ વર્યો રે, અવર વરવાની શી રીત?
ત્રિકમ તમ વિના રે, સુકાં સહુ વાડીનાં વાન;
લીલાં કેમ રહે રે, વહાલા પલ્લવ છો આ વંન.
સહુ અળખામણું રે, સુજને કુટુંબતણો પરિવાર;
વહાલા વીખે ભર્યા રે, વેરી બોલે સહુ સંસાર.
અન્ન પાણી તજ્યાં રે, હવે પડશે પાપી પંડ;
સૂનું તમ વિના રે, વહાલા લાગે છે બ્રહ્માંડ.
જ્યાંહાં હરિ રંગે રમ્યા રે, તે ગને જાગી ખાવા ધાય;
તે સુખ સાંભરે રે, તમ તમ હૈડે હોળી થાય.
રહેવાતું નથી રે વહાલા, કહું છું મૂકી લાજ;
મળજો દયા કરી રે, રસિયા રાજેના મહારાજ.

## આજની ઘડીરે રળિયામણી

આજની ઘડી રે રળિયામણી,
હાંરે મ્હારા વ્હાલોજી આવ્યાની વધામણીજી રે; આજની૦
હાંરે સોહસેણુ પૂરોની સાથિયા,
હાંરે ઘેર મલપતા આવે તે હરિ હાથિયાજી રે આજની૦
હાંરે સખિ, આલેરા વાસ અણાવીએ,
હાંરે મ્હારા વ્હાલાજીનો મંડપ રચાવિયેજી રે આજની૦
હાંરે સોહાસણ ચાર તેડાવીએ,
હાંરે મ્હારા વ્હાલાજીને મોતીડે વધાવીએજી રે આજની૦
હાંરે સોહાસેણુ મળશે જે ઘડી,
હાંરે મ્હારા પ્રભુજી પધારે તે ઘડીજી રે આજની૦
હાંરે મળ્યા દાસ રાજેના સ્વામી ફાંકડા,
હાંરે હું તો મોહી રહી મૂછના આંકડાજી રે આજની૦

## जिनविजयजी

(સં ૧૭૭૧)

[ જિનવિજય નામે જુદા જુદા ચાર જૈન કવિઓ મધ્યકાલીન યુગમાં થઈ ગયા છે તે પૈકી ક્ષમાવિજયના શિષ્ય જિનવિજયજીએ રચેલા બે સ્તવનો અહીં રજૂ કર્યાં છે

પરણવા માટે આવેલા જાણીતા નેમજી (નેમિનાથ) પોતાના લગ્નની મહેફિલમાં હનન ન કરવા માટે એકત્ર કરેલા પશુઓનો ચિત્કાર સાંભળી તોરણેથી પાછા વળી જાય છે હિંસાથી તેમનું મન ત્રાસી ઊઠે છે રાજકન્યા રાજુલમતી (જેને પરણવા માટે નેમજી જતા હતા તે) ત્યાં જોતી જ રહી જાય છે પરણતા પહેલાં જ તે નેમજીને પોતાના હૃદયાસને પધરાવી ચૂકી હતી. નેમજી સંસાર ત્યાગ કરી ગિરનાર પર તપ કરવા ચાલ્યા જાય છે રાજુલમતી નેમજીના પ્રેમની જોગણ બની તેમના પગલે અનુસરે છે

રાજુલ–નેમિનાથના કરુણાન્ત પ્રેમ–વિરહને વર્ણવતી રસિક કવિતા જૈન સાહિત્યમાં ખૂબ જાણીતી છે કૃષ્ણ–ગોપીના વિરહ જેવી જ ભાવના તેમાં પ્રગટે છે કવિએ નીચેના સ્તવનમાં રાજુલમતીનો વિરહ ગાયો છે]

# રાજુલમતીનો વિરહ

(સ્તવન)

તોરણ આવી કંત, પાછા વળીઆ રે;
મુજ ફુરકે દાહિણ[1] અંગ, તિણે અટકળીયા રે. ૧

કુણ જોશી જોયા જોશ, યુગલ[2] કુણ મિલિયા રે?
કુણ અવગુણ દીઠા આજ, જિણથી ટળીયા રે? ૨

જાઓ જાઓ રે સહિરો દૂર, શાને છેડો રે?
પાતળીઓ શામલ વાન, વાલિમ તેડો રે. ૩

યાદવકુળ તિલક સમાન, એમ ન કીજે રે;
એક હાંસુ બીજી હાણ, કેમ ખમીજે રે? ૪

ઈહાં વાયે ઝાંઝ સમીર[3], વીજળી ઝબકે રે,
બાપીઓ પિઉ પુકારે, હિયડું ચમકે રે. ૫

ડર પાવે દાદુર[4] સોર, નદીઓ માતી રે;
ઘન ગર્જારવને જોર, ફાટે છાતી રે. ૬

હરિતાંશુક[5] પહરિયાં ભૂમિ, નવ રસ રંગે રે;
બાવલીયા નવસર હાર, પ્રીતમ સંગે રે. ૭

મેં પૂરવ કીધાં પાપ, તાપે દાધી રે,
પડે આંસુધાર સંવિધાખ, વેલડી વાધી રે. ૮

મુને ચઢાવી મેરૂ શિશ, પાડી હેઠી રે;
કિમ સહવાયે મહારાય, વિરહ અંગીઠી રે? ૯

મુને પરણી પ્રાણ–આધાર, સંયમ લેજો રે;
હું પતિવ્રતા છું સ્વામી, સાથે વસજો રે. ૧૦

---

૧ જમણું, ૨ ચાહિયા.
૩ પવન, ૪ દેડકો, ૫ લીલાં, હરીયાળા.

એમ આઠ ભવારી પ્રીત, પીડડા પળશે રે,
મુજ મનહ મનોરથ નાથ, પૂરણ ફળશે રે. ૧૧

હિવે ચાર મહાવ્રત સાર, ચુંદડી દીધી રે,
રંગીલી રાજુલ નાર, પ્રેમે લીધી રે. ૧૨

મૈત્રાદિક ભાવના ચાર, ચોરી બાંધી રે,
દહી ધ્યાનાનળ સળગાય, કર્મ ઉપાધિ રે. ૧૩

થયો રત્નત્રયી કંસાર, એકા ભાવે રે;
આરોગે વર ને નાર, શુદ્ધ સ્વભાવે રે. ૧૪

તજી ચંચળતા ત્રિકયોગ, દંપતિ મળિયાં રે,
શ્રી ક્ષમાવિજય જિનનેમ, અનુભવ કળિયા રે. ૧૫

## रत्नो भावसार

( सं १७५५ )

[ રત્નો ખેડાનો ભાવસાર હતો. જૈન મુનિ ઉદયરત્ન પાસેથી તે કાવ્ય કળા શીખેલો એમ કહેવાય છે. એના રચેલા કૃષ્ણવિરહના બારમાસ ગુજરાતી સાહિત્યમાં અજોડ છે. રત્નાની 'બારમાસી'ને વિવેચકોએ રત્નકણિકા સમાન ગણી છે. એના બાર માસ નાના નાના પ્રકૃતિ ચિત્રો વડે, લાઘવયુક્ત ભાવોદ્બોધન વડે અને મધુરી હલક વડે મધ્યકાલીન સાહિત્યનાં રમ્યતમ ઊર્મિગીતોમાં સ્થાન પામે તેવા સરસ બન્યા છે. એ બાર માસીમાંથી ચૈત્રથી ભાદરવા સુધીના ૭ માસ અહીં ઉધ્ધૃત કર્યા છે. ]

## કૃષ્ણવિરહના મહિના

(સાખી)—ચત્રે ચતુરા સંચરી, ઊભી જમુનાને તીર,
પય ન્યાળતી પ્રેમદા, રડતાં ભીંજે ચીર.

ચૈત્ર માસનો ચાંદલો, રૂડી નિર્મળ રાત;
સ્વપ્નામાં સ્વામી રમી ગયા, હુરે થઈ રળિયાત.

જાગીને જોતાં દીસે નહીં, ફાળ પડી છે પેટ;
બોલાવ્યા બોલે નહીં, નાશી પેઠા, રે નેટ.
કોમળ કર ધરિ દીવડો, ચતુરા ન્યાળે ચોપાસ;
ખોળતાં ખૂટી રે રાતડી, ન મળ્યા શ્રી અવિનાશ.
પાછલી રાત પરોઢિયું, ઊઠી પ્રાતઃકાળ;
જોશીડા જોશ સંભાળજો, આ શું આળપંપાળ ?
સુખ સ્વપ્નાતું સાંભરે, ભીતર ભડકા રે થાય;
રત્નાના સ્વામી રે શામળા, આવી મળે તો ઓલાય.
ઓધવજી રે સંદેશડો, કહેજો મથુરા મોઝાર;
જેરે દહાડાના ગયા નાથજી, ઝૂરે વ્રજની નાર. ઓધવજી રે૦
(સાખી)—વૈશાખ આવ્યો રે સખી, વહી ગયા ખટમાસ;
હજી સંદેશો ના'વિયો, કાગળની શી આશ ?
વૈશાખે વાયા રે વાયલા, પાક્યાં દાડમ દ્રાખ;
પાકી તે રાયણ આંબલી, ગળી આંબાની સાખ.
લૂકનાં લહેરાં લાગે ઘણાં, બહાર નવ નીસરાય;
ધરતી ધખે ને રવિ તપે, કોમળ મુખ કરમાય.
ફૂલડાંની સેજ સમારિયે, બહેંકે ચંપો ને જાય;
વહાલાજી કેરે વીંઝણે, કોને ઢોળું રે વાય ?
માંગ સમારૂં રે મોતીએ, સેંથે ભરૂં રે સિંદૂર;
નાથજી ! લ્હાવો લીજિયે, જોબન જાય ભરપૂર.
ગ્રીષ્મ ઋતુ અતિ દોહેલી, વ્હાલા વિચારો મન;
રત્નાના સ્વામી રે શામળા,સોંપ્યું તન મન ધન. ઓધવજી રે૦
(સાખી)—જેડે જોડી સોગઠી, પાસા લીધા હાથ;
જાણ્યું પડશે પાધરા, અવળા પડિયા નાથ.
જેઠ લગી જોઈ વાટડી, કોઈ આવે ને જાય;
કાગળ કટકો મળ્યો નહિ, લખવા જાદવરાય.

# पुरीवाई

(स १७३७-१८०८)

[ પુરીબાઈ ઉમરેઠના વતની હતા તેમણે સીતાવિવાહનો પ્રસંગ ગાયો છે તેને 'સીતામંગળ' એવું નામ આપ્યું છે તેણ ગુજરાતના પહેલાં કવયિત્રી તરીકે પુરીબાઈને ગણાવી શકાય તેમની ભાષા સાદી છતાં પ્રૌઢ છે. ૭ કડવાનું 'સીતામંગળ' કાવ્ય વાંચવું ગમે તેવું છે ]

## ધનુષભંગ

(કડવું ઢાળ)

રતનાળિ સીતાજીએ વેણ વછોડી,
                    શેષ નાગ સળકી રહ્યા કરજોડી,
સુખની છબી અતિ બુદ્ધિ શોધીએછ માઈ,
                    રોહિણીપતિ દરશને આવ્યા બાઈ.
નાસિકા શુકચંચુ અધરરસ મોહે,
                    દંત દેખીને માનવીનાં મન મોહે.
શણગાર સજે રાજ જનકકુંવારી,
                    તેની શોભા બની ત્રણ લોકથી ન્યારી.
કર કોમળ ને રાતા કુમકુમ જેવા,
                    ચુડલો રતનાળો બાજુબંધ તેવા;
કો દંડને ભાગતા હાથ ચંપાણા,
                    મોટા ભૂપતિ માંય પડ્યા ખસિયાણા.
સ્વામિ ! આજ તમે મને કેમ વિસારી ?
                    જુગજુગ માહીં હું તો હતી રે તમારી,
ત્યાં તો ધનુષ ભાંગીને સાત ખંડ કર્યા રે,
                    પછી જનકની કુંવારીને રામ વર્યા રે.
ત્યારે ચૌદ લોકમાહિં ચાલી વધાઈ,
                    કરજોડીને એમ કહે પુરીબાઈ.

## સીતા-વિદાય

( કડવું-ઢાળ )

પેશામણીનો સમય થયો છે, માગી લ્યો જે લેઈ એજી;
દશરથરાયને સોનાનું ટીલું તો, રઘુનંદનને જનોઈ એજી.
પાંચે વસ્ત્ર આપ્યાં રઘુનંદનને, રંગ કસુંબે બોળીજી;
ઘરસાડી ઘરચોળાં અણાવો, ને પાટણની પટોળીજી.
જાનરડીને ઝૂલતી સાડી ને, માંડવે આવીને પેરેજી;
ઝાલ ઝૂમણાં ને નાકે વેસર, સીતાબાઈ કેરેજી.
સીતાબાઈ સાસરે ચાલ્યાં ને, દાદાના દેશ મૂકયાજી;
સીતા વિના તો સૂનું લાગે ને, તુલસીના કયારા સૂકયાજી.
પાછું વાળી જુએ સીતા પનોતાં ને, દાદાને આશિષ દેયજી;
ઘણું જીવજો દાદાજી મોરા ને, રાજ અવિચળ રહેયજી.
ઘણું જીવજો વિરજી મોરા ને, ભાભીના નવરંગ ઘાટજી;
સીતાબાઈને પાસે બોલાવીને, કહે છે પોતાની માતજી.
ગદગદ કંઠે થયા જનકજી ને, આંસુડાં ઢાળે માયજી;
મારી સીતાને તમે સુખ દેજોને, ચૌદ ભુવનના રાયજી !
લાડકી સીતા કહ્યું કરજે તું, લાજ વધારજે તારીજી;
રમકડાં રળિયામણાં આલ્યાં ને, દીધી શીખામણ સારીજી.
સીતાબાઈ સહિયરોને મળીને, પછી સાસરિયે જાયજી;
પુરીબાઈ કહે છ કડવાં તે, પ્રીતે પૂરણ થાયજી.

# प्रीतमदास

(सवत १७८१-१८५४)

[પ્રીતમદાસે ખેડા જીલ્લાના સધેસર ગામને પોતાનુ નિવાસસ્થાન બનાવ્યુ હતુ તે જ્ઞાતિએ ભાટ હતા અને તેમના પિતાનું નામ રઘુનાથ દાસ હતુ અભણ કુટુબમા જન્મ પામ્યા છતા પ્રીતમદાસે પોતાના પુરુષાર્થ અને ગુરુ ગોવિંદરામ (બાપુજી?) ની કૃપાથી સારી કવિત્વશક્તિ પ્રાપ્ત કરી હતી પ્રીતમદાસની કવિતા બે ભાગમા વહેંચી શકાય (૧) ભક્તિ અને (૨) જ્ઞાન-વૈરાગ્ય

પ્રીતમદાસની સરસ-ગીતા, જ્ઞાનકક્કો, ગુરુમહિમા, જ્ઞાનમાસ વગેરે કૃતિઓ જાણીતી છે આ ઉપરાત તેમનાં કૃષ્ણલીલાના પદ અને ભક્તિ તથા વૈરાગ્યને લગતાં પરચુરણ પદો પણ ખૂબ પ્રસિદ્ધ છે ' હરિનો મારગ છે શૂરાનો નહિ કાયરનુ કામ જોને " એ પદ તો બહુ લોકપ્રિય અને ચિરજીવતાને પાત્ર છે ]

## હરિનો મારગ

(રાગ છાયા ખમાજ-તીન તાલ)

હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનુ કામ જોને,
પરથમ પહેલુ મસ્તક મૂકી, વળતી લેવુ નામ જોને
સુત વિત દારા શીશ સમરપે, તે પામે રસ પીવા જોને,
સિન્ધુ મધ્યે મોતી લેવા, માહિ પડ્યા મરજીવા જોને
મરણ આગમે તે ભરે મૂઠી, દિલની દુગ્ધા વામે જોને,
તીરે ઊભા જુએ તમાસો, તે કોડી નવ પામે જોને
પ્રેમપથ પાવકની જ્વાળા, ભાળી પાછા ભાગે જોને
માહી પડ્યા તે મહાસુખ માણે, દેખનારા દાઝે જો[illegible]
માથા સાટે મોઘી વસ્તુ, સાપડવી નહિ સહેલ [illegible]
મહાપદ પામ્યા તે મરજીવા, મ[illegible] [illegible]નો મેલ [illegible]

રામ-અમલમાં રાતા માતા, પૂરા પ્રેમી પરખે જોને;
પ્રીતમના સ્વામીની લીલા તે રજની દંન નરખે જોને.

## સંતકૃપા

સંતકૃપાથી છૂટે માયા, કાયા નિર્મળ થાય જોને;
શ્વાસોશ્વાસે સ્મરણ કરતાં, પાયે પાતક જાય જોને.
કેસરી કેરે નાદે નાસે, કોટી કુંજરજૂથ જોને;
હિંમત હોય તો પોતે પામે, સઘળી વાતે સૂથ જોને.
અગ્નિને ઉધેઈ ન લાગે, મહામણિને મેલ જોને,
અપાર સિંધુ મહાજલ ઊંડી મરમીને[1] મન સહેલ જોને.
બાજીગરની બાજી તે તો, જંબૂરો[2] સૌ જાણે જોને;
હરિની માયા બહુ બળવતી, સન્ત નજરમાં નાણે જોને.
સન્ત સેવતા સુકૃત વાધે, સહેજે સીજે કાજ જોને;
પ્રીતમના સ્વામીને ભજતા, આવે અખંડ રાજ જોને.

## પ્રથમ પ્રભુથી પ્રીત ન કીધી

પ્રથમ પ્રભુજી શું પ્રીત ન કીધી, અંતે સંત તેડાવો રે;
તુળસી લાવો કોઈ તિલક બનાવો, રામભજન સંભળાવો રે. પ્રથમ૦
લાહ લાગી ત્યારે કૂપ ખોદાવો, કહો કેમ અગની બુઝાશે રે?
ચોર ધન સહુ હરી ગયા પછી, દીપ કરે શું થાશે રે? પ્રથમ૦
બાળપણું રમતોમાં ખોયું, જોબન વાહાલી જુવતી રે;
વૃદ્ધપણે છોકરડાં વાહાલાં, પછી જુવે તે માગે મુક્તિ રે. પ્રથમ૦
કહે પ્રીતમ પ્રભુ પૂરણાનંદ ભજો, એજ પદારથ સાચું રે,
વેદ પુરાણ શાસ્ત્ર એમ બોલે, એમાં નથી કાંઈ કાચું રે. પ્રથમ૦

## કાયા કલ્પદ્રુમ

કાયા કલ્પદ્રુમ સમ જાણો, શોભા વરણી ન જાયે રે;
કર્મનાં મૂળ અનાદિ ઊંડાં, ફૂલે ફળે સદાય રે. કાયા૦

[1] મરમી-જાણકાર [2] જંબૂરો=બાજીગરનો છોકરો.

શત શાખા શાખા ડાળ દ્વાદશ, પત્ર છત્રીશ હજાર રે;
આથાવેલ રહે નવપલ્લવ, પુષ્પ તણો નહિ પારરે. કાયા૦
જીવ ઈશ્વર પંખી બેઉ બેઠા, એક જોગી એક ભોગી રે;
જોગી જોગ જોગતે શું જીવે, ભોગી તે અતિ રોગી રે. કાયા૦
કાળ–કુંજર કરે ધ્વંસ દ્રુમને, ચૈતન્ય ચોકી રહેને રે;
જન પ્રીતમ એવું જાણીને, નામ અમર ફળ લેને રે. કાયા૦

## નૌતમ વયમાં

નવરસના ભર્યો નાથજી, નૌતમ વયમાં,
રહે સદા અમારી સાથજી, નૌતમ વયમાં.

વદન સુધાકર સાર છે, નૌતમવયમાં,
તે તેજ તણો ભંડાર છે, નૌતમ૦
અધર અરુણ ઓપે વળી, નૌતમ વયમા,
દીસે દશન કુંદકેરી કળી, નૌતમ૦
નાસા જળસુત સોહાવ્યું, નૌતમ વયમાં,
ભ્રૂ મનમથ ચાપ ચઢાવ્યું, નૌતમ૦
નેણ–બાણ તીખી અણી, નૌતમ વયમાં,
હેલામા મન લે છે હણી, નૌતમ૦
રવિનંદન કુંડળ કાન છે, નૌતમ વયમાં,
રસિયાજી રૂપનિધાન છે, નૌતમ૦
મૃગમદ ચદન ટીકો કર્યો, નૌતમ વયમાં,
મણિ મુગટ લસિત છોગો ધર્યો, નૌતમ૦
નટવર–છબી જોઈને, નૌતમ વયમાં,
ભજ પ્રીતમ ચિતડું પરોઈને, નૌતમ૦

# तुलजाराम ( लज्जाराम )*

(सं. १८४३ मां हयात)

[ તુલજારામ અમદાવાદના ઔદીચ્ય સહસ્ર બ્રાહ્મણ હતા. તેમના તાનું નામ સુખરામ હતું. તુલજારામે રચેલી 'અભિમન્યુ-આખ્યાન' થા 'સગાલપુરી' એ બે કૃતિઓ મળી આવી છે. સગાલપુરી–'સગાલશા આખ્યાન' સંવત ૧૮૪૩માં પૂર્ણ થયાનું કવિ જણાવે છે. કવિનું "અભિમન્યુ-આખ્યાન" ઠીક જાણીતું છે. તેમાંથી રણમાં જવા નીકળેલા અભિમન્યુ સાથે ઉત્તરાના મિલાપનો પ્રસંગ અહીં ઉધ્ધૃત કરેલો છે ]

## ઉત્તરા-અભિમન્યુ સંવાદ

(પરજની સાખી)

ઉત્તરા મુખથી ઉચરી રે. "સાંભળ્ય મુજ ભરથાર!
જો તમ્યો રે રણવટ સાંચરો તો મારોજ મુજને ઠાર."
ઉત્તરા મુખથી ઉચરી રે. "તું સાંભલ મારા નાથ!
તમો રે રણવટ સાંચરો, મને મુપીજ કોને હાથ?"

(રાગ વેરાડી)

તમે ચાલો તો રામજીની આંણુ રે, હો સુભદ્રાના જાયા!
તમે ચાલો તો કાઢું મારા પ્રાણુ રે, હો સુભદ્રાના જાયા!
વૈરાટ મારો પિતા કહિયે, સુદેષ્ણા મારી માત;
મેં તો તમને ઓળખ્યા, જ્યારે ઝાલ્યો ચોરીમાં હાથ રે. હો૦
અર્જુન સરખા સસરોજી મારે, સુભદ્રા સરખાં સાસુ;
કૃષ્ણ સરખા મામોજી મારે, તમો રણવટ જાઓ તો ફાંસુ રે. હો૦

---

* તુલજારામનું "અભિમન્યુ આખ્યાન" પહેલાં લજ્જારામની કૃતિ તરીકે જાણીતું થયેલું. લહિયાના પ્રમાદથી હસ્તપ્રતમાં લજ્જારામની આગળનો 'તુ' લખવાનો રહી જવાથી તુલજારામને બદલે લજ્જારામ વંચાયું એમ પ્રા. શિવલાલ જેસલપુરા તેમના મહાનિબંધમાં લખે છે.

અર્જુનના તમે તન કહાવો, વસુદેવના દોહિત્ર રે,
કૃષ્ણના ભાણેજ કહાવો, તમે ભીમના ભત્રીજ રે હો૦
સોળ કળાનો જેવો ચદ્ર શોભે, એવી શોભા તમારી,
જેવુ હસ્તિનાપુર બેસણું, તેવી અર્ધાગના હુ નારી રે હો૦
રાજહસ તમને જાણી મે કર્યો તમારો સગ,
જો જાણતી બગ બાપડો, તો કયમે ન અરપત અગ રે હો૦

(રાગ બેરાડી દેશી બીજી)

ગોરી મારી મેલો ઘોડીવાની વાગ રે, કુવરી રાવ તણી
ગોરી! ખસો, રથ તણો દો માગ રે, કુવરી રાવ તણી
ગોરી! મારી હવે રહ્યુ કયમ જાય રે? ,, ,, ,,
ગોરી! મારૂ માસ શિયાળ ન ખાય રે, ,, ,, ,,
ગોરી! હુ તો અર્જુન કેરો તન રે, ,, ,, ,,
ગોરી! કયમ જુદ્ધથી ફેરવુ મન રે, ,, ,, ,,
ગોરી! મારો લાજે અર્જુન તાત રે, ,, ,, ,,
ગોરી! મારી લાજે સુભદ્રા માત રે, ,, ,, ,,
ગોરી! મારે શુકને કો ન જાય રે, ,, ,, ,,
ગોરી! મારે લોક હસારત થાય રે, ,, ,, ,,
ગોરી! મારી જાણત આવી નાર રે, ,, ,, ,,
ગોરી! નવ જાત હુ રણમોઝાર રે, ,, ,, ,,
ગોરી! એક વાર લાવે જુગદીશ રે, ,, ,, ,,
ગોરી! હુ તો છેદુ આમાકેરુ શીશ રે, ,, ,, ,,
જેણે મુને ખોટી કહીની નાર રે, ,, ,, ,,
ગોરી, આપણુ મળશુ પેલે અવતાર રે, ,, ,, ,,

(રાગ પરજિયો)

મને મારીને રથ ખેડય રે, બાળા રાજા રે!
મને જુધ્ધે સાથે તેડ રે, ,,
આપણુ અરખા સરખી જોડ રે, બા૦
મને જુદ્ધ જોયાના કોડ રે, બા૦

લાવો હું ધરૂં હથિયાર રે, બા૦
કરૂં કૌરવનો સંહાર રે, બ૦
છાંડી જુદ્ધ વળો ઘેર આજ રે, બા૦
મારા બાપનું અપાવું રાજ રે, બા૦
નારી કેશ સમૂળા કાઢે રે, બા૦
રથ ઉપર દેહ પછાડે રે, બા૦
મારૂં જોબનિયું ભરપૂર રે, બા૦
મને મેલીને ચાલ્યા દૂર રે, બા૦
મેં તો શો રે કર્યો અધર્મ રે ? બા૦
મારે કિયા જનમનાં કર્મ રે ? બા૦
મેં તો વેલો વાધતી તોડી રે, બા૦
મેં તો ધાવતી બેન વછોડી રે, બા૦
મેં તો વહેતી નીકે દીધો પાગ રે, બા૦
લીલા વનમાં મેલી આગ રે, બા૦
વળતી બોલ્યો અભિમન રે, ઘેલી રાણી રે !
તમે વાત વિમાસો મન રે, ઘેલી રાણી રે !

× × ×

( ઢાળ )

ઉત્તરા કુંવરી વાણી બોલી, સાંભળ મુજ ભરથાર,
તમે જુદ્ધ કરવા સંચરો છો, ચક્રવ્યૂહ મોઝાર.
મરજો કે મારજો તમે, નવ દેશો પૂઠ લગાર;
મુને સહિયર મેણે મારશે, કહેશે કાયરી નાર
અવનીમા જે અવતર્યાં તેને, મરવું એક જ વાર;
મોત થકી ડરિયે નહિ, તે માટે મુજ ભરથાર.

## ગોવિન્દરામ

(સં. ૧૮૧૭– ૮૭૦ સુધી હયાત)

[ગોવિન્દરામ ભરુચ જીલ્લાના આમોદ ગામના ઔદીચ્ય બ્રાહ્મણ હતા. તેમણે "કલિજુગનો મહિમા" લખ્યો છે તે ઘણો અસરકારક છે. આ કવિએ તળપદી ભાષામાં ઉપદેશને લગતા કેટલાક ચન્દ્રાવળા લખ્યા છે તે ઘણા રોચક છે. તે ઉપરાંત તેમની ઉખિયા-શિવસ વાદ વગેરે બીજી રચનાઓ પણ મળે છે. અહીંઆં પ્રાણ, જે વલ્લભાચાર્યની અસરથી વૈષ્ણવ થયેલા તેમના વિવેનું નાનકડું કાવ્ય આ કવિએ લખ્યું છે તે પણ નોંધપાત્ર છે]

## ઉપદેશના ચન્દ્રાવળા

જીવ જગતનો એવો ડાચો, કથા સાંભળવા જાય,
ખાંડ લવાઈને ભૂંગળાં વાગે, ત્યાં પણ તૈયાર થાય;
ત્યાં પણ તૈયાર થાય તે જોવા, બુઢાપણાની લજ્જા ખોવા,
કહે ગોવિંદરામ ગધેડા ગંગામાં નાચો,
જીવ જગતનો એવો ડાચો. ૧

ગાડા ઉપર વહોરો બેઠો, વાટયે ચાલ્યું જાય,
મારગમાં ઢેફા આવ્યા, ઊંચા–નીચું થાય;
ઊંચા–નીચું થાય તે ગાડું, વહોરાજી તમે ઝાલજો નાડું,
કહે ગોવિંદરામ જઈ પડયો હેઠે,ગાડા ઉપર વહોરો બેઠો. ૨*

સવળું કહેતાં સમજ્યો આડું, તેની સમજણમાં બહુ ફેર,
ગાડા ઉપરથી પડતું મેલ્યું, માથું થઈ ગયું ઝેર;
માથું થઈ ગયું ઝેર તે ફૂટી, તોય મૂરખ મેલે નહિ મૂઠી,
કહે ગોવિંદરામ એ વહોરાનું નાડું,
સવળું કરતાં સમજ્યો આડું. ૩*

* બીજી તથા ત્રીજી કડીમા માલ ભરેલા ગાડા ઉપર બેઠેલા વહોરાજીનો રમૂજી ટુચકો મૂકયો છે. ઢાળવાળો માર્ગ આવતા ગાડીવાન વહોરાજીને નાડું પકડવા કહે છે. વહોરાજી ગાડાના દોરડાને બદલે પોતાના લેંઘાનું નાડું બે હાથે પકડે છે. પરિણામે હેઠા ગબડી પડે છે, છતા મૂઠીમાં પકડેલું નાડું છોડતા નથી.

ભિત્યે ભુજંગ કાઢીને તલઝારે, તેને પૂજી લાગે પાય,
તે ભુજંગને પ્રગટ દેખે, મૂરખ મારવા જાય;
મૂરખ મારવા જાય તે પાપી, ભિત્યે તો પૂજે છે થાપી,
કહે ગોવિંદરામ પ્રગટને મારે, ભિત્યે ભુજંગ કાઢીને તલઝારે. ૪
છાણુ તણો લઈ કરે સેખો, તેને પૂજી લાગે પાય,
'સેખા ભાભા રક્ષા કરજો', કુલેર વહેંચી ખાય;
કુલેર વહેંચી ખાયે તે ખાયે, પ્રગટને ચર્ણે ન જાયે,
કહે ગોવિંદરામ કૌતુક દેખો, છાણુ તણો લઈ કરે સેખો ૫
મતવી નાખતી દૂધમાં પાણી, તેની ઘડાવી નથ,
પાણી ભરતાં પડી ગઈ, તે ગઈ ખબડખત,
ગઈ ખબડખત તે ગઈ, પછે તો વિચારી રઈ,
કહે ગોવિંદરામ પાછલ પસ્તાણી, મતવી નાંખતી દૂધમાં પાણી. ૬
વાડામાંથી વાછડું છૂટયું, તે ઘોડીને ધાવવા જાય,
માતા જાણીને મોઢું ઘાલે, પાટું પૂરણુ ખાય;
પાટું પૂરણુ ખાય તે ખાય, પછે વછપાલ બતાવે માય,
કહે ગોવિંદરામ ફરે વખુટું, વાડામાથી વાછડું છૂટયું. ૭
કેનોક બાપ હતો એક કાણો, તેની ફૂટલ આખ,
તેનો પુત્ર થયો દેખતો, તેને કહે ફોડી નાંખ;
તેને કહે ફોડી નાંખ તે આખ, તારા બાપનો ચીલો રાખ,
કહે ગોવિંદરામ હરિનામ વખાણો, કેનોક બાપ હતો એક કાણો. ૮
વાયલને વધૂથી વેગળા રહીએ, એની લેશ અડે જો લાળ,
છ મહીને જોતા હડકવા હાલે, ને નિશ્ચય આવે કાળ;
નિશ્ચે આવે કાળ ને મરે, ડાહ્યો હોય તે દૂરથી ડરે,
ગોવિંદ કહે નજીક ન જઈએ, વાયલને વધૂથી વેગળા રહીએ. ૯
બગડયાં બે બાવો ને બાવી, નવેરાં લે છે નામ,
કલંકભર્યાં ઠાનજ ફૂંકી, કંઈક બગાડયાં ગામ;
કંઈક બગાડયાં ગામ તે કેવાં, આંધ ગુરૂ તેના ચેલા એવા,
ગોવિંદ કહે ગુરૂ-ગમ નાવી, બગડયાં બે બાવો ને બાવી. ૧૦

ભેખમાઈ ભડવાપણું પેટુ, ખોઈ ધરમની લાજ,
આગળ તો કાંઈ એવું નહોતુ, પણ એવું મંડાણુ આજ,
એવુ મંડાણુ આજ શા મટે? મમ ક્રોધને લોભ તે માટે,
કહે ગોવિંદરામ બદલાયુ બેટુ, ભેખમાઈ ભડવાપણું પેટુ ૧૧

સીતલદાસ પણ બગતી સગડી, ખડખડ કાઢે બોલ,
જ્ઞાનગુષ્ટી તે જાણે નહી, જાણિયે ભૂકયો ખોલ,
જાણિયે ભૂકયો ખોલ તે ખોયો, રહેણીકરણીની કોરનો પોથો,
ભાવુ પેટુ તેનુ ઘર ગયુ બગડી, સીતલદાસ પણ બગતી સગડી ૧૨

## અલીખાં પઠાણ

[શ્રી વલ્લભાચાર્ય કે જેના ચોરાસી વૈષ્ણવોમા અલીખા પઠાણ નામના મુસ્લીમ ભકતની પણ ગણત્રી થાય છે તેમની ગુરુભક્તિનો એક પ્રેરક પ્રસંગ કવિ ગોવિંદરામ સરળ બાનીમા રજૂ કરે છે]

(ચંદ્રાવળા)

નંદગામ પાસે મમાણુ, લક્ષ્મીજીનુ ગામ,
તેમા રહેતા પઠાણ અલીખા, ભજતા સુંદરશ્યામ,
ભજતા સુંદરશ્યામ મોરારી, પ્રગટ મૂર્તિ ઉરમા ધારી,
ગોવિંદ કહે હરિના ગુણ વખાણુ, નંદગામ પાસે મમાણુ

અલીખા પઠાણ રાખતા સુરતી, શ્રી વિઠ્ઠલ કરતા વાત,
ચોરાસી વૈષ્ણવ તે પાસે, આવી બેસતા સાક્ષાત,
આવી બેસતા સાક્ષાત તે જ્યારે, પોથી છૂટે પઠાણ આવે ત્યારે,
ગોવિંદ કહે વચન ન ચૂકે ઉરથી, અલીખા પઠાણ રાખતા સુરતી

અલીખા પઠાણ એવા હતા, જેને વ્હાલા વલ્લભબાળ,
શ્રી વિઠ્ઠલની પધરામણી હતી, ને વિચમા આવી ખાળ,
વિચમા આવી ખાળ આડી, ને ગલીમા ન ચાલે ગાડી,
ગોવિંદરામ લાગા થઈ સૂતા, અલીખાં પઠાણ એવા હતા

# ધીરો ભગત

(સં ૧૮૦૯-૧૮૮૧)

[ પોતાના યુગના ભક્તકવિઓમાં ધીરા ભગતનું સ્થાન મોખરે છે. તેઓ સવલી તાલુકાના ગોઠડા ગામમાં નિવાસ કરતા અને જ્ઞાતિએ બ્રહ્મભટ્ટ (બારોટ) હતા. શાસ્ત્રીઓ પાસે અભ્યાસ કરીને તેમણે જ્ઞાનના સંસ્કાર મેળવ્યા હતા. મહીકાંતર-નિવાસી એક સિદ્ધ પુરુષને તે પોતાના ગુરુ માને છે અને તેમણે જ ધીરા ભગતને પરમ તત્ત્વની ઝાંખી કરાવી હતી. આ ગુરુનો મહિમા કવિએ ગુરુ-ધર્મ વગેરેમાં ગાયો છે.

ધીરા ભગતે જ્ઞાન ઉપર વધુ ભાર મૂક્યો છે. તેથી તે જ્ઞાનાશ્રયી કવિ ગણાય છે.

ધીરાની કાફીઓ ગુજરાતીમાં અજોડ ગણાય છે. એમની ભાષા સરલ હોવાથી એ કાફીઓ જ્ઞાની કવિ અખાના છપ્પા કરતાં વધુ લોકપ્રિય નીવડી છે. અખાની પેઠે તે કટાક્ષના ચાબખાનો માર મારતા નથી એ પણ તેમની લોકપ્રિયતાનું એક કારણ ગણી શકાય. ધીરો ભગત પોતાની કવિતા લખેલા કાગળ તુંબડીમાં કે વાંસની ભૂંગળીમાં પૂરીને મહી નદીમાં વહેતા મૂકી દેતા એવી જનશ્રુતિ છે. એમની બારથી ચૌદ કૃતિઓમાં જ્ઞાન-કક્કો, જ્ઞાનબત્રીશી, એવી જનશ્રુતિ છે. એમની બારથી ચૌદ કૃતિઓમાં જ્ઞાન-કક્કો, જ્ઞાનબત્રીશી, અવલવાણી, પરસુરણ કાફીઓ, પ્રશ્નોત્તરમાલિકા વગેરે જાણીતા છે ]

## પ્રશ્ન

પ્રશ્ન એક પૂછું રે, જ્ઞાનિ મુનિ પંડિતા;
આત્માની ઉત્પત્તિ ક્યાંથી રે, કોણ એનાં માતપિતા ? પ્રશ્ન૦
અતલ ઉત્સવ કીધો દાનવ, હર્યા વિરંચિના વેદ;
તે વેદમાંથી શું હરી લીધું, તેનો બતાવો મુને ભેદ;
નહીં બ્રહ્મા વેદ દાનવ રે, વિવેક વદો આત્મવેત્તા. પ્રશ્ન૦
હિરણ્યકશિપુ હાથે હણીઓ, નિર્ભયરૂપ નરસંગ;
પ્રહ્લાદની પક્ષ કીધી પૂરણ, ધણી તણો તો એવો ઢંગ;
વાતોની ગતિ ન્યારી રે, ચતુર વિચારો ચેતા. પ્રશ્ન૦

લાખાગૃહમા પાડવ બળતા, સેયરો દેખાડે સહદેવ,
બાવન મણની શીલા ખસેડી, પાર હુવા પાડવ તતખેવ,
નહીં લાખાગૃહ પાડવ શીલા રે, અધ્યાત્મ જ્ઞાન જૂઓ ગીતા પ્રશ્ન૦

સિંધુ બાધીને રામે રાવણ રોળ્યો, સેનાનો કર્યો સંહાર,
આવે જાને દસે એકવી હજાર છસે, કોણ રથ ભાવી રાખનાર ?
સિદ્ધાન્તે શોધો ધીરારે, નહીં રામ રાવણ સીતા પ્રશ્ન૦

## ફૂલ્યો શું ફરે છે રે ?

ફૂલ્યો શુ ફરે છે રે ? ભૂલ્યો ભવકૂપમા પડ્યો,
મનુષ્ય દેહરૂપી રે, ખોયો મણિ હાથ ચડ્યો ફૂલ્યો૦

ડાહ્યો થઈ દુનિયામા ફરે છે, તેણે શુ સર્યું તારૂ કાજ ?
તે ન જાણ્યુ જે જાવુ પલકમા, કેમ કરી રહેશે લાજ ?
ડહાપણ તારૂ જાણ્યુ રે, જ્યારે જમહાથે ચડ્યો. ફૂલ્યો૦

વાડી મૂછપર વાટજ ઊઠી, નરકની વાટે સંચર્યો,
મિથ્યા જનુનીને ભારે મારી, અરેરે ! જન્મ ધર્યો ન ધર્યો,
માટે જોને જાગી રે, અવસર આવી અડ્યો ફૂલ્યો૦

શુ થયુ જો સંપત્તિ ઘણી મળી, મળ્યા મોટા ઘરબાર ?
નિશ્ચિત થઈને હરિ નવ ભજ્યા, ધિક પડ્યો અવતાર,
ધિક્ક તારૂ જીવ્યુ રે, હરિએ તને શાને ઘડ્યો ? ફૂલ્યો૦

મનમા લે શિખામણ મારી, મમતા મૂક પરી,
કર સમરણ સરજનહારનુ, જનમ સફળ લે કરી,
દાસ ધીરો કહે છે રે, સૌથી તું સરસ નીવડ્યો ફૂલ્યો૦

## જેને રામ રાખે રે

જેને રામ રાખે રે, તેને કુણ મારી શકે ?
અવર નહિ દેખુ રે, બીજો કોઈ પ્રભુ પખે. જેને૦

ચાહે અમીરને ભીખ મગાવે, ને રંકને કરે રે રાય,
સ્થલને સ્થાનકે જળ ચલાવે, જળ સ્થાનક સ્થલ થાય;
તરણાનો તો મેરુ રે, મેરુનું તરણું કરી દાખવે. જેને૦
નીંભાડાથી બળતાં રાખ્યાં, માજારીનાં બાળ,
ટિટોડીનાં ઈંડાં ઉગાર્યાં, એવા છે રાજન રખવાળ;
અંત વેળા આવો રે, પ્રભુ તમે તેની તકે. જેને૦
બાણુ તાણીને ઊભો પારધી, સીંચાણો કરે રે તકાવ,
પારધીને પગે સર્પ ડસિયો, સીંચાણા શિર ઘાવ;
બાજ પડ્યો હેઠો રે, પંખી ઊડી ગયાં સુખે. જેને૦
ગજ કાતરણી લઈને બેઠા, હરજી તો દીનદયાળ,
વધે ઘટે તેને કરે બરાબર, સૌની લે સંભાળ,
ધણી તો ધીરાનો રે, હરિ તો મારો હીંડે હકે. જેને૦

## તરણા ઓથે ડુંગર રે

તરણા ઓથે ડુંગર રે, ડુંગર કોઈ દેખે નહીં;
અજા જૂથ માંહે રે, સમરથ ગાજે સહી. તરણા ઓથે૦
સિંહ અજામાં કરે ગરજના, કસ્તૂરી મૃગરાજન,
તલને ઓથે જેમ તેલ રહ્યું છે, કાષ્ઠમાં હુતાશન;
દધિ ઓથે ઘૃતજ રે, વસ્તુ એમ છૂપી રહી. તરણા ઓથે૦
કોને કહું ને કોણ સાંભળશે? અગમ ખેલ અપાર,
અગમ કેરી ગમ નહિ રે, વાણી ન પોહોંચે વિસ્તાર;
એક દેશ એવો રે, બુદ્ધિ થાકી રહે તહીં. તરણા ઓથે૦
મન પવનની ગતિ ન પોહોંચે, અવિનાશી રે અખંડ,
રહ્યો સચરાચર ભર્યો બ્રહ્મપૂરણ, જેણે રચ્યા બ્રહ્માંડ,
કામ નહિ ઠાલો રે, એક અણુમાત્ર કહી. તરણા ઓથે૦
સદ્‌ગુરુજીએ કૃપા કરી ત્યારે, આપ થયા રે પ્રકાશ,
શાં શાં દોડી સાધન સાધે, પોતે પોતાની પાસ;
દાસ ધીરો કહે છે રે, જ્યાં જોઉં ત્યાં તુંહી તુંહી. તરણા ઓથે૦

લાખાગૃહમાં પાંડવ બળતા, સેયરા દેખાડે સહદેવ;
બાવન મણની શીલા અસેડી, પાર હુવા પાંડવ તતખેવ;
નહીં લાખાગૃહ પાંડવ શીલા રે, અધ્યાત્મ જ્ઞાન જૂઓ ગીતા. પ્રશ્ન૦

સિંધુ બાંધીને રામે રાવણ રોળ્યો, સેનાનો કર્યો સંહાર;
આવે જાવે દમે એકવી હજાર છસે, કોણ સ્થંભાવી રાખનાર ?
સિદ્ધાન્તે શોધો ધીરારે, નહીં રામ રાવણ સીતા. પ્રશ્ન૦

## ફૂલ્યો શું ફરે છે રે ?

ફૂલ્યો શું ફરે છે રે ? ભૂલ્યો ભવકૂપમાં પડચો,
મનુષ્ય દેહરૂપી રે, ખોયો મણિ હાથ ચડચો. ફૂલ્યો૦

ડાહ્યો થઈ દુનિયામાં ફરે છે, તેણે શું સર્યું તારૂં કાજ ?
તેં ન જાણ્યું જે જાવું પલકમાં, કેમ કરી રહેશે લાજ ?
ડહાપણ તારૂં જાણ્યું રે, જ્યારે જમહાથે ચડચો. ફૂલ્યો૦

વાંકી મૂછપર વાટજ ઊઠી, નરકની વાટે સંચર્યો,
મિથ્યા જનુનીને ભારે મારી, અલ્યા ! જન્મ ધર્યો ન ધર્યો;
માટે જોને જાગી રે, અવસર આવી અડચો. ફૂલ્યો૦

શુ થયું જો સંપત્તિ ઘણી મળી, મળ્યાં મોટાં ઘરબાર ?
નિશ્ચિત થઈને હરિ નવ ભજ્યા, ધિક પડ્યો અવતાર;
ધિક્ક તારૂં જીવ્યું રે, હરિએ તને શાને ઘડચો ? ફૂલ્યો૦

મનમાં લે' શિખામણ મારી, મમતા મૂક પરી,
કર સ્મરણ સરજનહારનું, જનમ સફળ લે કરી;
દાસ ધીરો કહે છે રે, સૌથી તું સરસ નીવડ્યો. ફૂલ્યો૦

## જેને રામ રાખે રે

જેને રામ રાખે રે, તેને કુણ મારી શકે ?
...અવર - નહિ દેખું રે, બીજો કોઈ પ્રભુ પેખે. જેને૦

ભ્રમણા ગયા વિના કરમ કહો કેમ ગળે ?
કર્મ ગયા વિના મરમ ન પાવે. બ્રહ્મ૦

મરમ લહ્યા વિના સંશય ન ટળે,
સંશય ટળ્યા વિના સર્વ કાચું;
કથની કથે અર્થ બહુ અનુભવે,
રહેણી વિના પદ કેમ પામે સાચું ? બ્રહ્મ૦

સાચું સિદ્ધાન્તનું રહસ્ય સમજે નહીં,
ન સમજ્યે અરથ કશું ન સરે;
અનાત્મા સુઆત્મા બુદ્ધિ જોએ,
તેણે કરી વાસનાનું લિંગ ન ગળે. બ્રહ્મ૦

અણલિંગીને અનુભવી જાણજો,
તેજ તત્ત્વદર્શી રહે જોઈ;
ગવરી આત્મા પરમાત્મા એક ભયે,
દ્વૈતભાવ ન છોસે કોઈ. બ્રહ્મ૦

## रणछोड भक्त

(सं. १८६० हयात)

[ રણછોડ ભક્ત કપડવંજ તાબાના તોરણા ગામના વણિક હતા રામાયણ, રાધાવિવાહ, રણછોડજીનો ગરબો વગેરે એમની કૃતિઓ મળી આવી છે એમની શૈલી બહુ સરલ છે એમનું અન્નદેવનુ પદ રમૂજી છે

આજ અરસામાં રણછોડ નામના બીજા પણ બે ભક્તકવિ થઈ ગયા છે એક રણછોડ ગેવાડો બ્રાહ્મણ અને બીજો રણછોડ નડિયાદવાળો આ ત્રણેના પદ ભેળસેળ થઈ ગયા છે કયા રણછોડનાં કયા પદ છે તે નક્કી કરવુ ઘણુ કઠિન છે ]

# गवरीबाई

(स १८१५–१८६५)

[ ડુંગરપુરની નાગર બ્રાહ્મણી ગૌરીબાઈ (ગવરીબાઈ)ની ગણના જ્ઞાની કવિઓમાં કરવી જોઈએ બાળપણમાં વિધવા બનેલાં ગૌરીબાઈ રામાનંદ ગુરુની સૂચનાથી લખતાં વાચતાં શીખી અને ભાગવત તથા તત્ત્વજ્ઞાનનાં પુસ્તકોની અભ્યાસી બની જ્ઞાન ને વૈરાગ્યમાં લીન બનેલી આ સ્ત્રીકવિ 'સમાધિ' સુધી પહોંચી હતી એમ કહેવાય છે એનો દેહ કાશીમાં પડ્યો હતો

ગુજરાતની એક માત્ર વેદાંતી સ્ત્રીકવિ ગૌરીબાઈને અખા સાથે સરખાવી શકાય અખા કરતાં એની શૈલી સરલ છે ગૌરીબાઈએ આશરે ૬૫૨ પદ રચેલાં છે ગૌરીબાઈનાં પદ "ગૌરીકીર્તનમાળા" નામથી પ્રગટ થયાં છે ]*

## સુખસાગર શિવરાજ

(રાગ પ્રભાતી)

સુખસાગર શિવરાજ સદાએ, સુખસાગર શિવરાજ,
વનેશ્વર વિશ્વમાં વીલસ્યા, જેમ ફૂલનમે બાસ સુખ૦
વગડે વાસ પુરો રે વનેશ્વર, ગેબ સાગર ગંગ પાસ,
નરનારી મીલ દર્શન આવે, પૂરો સબનકી આશ સુખ૦
ઓરકું તો રિદ્ધ સિદ્ધ બક્ષીસ દેવે, ખાનપાન મીઠાસ,
આપકું તો આક ધતુરે, ભાંગ અંગ ભભૂતિ ઉજાસ સુખ૦
શિવ હરિમે ભેદ નહિ રે, વેદવાણી ઉચરે સાચ,
દાસ ગવરી સદાશિવ ચરણે, ટાળો મોહનો પાસ સુખ૦

## બ્રહ્માનુભવ

(રાગ કલ્યાણ)

બ્રહ્મનો ભેદ જાણે જન અનુભવી,
ભેદ જાણ્યા વિના ભ્રમણા ન જાવે,

* ડુંગરપુરની ગૌરીબાઈ રજપૂતાનામાં પણ કવયિત્રિ તરીકે સ્થાન પામી છે
(ગુજરાત ફાગણ સં ૨૦૧૧)

# નરભેરામ

(સં. ૧૮૨૪–૧૯૦૮)

[ નરભેરામ પેટલાદ તાલુકાના પીહીજ (પીઝ) ગામના મોઢ બ્રાહ્મણ
ા. ગુરુ છોટાલાલે એમને રણછોડરાયનાં પદ રચતાં શીખવ્યું હતું. કવિએ
ર તથા દ્વારકામાં રહીને કૃષ્ણભક્તિમાંજ પોતાનું જીવન ગાળ્યું હતું.

નરભેરામે 'બોડાણાની મૂછનાં પદ' લખ્યાં છે. તેમનાં પ્રેમ અને
ક્તિને લગતાં પદ પણ રસપ્રદ છે. સ્વજીવનના પ્રસંગોને આલેખતાં તેમનાં
ટલાંક પદ સ્ફુરાવ્યાં છે. ડાકોર જતાં પણસોરા ગામ નજીક કવિ એક વાર
ંટાયા હતા તે પ્રસંગનું સ્મૃતિ છાંટવાળું પદ જાણીતું છે. તેવી જ રીતે
તેમની પાસેથી ગોમતીસ્નાન માટે કર માગવામાં આવ્યો ત્યારે કવિએ ગાયેલું
"નાણું આપે નરભો રે, વાવરજો છોગાળા!" એ પદ પણ પ્રસિદ્ધ છે.]

## નિશ્ચે કરો રામનું નામ

નિશ્ચે કરો રામનું નામ, નથી જોગી થઈને જાવું,
નથી કરવાં લગન કાંય, નથી ભેગું કરીને ખાવું. ટેક.
ગમે તો તમે ભગવાં કરજો, ગમે તો ઊજળાં રાખો,
નથી દૂભવો સામા જીવને, સુખ સામાનું તાકો. નિશ્ચે૦
એક ગાજવે સૌ સંસારી, બીજે જોગી લાવો;
કયા જોગીને રામ મળ્યા? એવો તો એક બતાવો. નિશ્ચે૦
મહેતો મીરાં ને પ્રહ્લાદ, સેનો નાપિક નાતી;
ધનો, પીપો, રોહિદાસ, કુબો, ગોરો કુંભારની જાતી. નિશ્ચે૦
બોડાણો જાતે રજપૂત, ગંગાબાઈ છે નારી;
દાસ થઈને જો રહ્યાં તો, ઘેર આવ્યા ગિરધારી. નિશ્ચે૦
નથી રામ વિભૂતિ ચોળ્યે, નથી ઊંધે શિર ઝોળ્યે;
નથી નારી તજી વન જાતાં, જ્યાં લગી આપ ન ખોળે. નિશ્ચે૦
જંગલમાં મંગલ કરી જાણે, મંગલ જંગલ જેને;
જંગલમાં મંગલ કરી જાણે, મંગલ જંગલ જેને;
કડવું મીઠું, મીઠું કડવું, રામજી વશ છે તેને. નિશ્ચે૦

પય ઓથે જેમ ધૃત રહ્યુ છે, તલ ઓથે જેમ તેલ;
કહે નરશો રઘુવર છે સઘળે, એવો એનો ખેલ. નિશ્ચે૰

## નાણું આપે નરભો રે

નાણું આપે નરશો રે, વાવરજો છોગાળા!
ગાંઠ બાધજો તાણી રે, ધોળી ધજાવાળા! ટેક.

કપટી કેશવ જાણત તો શાને આવત પચાસ જોજન?
સાંભળ્યું શ્રવણે સાધુને છાપે છે, માટે મળવા ધર્યું મન;
દરશન દ્યોને રે દૂર કરી પાળા. નાણું૰

લેખ દેખીને નજર નથી કરતા, છાપ આપો છો હરિ!
પાઘડી બાળી છાપ ખાળી છબીલા, પરીક્ષા તો એવી કરી;
સમસ્યા લેજો સમજી રે, જે કહી કાનડ કાળા. નાણું૰

હારો છો જનથી, નથી હરવાતા, માટે હરિ! હઠ મેલ,
કહે નરશો છોટાલાલ પ્રતાપે, નથી એ તલમાં તેલ;
લેવાનું મુજ પાસે રે, હરિ હરિ જપમાળા. નાણું૰

### છપ્પા

નથી નિપજતો પ્રેમ, વાડીમાં પાણી પાતાં,
નથી નિપજતો પ્રેમ, તેલ ચોળ્યાથી તાતાં;
નથી મળતો કાંઈ પ્રેમ, ગાંધી રોગીને હાટે,
નથી મળતો કાંઈ પ્રેમ, ખોળતા વાટે ઘાટે.
નથી મળતો પ્રેમ તપાસતાં, ગુજરી ગામોગામની,
કહે નરશો પ્રેમ પૂરો મળે, કૃપા હોય શ્રી રામની.

મળ્યો પ્રેમ વ્રજનાર, મગન થઈ મનમાં ફૂલી,
'કહાન કહાન' કહિ ફરી, ભાન ગઈ દેહનુ ભૂલી;
પ્રેમિ વિદુરની નાર, નાહતાં નાગી ધાઈ,
એ લક્ષણ પ્રેમનું, જઈ ભેટી જદુનાઈ;

તે ગર્ભને કાઢી નાંખતી, છોડાં મુખે ધરાય છે;
કહે નરભો પ્રેમનું પારખું, છબિલો' છોડાં ખાય છે.

મેગળ નિસરી બહાર, ચાલતો મહાસુખ માણે,
નહિ શત્રુ નહિ મિત્ર, વિશ્વને સરખું જાણે;
પૂઠે ભસે બહુ શ્વાન, કેટલાં બેસી રહે છે,
મેગળને મન નહીં માન અપમાનજ દે છે.

એમ હરિજન મેગળ રૂપ છે, જેને હરિનું ધ્યાન છે;
કહે નરભેરામ ગુરુથકી, દુરિજન સઘળા શ્વાન છે.

નથી મૃત્તિકામાં પ્રભુ, નથી પિત્તળમાં પેઠો,
કનકની મૂર્તિ કરે, નથી ઈશ્વર મહિ બેઠો;
નથી ઘોરોમાં પીર, નથી જૈનોને દેરે,
અસલ જુવે નહિ કોય, સઉ નકલોને હેરે.

છે રામનામ અક્ષર અસલ, બીજું નકલ કહેવાય છે;
કહે નરભેરામ ગુરુથકી, પ્રેમે પ્રગટજ થાય છે.

## रणछोडजी दीवान

(स. १८२४–१८९७)

[ રણછોડજી જૂનાગઢના નવાબના દીવાન હતા. તેઓ કલમ અને બરછી બેઉમાં પારંગત હતા. સમકાલીન અંગ્રેજોએ પણ એમની બુદ્ધિની પ્રશંસા કરી છે. તેમણે ફારસીમાં 'તારખ ઈ સોરઠ' (સોરઠનો ઈતિહાસ) અને 'રૂકાઅત-ઈ-ગુનાગુન' (વિવિધ પત્રો) એ બે ગ્રંથો લખ્યા છે. તેમની શિવગીતા તથા ચંડીપાઠના ગુજરાતીમાં રચેલા ગરબા જાણીતા છે. રાજકાજ કરવા છતાં સાહિત્ય અને જ્ઞાનની વાતોમાં ઊંડો રસ લેનાર વિરલ પુરુષોમાં રણછોડજીની ગણના થઈ શકે ]

# મહિષાસુર-મર્દન

[ દેવી મહિષાસુર તથા બીજા અસુરોનો સંહાર કરે છે તેનું વર્ણન કવિએ ચંડીપાઠને અનુસરી સરળ ભાષામાં કર્યું છે. ગરબાના લયમાં વીરરસની ઠીક જમાવટ કરી છે. ]

( દોહરો )

સૈન્ય મરાણું મહિષનું, હુવો તે હાહાકાર;
ચાલ્યાં કાળી સાંભળી, આવ્યાં દળ સિરદાર.

( છંદ ગરબો )

ચિક્ષુર આવ્યો ક્ષુરધાર અસિ હાથમાં રે લોલ;
નાથવોણો જેમ ખૂંટ કૂદે સાથમાં રે લોલ
રથ કિંકણી અનેક ઘોર, ઘમકતી રે લોલ;
ધ્વજ ફરફરે ને કલશ કાંતિ ચમકતી રે લોલ.
બાણ વરસે પરજન્ય યથા ડુંગરે રે લોલ;
દેવી અભ્રમાં તો દિનેશ જેવી છબ ધરે રે લોલ.
ત્રિશૂલ નાખ્યું જાજ્વલ્યમાન દાનવે રે લોલ;
કાપ્યું ચંડિકાએ કાપે જયમ માનવે રે લોલ.
રથ ભાંગીને સારથી તે પ્રાજિઓ રે લોલ;
ચિત્ત લાજીયો તે દૈત્ય તણો રાજિયો રે લોલ.
દોટી ચોટી તરવાર સિંહ-શિશમાં રે લોલ;
ભૂજે દેવીને ઘાત કરી રીસમાં રે લોલ.
માએ મારી ત્રિશૂળ મૂળ કાપિયું રે લોલ;
ભૂત-પ્રેતને સમસ્ત ભક્ષ આપિયું રે લોલ.
મત્ત કુંજર બેસીને ચામર આવિયો રે લોલ;
ઘણા પર્વત આકારે, છબી લાવિયો રે લોલ.
સિંહ કૂદીને હાથી માથે ચઢ્યો રે લોલ;
અસુર સાથ સની બાથ, ધરણે પડ્યો રે લોલ.

દંતઘાતે વિચિત કરી દુષ્ટને રે લોલ;
કરી ચરવણ રણમધ્ય ધરે દુષ્ટને રે લોલ.

ગદાઘાતે ઉદગ્રને ઘટાડિયો રે લોલ;
લાત ' પ્રહારે ઉગ્રસ્થને મટાડિયો રે લોલ.

× × ×

મહિષ આવ્યો પાડાને રૂપે રણકતો રે લોલ;
કાળ જેવો ઘનઘોર નાદ કણકતો રે લોલ.

નાગકુંડળી સમાન સિંગડાં વળ્યાં રે લોલ;
કંઠ ઘંટ ઘણા ઘમઘમે કાને કડાં રે લોલ.

કાયા તો અંજન-આકાર મહિધર જસી રે લોલ;
પૂંછ ફેરવેથી સમુદ્રની માઝા ખસી રે લોલ

પગ ખડતાળે પડનાળે ધરાના તળાં રે લોલ;
મેરુ ડગમગ્યો ને દિગ્ગજના ચિત્ત ચળ્યા રે લોલ.

ઢીંગ શિંગથી ઉરાડે ગિરિશૃંગને રે લોલ;
ફૂંકે ફાડે બ્રહ્માંડ કોશ તુંગને રે લોલ.

ઢીકે ઢીંકે 'મૃગાધીશને નાખ્યો ધમી રે લોલ;
અટ્ટહાસ હસી અંબિકા કહાડી અસી રે લોલ

પાડો પાડી આડો તે પાસે બાધિયો રે લોલ;
કુંજરરૂપે થયો માયામંત્ર સાધિયો રે લોલ

સુઢડે પ્રચંડ સિંહ તાણીઓ રે લોલ;-
અધર તોળ્યો, જેમ ગોળ તોળે વાણીઓ રે લોલ.

માએ મારી ત્રિશૂલ હુલે વેધિયો રે લોલ;
પુરુષ પ્રગટ થયો તે પણ છેદિયો રે લોલ.

ધર્યું ભેપા સ્વરૂપ ભયંકર ઘણું રે લોલ;
માન ભાંગ્યું જમરાજના પાડા તણું રે લોલ.

ગર્જે તર્જે લરજાને, ધરાખડને રે લોલ,
માતા બોલ્યા ઉપાડી ભુજદડને રે લોલ

મધુપાન કરી પ્રાણુ હરુ તાહરા રે લોલ,
તૃપ્ત થાશે એથી ભૂતપ્રેન માહરા રે લોલ

ઠોટ દીધી ને ચોટ કીધી ચોપથી રે લોલ,
કેટ ઝાલી ચડીએ ઘણા કોપથી રે લોલ

શિષ કાપ્યુ ત્યા પુરુષ એક નિસર્યો રે લોલ,
અમી ચર્મ ધરી નેત્રમા ક્રોધે ભર્યો રે લોલ

ઠોક વહાડીને દટો કર્યો હાથનો રે લોલ,
નિજ હાથનો ખરો પણ સકળ સાથનો રે લોલ

મહિષ માર્યો પ્રસન્ન થયા દેવતા રે લોલ,
રણછોડરાય હસીને ચરણ સેવતા રે લોલ

(ચણ્ડીપાઠ કવચ ૩ જુ)

## निरात भक्त

(સ ૧૮૨૬–૧૯૦૨)

[ વડોદરા પાસેના દેથાણ ગામના પાટીદાર નિરાન ભક્ત પ્રથમ ગાદીધર જીના ભક્ત હતા પણ પછીથી મૂર્તિપૂજા છોડીને બ્રહ્મજ્ઞાન તરફ વળ્યા હતા એ ઘણોખરો સમય વડોદરામા ગાળતા તેમને અનેક શિષ્ય શિષ્યાઓ હતા પણ કવિ તરીકે ગણના થાય તેવા શિષ્ય તો માત્ર બાપુસાહેબ ગાયકવાડ જ હતા નિરાતની કવિતામા ઉર્દુ શબ્દો બહુ મળી આવે છે તે સિવાય તેમની ભાષા શુદ્ધ અને સરળ છે આ જ્ઞાન કવિએ હિંદીમા પણ ઘણા પદ લખ્યા છે

### આતમદરશી

અનુભવ એવો રે, અતર જેને ઉદે થયો,
કૃત હ્ટ્યા તેના રે, તેણે તેનો આત્મા લહ્યો (ટે૦)

આતમદરશી તેને કહીએ, આવરણ નહિ લગાર,
સર્વાતીત તે સર્વનો સાક્ષી,ખટ વિશ્વમાં નિરધાર;
તેથી પર પોતે રે, એકાએકી આપ રહ્યો. અનુ૦

એ વાત કોઈ વિરલા જાણે, કોટિકમાં કોઈ એક,
નામ વિનાની વસ્તુ નીરખે, એ અનુભવીનો વિવેક,
મુક્તપદ માટે રે, દ્વૈતભાવ તેને ગયો. અનુ૦

અદ્વૈતપદની ઈચ્છા નહીં, અણઈચ્છાયે થાય,
યથારથ પદ જેને કહીએ, જેમ ઉપજે તેમ જાય,
ગ્રૌઢ પ્રહ્લાનો રે, સંસાર જાયે વહ્યો અનુ૦

જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ તુરીયા તુરીયાતીત પદ તેહ,
સ્થૂલ સૂક્ષ્મને કારણ કહીએ,મહાકારણથી પર જેહ,
પરાપર જે પરખે રે, જેને નેતિ નેતિ વેદે કહ્યો. અનુ૦

હંસ–હિતારથ જે જન કહીએ,તે જન સત્યસ્વરૂપ,
તે જનની જાવું બલિહારી, જે સદ્‌ગુરુનું રૂપ,
નિરાંત નામ નિત્ય રે, અનામી નામે ભર્યો. અનુ૦

## મનને

મન ! તું અળગું તે ક્યાં અથડાય, બીજો નથી બોલતો. (ટેક)
તું તો જાગીને જો તારા રૂપને, ખોળી જોતામાં તું તો ખોવાય. બીજો૦
તારે ઓથે હરિને નથી દેખતો, કુંદન ઓથેજ કનક ઢંકાય બીજો૦
તારે ઠેકાણે હરિને ઠરવને, એવું સમજે તો મહાસુખ થાય બીજો૦
મન તું દરિયાની લહેરો સમાન છે,લેહેરે સમતામાં સમુદ્ર દેખાય બીજો૦
કહે નિરાંત અનુભવી એ વાતે,હું તો લળી લળી લાગું રે પાય બીજો૦

# હરિદાસ

( સં ૧૮૩૦ )

[ હરિદાસનો જન્મ જૂનાગઢ પાસે કુતનપુર ( કુતિયાણા ) મા થયો હતો તે જ્ઞાતિએ ક્ષત્રિય હતો રણછોડજી દીવાને તેને આશ્રય આપી નોકરીમા રાખ્યો હતો એણે શિવવિવાહ તથા વેદાંતના પદ લખ્યા છે "ગરુડે ચઢી આવજો ગિરધારી" એ હરિદાસનુ લોકપ્રિય પદ ગુજરાતભરમા જાણીતુ છે ]

## ગરુડે ચઢી આવજો ગિરધારી

ગરુડે ચઢી આવજો ગિરધારી, લજ્જા મોરી રાખજો રે મુરારિ !

પ્રથમ સરસ્વતી ગણપતિ ગાઈએ, પ્રભુ પૂજીને પાવન થઈએ,
નિત્ય ગોવિંદના ગુણ ગાઈએ, ગરુડે ચઢી આવજો ગિરધારી
માતા કુંતાજી છે શુભમતિ, સતી સાધ્વી છે દ્રૌપદી,
એના બહુનામી છે પતિ, ગરુડે ચઢી આવજો ગિરધારી
રાજા ધર્મ તે ધર્મનુ ધ્યાન, અર્જુનના નામે વિશ્રામ,
ભીમસેન મહા બળવાન, ગરુડે ચઢી આવજો ગિરધારી
જોષી સહદેવ જોષ બતાવે, નકુલ તોલે કોઈ ના વે,
પાચે પાંડવ ભક્ત કહાવે, ગરુડે ચઢી આવજો ગિરધારી
હસ્તિનાપુરમા હોડ મડાણી, દ્યૂત ખેલતા પાસા ઢાળ્યા,
પહેલે પાસે હસ્તિનાપુર હાર્યા, ગરુડે ચઢી આવજો ગિરધારી
બીજે હાર્યા છે રતનભંડાર, ગર્થ ગામ ને ગજ ઘોડાર,
એમ હાર્યા તે વારવાર, ગરુડે ચઢી આવજો ગિરધારી
ત્રીજા બેઠા ચાતુરી ચુકાવી, નથી ઊગર્યાની એકે બારી,
ચોથે હાર્યા છે દ્રૌપદી નારી, ગરુડે ચઢી આવજો ગિરધારી.
ત્યાં તો સભા મળી બહુ સારી, બોલ્યો દુર્યોધન અહંકારી,
તેડી લાવો પાંડવની નારી, ગરુડે ચઢી આવજો ગિરધારી

એવે દુઃશાસન દોડતો આવ્યો, સતીને સંદેશો સંભળાવ્યો;
કેશે ખેંચીને સભામાં લાવ્યો, ગરુડે ચઢી આવજો ગિરધારી.

સતી ભરીરે સભામાં આવ્યાં, પતિ દેખીને મનમાં લજાયાં;
દુષ્ટે હસીને પાસે બોલાવ્યાં, ગરુડે ચઢી આવજો ગિરધારી.

પાંડવ હાર્યા ધન-ધામ ને ઠામ, એમ બોલ્યો દુર્યોધનરાય;
આવી બેસોને ખોળાની માંહ્ય, ગરુડે ચઢી આવજો ગિરધારી.

ત્યારે સતીએ દીધો છે શાપ, તને લાગ્યું પૂર્વનું પાપ;
તને વ્યાપશે શોક-સંતાપ, ગરુડે ચઢી આવજો ગિરધારી.

તને કાળે લીધો છે ઘેરી, તેં તો યાદવકુળ કર્યું વેરી;
ભાળે ભગ્ને ગદા ભીમ કેરી, ગરુડે ચઢી આવજો ગિરધારી;

એવું વચન સૂણી કોપ્યા વીર, ઊઠ્યો દુઃશાસન છાંડી ધીર;
કેશ ખેંચી ઉતારે છે ચીર, ગરુડે ચઢી આવજો ગિરધારી.

દૂર દેશ છે દ્વારિકામતી, મારી વહારે ચઢો જદુપતિ!
વહાલા દુઃખ પડ્યાં મને અતિ, ગરુડે ચઢી આવજો ગિરધારી.

સતી વારે વારે પોકારે, આંસુ પાડે ને રડે ચોધારે;
પ્રભુ! ધાજો તમે મારી વહારે, ગરુડે ચઢી આવજો ગિરધારી.

હરિએ સુણ્યો છે આર્ત પોકાર, વેગે દોડીને ઊઠ્યા તે વાર;
ચડ્યા ગરુડે જગદાધાર, ગરુડે ચઢી આવજો ગિરધારી.

પ્રભુ કૌરવસભામાં આવ્યા, અંતરીક્ષ કોને ન દેખાયા;
પાંચાળીને પટકૂળ પહેરાવ્યાં. ગરુડે ચઢી આવજો ગિરધારી.

આવી સાચવ્યું સતીનું ટાણું, પાટો બાંધ્યાનું ઋણ પ્રમાણ્યું;
ચીર પૂર્યાં છે નવસે નવ્વાણું, ગરુડે ચઢી આવજો ગિરધારી.

કર્યાં ભક્ત તણાં કામ પૂરાં, નથી કોઈ રીતેય અધૂરાં;
સંકટ હરવામાં શામળિયો શૂરા, ગરુડે ચઢી આવજો ગિરધારી.

કહે ક્ષત્રિ તે દાસનો દાસ, જેનો કુંતલપુરમાં છે વાસ;
ગુણ નિત્ય ગાયે હરિદાસ, ગરુડે ચઢી આવજો ગિરધારી.

# રામને વિસારી

રામને વિસારીને તેં શું કીધુંજી ? કંચન મેલી કથીર લીધું,
હેતે હરિનું નામ ન લીધું, અમૃત મેલીને વિખ પીધું (ટેક)

આવ્યો અવસર તે એળે ખોયો, મૂરખ માનવી માયામાં મોહ્યો,
જનમ પદારથ તે કાંઈ ન જોયો, આંબો ઉખેળી બાવળ બોયો

ભવસાગરમાં તું ભટકાણો, ઓગે આવે તો મોઘો મૂલ,
કામક્રોધની વચ્ચે કૂટ્યો, ભાવ ભજન ને ભક્તિ ભૂલ્યો.

ડહાપણમાં તું તો રોળાણો, આશા મેલીને અથડાણો,
જેમ વીંટાણો વાણોતાણો, એમ સંસારિયામાં પરોવાણો

કહે હરિનામ તમે ભજો ટાણે, આવે ન અવસર ખર્ચે નાણે,
હૃદયે વિચારી જે નર જાણે, પ્રેમ તણો રસ તે પરમાણે.

## બાપુસાહેબ ગાયકવાડ

( સં ૧૮૩૫–૧૮૯૯ )

[ બાપુસાહેબ ગાયકવાડ વડોદરાના મરાઠા સરદારના પુત્ર હતા ઘોડેસ્વારી, કુસ્તી વગેરેમાં તે નિપુણ થયેલા હતા પછીથી તેઓ કવિ ધીરા ભગતના શિષ્ય થયા અને તેમની સારી રીતે સેવા કરી ધીરા ભગતના સંપર્કથી જ તે સંસાર છોડી ભક્ત બન્યા અને ભજનો ગાવા લાગ્યા પણ પાછળથી તેઓ નિરાંત ભક્તના શિષ્ય બન્યા હતા તેમણે પોતાના બેઉ ગુરુઓના ઋણનો સ્વીકાર કરેલો છે

જાતે મરાઠા હોવા છતાં તેમણે શુદ્ધ ગુજરાતીમાં કવિતા લખી છે તે નોંધપાત્ર છે બાપુસાહેબ માત્ર અને નીર સ્વભાવના હતા આ[illegible]ના અને અનાત્મને તે એક માનતા તેમના [illegible] તથા "રામ રાજીઓ" જનતામાં સારો આદર પામ્યા છે ]

## નામ જેણે જાણ્યું રે

નામ જેણે જાણ્યું રે, તે તો વેદ ચાર ભણ્યો;
ભેદ જેણે જાણ્યો રે, તે તો ખરો તરત બણ્યો. (ટેક)

બતરીસ આભરણ અંગે ધરે નારી, નાક વિના શો શણગાર?
કવિએ જો આપનું આપ ન જાણ્યું, તે કેમ કરી ઉતરે પાર?
સાર ક્યાંથી મળશે રે? ભણ્યો ખરો પણ ન ગણ્યો. નામ જેણે૦
વાંઝણી નારીને સુપનું 'આવ્યું' છે, પુત્ર નથી રે એની પાસ;
એમ ભજન દેખાદેખી કરે છે તેની, કેમ પૂરી થાશે આશ?
કેને બાપ કહેશે રે, વેશ્યાએ" પુત્ર જણ્યો? નામ જેણે૦
નામ ગુણ ને રૂપ ને નાશ વળી, ચોથું પદ અવિનાશ;
એ ચોથા પદનો જે ભેદ જાણે તેને, કહિયે હરિતણો દાસ;
નાશ કરી કર્મનો રે, સંશે એક પળમાં હણ્યો. નામ જેણે૦
અરીખી રાખી તમે ગુરુજીને સારો, કરો શબ્દોનો તોલ;
આપણ થકી જો અદકો મળે તો, તેનો ધારણ કરજો બોલ;
ગુરુને સંગ બાપુરે, અનામી નામ પોતે ભણ્યો. નામ જેણે૦

## શાંતિ પમાડે તેને સંત કહીએ

શાંતિ પમાડે તેને તો સંત કહીએ,
તેના દાસના દાસ થઈને રહીએ રે. શાંતિ૦
વૈદ મળ્યો મળતીઓ ને, રોગ રહ્યો ઊભો,
ત્યારે તેની તે ગોળી શીદ ખાઇએ રે? શાંતિ૦
શાણાની ચાકરીમાં ભૂખ રહી ઊભી,
ત્યારે તેનો તે પાઠ શીદ સહીએ રે? શાંતિ૦
વિદ્યાનું મૂળ ભણે, પૂરું ન ભણાવે,
ત્યારે પંડ્યાનો માર શીદ ખાઈએ રે? શાંતિ૦
કલ્પવૃક્ષ સેવે જ્યારે દારિદ્ર ન જાયે,
ત્યારે તેના તે ગુણ શીદ ગાઈએ રે? શાંતિ૦

લીધા વગાવો ને લૂટવા રે લાગ્યો,
ત્યારે તેની તે સોબતે શીદ જઈએ રે ? શાંતિ૦
આપી આદેશ ધરીને પાછી માથું વઢાવે,
એવી સંગત શીદ કરીએ રે ? શાંતિ૦
બાપુ કહે મારા ગુરુએ બતાવ્યું,
તે તો લાગ્યું છે મારે હઈયે રે શાંતિ૦
આપુ ભગત સર્વે રદ્ધિસિદ્ધિ તેને,
એવા પુરુષને લહીએ રે શાંતિ૦

## ભોજો ભગત

(સં ૧૭૮૩–૧૯૦૬)

[ સંપૂર્ણ નિરક્ષર હોવા છતા ભક્તકવિ તરીકેનુ ચિરસ્મરણીય સ્થાન પામનાર ભોજો ભગત સૌરાષ્ટ્રમા જેતપુર પાસેના ગામડામા જન્મ્યા હતા પિતાનુ નામ કરસનદાસ અને માતાનુ નામ ગંગાબાઈ હતુ પાછલી અવસ્થામા તે વીરપુરમા રહેતા અને ત્યા તેમનાં પગલા પૂજાય છે * જેમ છપ્પા શામળનાં ગરબી દયારામની, પ્રભાતિયા નરસિંહ મહેતાનાં, પદ પ્રીતમનાં અને કાફી ધીરાની તેમ ચાબખા તો ભોજા ભગતના જ કહેવાય છે એમના ચાબખાઓમા સમાજને ધૂતી ખાનાર ઢોંગી બાવાઓ સામે જેહાદ જગાવેલી જોઈ શકાય છે તેમના ચાબખાઓ તેમને સમાજ–સુધારક કવિ તરીકેની પણ ખ્યાતિ અપાવે તેવા છે

ચાબખાના ઉપરાંત પદ ઉપરાંત તેમણે ' સેરૈયા-આખ્યાન ' તથા 'છોટી ભક્તમાળ' પણ લખ્યા છે એમની ભાષા ગામડી હોવા છતા સરળ અને મનના મેલ વગરની છે એમના પદનો ભજનિકો દ્વારા ગામેગામ પ્રચાર થયો છે ]

## દ્રૌપદીની પ્રાર્થના

નાથ મોરી અરજ સૂણો અવિનાશી,
હુ તો જનમ જનમ તોરી દાસી ॥ નાથ૦

* પ્રા અનંતરાય રાવળ તો ભોજા ભગત અમરેલી પાસેના ફતેહપુર ગામમા રહેતા એમ જણાવે છે (ગુજરાતી સાહિત્ય. પૃ ૨૦૦)

સતી સભામાં શ્યામ સંભારે, ત્રિકમ તોરે સંગ રાચી;
પારખું પળમાં દેજો પાતળિયા, નહિ તો હવે થશે હાંસી નાથ૦

આ સમય તો અર્જુન જેના, તે પણ રહ્યા છે તપાસી;
ભીમસેન બેઠા ભૂમી ખોતરવા, પીઠ ફેરવી ગયા પાછી. નાથ૦

પાંડવ તો પૃથ્વીને હાર્યા, હસ્તિનાપુર તણા વાસી;
અબળા નારી એમ પોકારી, જીવન તમને હું જાચી. નાથ૦

ભીડ પડી હવે આવો ભૂદરજી, વદે દ્રૌપદી ત્રાસી;
ભોજો ભગત કહે ભક્તવત્સલ, પ્રેમ તણો છે પ્યાસી. નાથ૦

## જગતના બાવા

જોઈ લ્યો જગતના બાવા રે, ધર્યા ભેખ મૂતીને ખાવા. (ટેક)

જ્યાં પ્રેમદા પાણી ભરે ત્યાં, જાય નિત નિત નાવા;
રાંડી-છાંડી નારનો વર ઘર ન હોય ત્યારે, બાવો બેસે ગાવા રે. જો૦

લોકનાં છોકરાને તેડી રૂમાડે, વળી પરાણે પ્રીત લાવા;
ગૃહસ્થની સ્ત્રી રિસાઈ જાય ત્યારે, બાવોજી જાય મનાવા રે. જો૦

ધૂપ કરે ને બાવો ધ્યાન ધરે, ભોળા લોકને ભરમાવા;
ભોજો ભગત કહે ભાવે સેવો, એને જમપુરીમાં જાવા રે. જો૦

## ભજી લેને કિરતાર

પ્રાણીઆ ! ભજી લેને કિરતાર, આતો સપનું છે સંસાર (ટેક)

ધનદોલત ને માલ ખજાના, પુત્ર અને પરિવાર;
એમાથી તું જઈશ એકલો, પછે ખાશે જમના માર રે. પ્રા૦

ઊંચી મેડી ને અજબ ઝરૂખા, ગોખ તણો નહિ પાર;
ક્રોડધ્વજ ને લખપતિ, એનાં બાંધ્યાં રહ્યાં ઘરબાર રે પ્રા૦

ઉપર ફૂલડાં ફરફરે ને, હેઠે શ્રીફળ ચાર;
ઠીક કરીને એને ઠાઠડીમાં ઘાલ્યો, પછે પૂઠે પડે પોકાર રે. પ્રા૦

સેજ તળાયુ વિના સૂતો નહિ, જીન હુન્નેગ કરતો હજાર,
ખોરીખોરીને એને બાળશે, જેમ લોહુ ગાળે લુવાર રે. પ્રા૦

શ્મશાન જઈને ચેહ ખડકીને, માંથે છે કાષ્ઠનો ભાર,
અગ્નિ મેલી સૌ ઊભાં રહ્યાં, અને નિશ્ચય ઝરે અંગાર રે. પ્રા૦

સ્નાન કરીને ચાલી નીકળ્યાં, નર અને વળી નાર,
ભોજો ભગત કહે દશ દિ રોઈ ને, પછે મેલ્યો વિસાર રે. પ્રા૦

## ગિરધર

(સં. ૧૮૪૩-૧૯૦૮)

[ કવિ ગિરધર તેમના રચેલા 'રામાયણ'થી જાણીતા છે તેમનો જન્મ પાદરા તાલુકાના માસર ગામે સં. ૧૮૪૩ મા થયો તે જ્ઞાતિએ દશાલાડ વણિક હતા પિતાનું નામ ગરબડદાસ હતુ પુખ્ત વયના થયા પછી આ કવિ વડે દરામાં નિવાસ કરતા હતા તેમનુ રામાયણ આજે પણ ઘેરઘેર વચાય છે ]

## રામવનવાસ વખતે કૌશલ્યાનું આક્રંદ

(રાગ–ગોડી)

ત્યારે માતા કૌશલ્યાજી બોલિયાં હો વાલા રે;
તુંને નહીં જાવા દઉં વન, કુંવરજી કાલા રે. ૧
ઘણી કોમળ છે તારી દેહડી, હો વાલા રે;
મારા લાડકવાયા તન, કુંવરજી કાલા રે. ૨
તને ગુપ્ત રાખું મારી વાડીમા, હો વાલા રે,
બીજું અવર ન જાણે જ્યમ, કુંવરજી કાલા રે. ૩
રૂ' તો તુજ વિણ રહેવાયે નહીં', હો વાલા રે,
મુને મુકીને જાઓ કયમ ? કુંવરજી કાલા રે. ૪

પાચે કંકર કંટક ખૂંચશે, હો વાલા રે;
નહીં ચલાયે વસમી વાટ, કુંવરજી કાલા રે. ૫
વેઠવી, શીત આતપ ને વૃષા, હો વાલા રે;
કયમ ઓળંગશો ગિરિઘાટ ? કુંવરજી કાલા રે ? ૬
વ્યાઘ્ર સિંહ વનમાં ઘણા, હો વાલા રે;
સર્પ સોહર ને વૃક રક્ષ, કુંવરજી કાલા રે. ૭
રજનીચર સાથે જુદ્ધ થશે, હો વાલા રે;
કોણ કરશે તમારી પક્ષ ? કુંવરજી કાલા રે. ૮
વનમાં વલ્કલ કયમ પહેરશો ? હો વાલા રે;
તજી વસ્ત્ર આભૂષણ સાર, કુંવરજી કાલા રે. ૯
અહીં જમતા ભોજન ભાવતાં, હો વાલા રે;
કયમ કરશો વનફળ આહાર, કુંવરજી કાલા રે ? ૧૦
તજી સજ્જા ભમર–પલંગની, હો વાલા રે;
કયમ પોઢશો પૃથ્વી માંહ્ય ? કુંવરજી કાલા રે. ૧૧
તારે બાલપણામાં વન કશું ? હો વાલા રે;
મારું વચન માની રહો આંહ્ય, કુંવરજી કાલા રે. ૧૨
મારે કિયા જનમનાં કરમ હશે ? હો વાલા રે;
તે આવીને નડિયાં આજ, કુંવરજી કાલા રે. ૧૩
તે દૈવે રંગમાં ભંગ કર્યો, હો વાલા રે;
કર્યું વન, તજીને રાજ, કુંવરજી કાલા રે. ૧૪
વાત સાંભળી વન જવા તણી, હો વાલા રે;
વહેરે કરવત કાળજા માંહ્ય કુંવરજી કાલા રે. ૧૫
દવ લાગ્યો મારા અંગમાં, હો વાલા રે;
હાવે નાસીને જઈએ ક્યાંય ? કુંવરજી કાલા રે. ૧૬
મારો પાપી પ્રાણ જતો નથી, હો વાલા રે;
હશે કોણ કરમના ભોગ ? કુંવરજી કાલા રે. ૧૭

એમ કહીને રૂએ રુદેફાટ તે, હો વાલા રે;
કયમ સહેવાયે પુત્રવિયોગ ? કુંવરજી કાલા રે. ૧૮
એવાં વચન સૂણી બોલ્યા રામજી, હો માતા રે;
તમે ધીરજ રાખો મન, સૂણો સુખદાતા રે. ૧૯
પાછો આવીશ થોડા દિવસમાં હો માતા રે;
આપો આજ્ઞા હું જાઉં વન, સૂણો સુખદાતા રે ૨૦
મારે આજ્ઞા પિતાની પાળવી, હો માતા રે;
રહેવું ચૌદ વરસ વનમાંહ્ય, સૂણો સુખદાતા રે ૨૧
અવધ વિત્યા પછે નહીં રહું હો માતા રે;
વહેલો આવીશ નીજ પુર માંહ્ય સૂણો સુખદાતા રે ૨૨
નવ વચન મિથ્યા કરું તાતનું, હો માતા રે;
જો પશ્ચિમ ઉગે સૂર, સૂણો સુખદાતા રે. ૨૩
જેણે આજ્ઞા ઓળંગી માંબાપની, હો માતા રે;
તે પાપી પુત્ર અસુર, સૂણો સુખદાતા રે. ૨૪
જે માતાપિતા ગુરુદેવનું, હો માતા રે;
નવ પાળે આજ્ઞાવચન, સૂણો સુખદાતા રે. ૨૫
તે પ્રાણી જીવતો મૂઓ જાણજો હો માતા રે;
અજાકંઠે જેવો સ્તન, સૂણો સુખદાતા રે ૨૬
તેનો મિથ્યા ધરમ સહુ જાણજો, હો માતા રે;
જેવું કપટી ઠગનું ધ્યાન, સૂણો સુખદાતા રે. ૨૭
જેમ અદાતાનું ઊંચું મંદિર હો માતા રે,
જેમ લોભિયાનું તત્ત્વજ્ઞાન, સૂણો સુખદાતા રે. ૨૮
એમ મનુષદેહ તેનો મિથ્યા, હો માતા રે;
જેવો ઉદર માંહે કૃમિ જંત, સૂણો સુખદાતા રે. ૨૯
જેણે માતાપિતાની આજ્ઞા પાળી, હો માતા રે;
શુભ પુત્ર તે સુકૃતવંત, સૂણો સુખદાતા રે. ૩૦

તે માટે મેં રહેવાય નહિ, હો માતા રે;
જાય તાતનું સત્ય વચન, સૂણો સુખદાતા રે. ૩૧
હવે આશિષ દેઈ આજ્ઞા આપો, હો માતા રે;
નિશ્ચે જાવું મારે વન, સૂણો સુખદાતા રે. ૩૨

વલણ

વનમાં માહરે નિશ્ચે જાવું, આજ્ઞા આપો માત રે;
એવું સાંભળી કૌશલ્યાએ, કરવા માંડ્યો આંસુપાત રે. ૩૩

## મનોહર સ્વામી

(સંવત ૧૮૪૪–૧૯૦૧)

[ મનોહર સ્વામી મૂળ જૂનાગઢના નાગર પણ નોકરી અર્થે ભાવનગર જઈ રહેલા. તે ભાવનગરના જાણીતા અમાત્ય ગૌરીશંકર ઓઝાના ગુરુ હતા. તેમને ફારસી તથા સંસ્કૃતનું સારું જ્ઞાન હતું તેમણે પાછળથી સંસાર છોડી સંન્યાસી બની સચ્ચિદાનંદ નામ ધારણ કર્યું હતું. આ સચ્ચિદાનંદે ભગવદ્ગીતા અને રામગીતા ઉપર ટીકા લખી છે. તેમણે ગુજરાતી ભાષાનું વ્યાકરણ પણ લખ્યું છે

સનત્સુજાતિય આખ્યાન, બ્રહ્મનું આખ્યાન, પુરાતન કથા અને મનોહરકાવ્ય વગેરે તેમની ઘણી કૃતિઓ મળી આવી છે તેમની ભાષા એક સરખી નથી કેટલાક પદ સરલ તો કેટલાક કઠણ અને તત્ત્વજ્ઞાનથી ભરેલા છે અંધશ્રદ્ધા તથા પાખંડ ઉપર તેમણે ઠીક ચાબખા લગાવ્યા છે. ]

## પ્રભુ તને પ્રસન્ન તે કયમ થાશે ?

(૫૬)

પ્રભુ તને પ્રસન્ન તે કયમ થાશે, તારી ઉલટી ચાલ ન જાય પ્રભુ૦
કૃષ્ણ સ્વરૂપ કહે પ્રભુ કેરૂં, તે સુણતો નથી કાને,
જગ-ધૂતાના દેણ સૂણીને, ભટક છ રાને રાને. પ્રભુ૦
માલ રોગ સંતાનાદિકની, માનતમાં ધન નાખે,
શીકોતર હનુમાનાદિકને, ઈશ કહી સુખ ભાખે. પ્રભુ૦

કામવિવશ પામર વિષયીને, દેવ ગુરુ કહી માને;
સો મણ સાબૂએ ખર ધોયે, અશ્વ ન થાય નિદાને. પ્રભુ૦
વૈરાગાદિક સાધન જે ગુરુ, પ્રભુ પામ્યાનાં બોલે;
તે ગુરુ તો તારા મનમાંહે, નહીં પામરને તોલે પ્રભુ૦
જેવર અશ્વાદિક જોઈને, પ્રભુ કહી પાયે લાગે,
ત્યાગી સંત મળે સામો તો, અવળું મુખ કરી ભાગે પ્રભુ૦
કોઈ સૂણે વેદાંત કથા તો, મન માંહીથી ખીજે;
શોભા અન્ન વિષય ચરચા ને, ગાન તાનથી રીઝે પ્રભુ૦
જગકરતા પાલક સંહરતા, સાક્ષી સઘળે પોતે,
બાહર ભીતર ઘટ ઘટ વ્યાપક, તેને તું નહીં ગોતે. પ્રભુ૦

× ×

બ્રહ્મા વિષ્ણુ શિવાદિક સરવે, જેથી થરથર ધ્રૂજે;
તે પ્રભુ મૂકી ઘાસ ફૂમને, ઈશ કહી તું પૂજે. પ્રભુ૦
જે દિનરેણુ જુએ છે સહુને, તેને તું નથી જોતો,
ક્ષુદ્ર દેવ મંત્રોની માળા, તાણુ છ રોતો રોતો. પ્રભુ૦
પેદાકર્તા જો કહી કાયા, પશુની કરતે તારી;
તો દેવાદિક શું આડા આવત, તું જોને વિચારી. પ્રભુ૦
તન જોબન પામી ફૂલ્યો, મન ગમતો મારગ ધાર્યો;
આયુષ ખૂટે પાછો પશુમાં, રઝળીશ માર્યો માર્યો. પ્રભુ૦
જો પ્રભુ પૂર્ણ પ્રકાશક સઘળે, ગુરુ શરણે જઈ ટાણે;
નરતન ચટપટ ચાલ્યું જાયે, પાછું નાવે નાણે. પ્રભુ૦
જે કર તે કર અર્પણ તેને, જે સચરાચરસ્વામી,
રાત દિવસ રહે મમતા મૂકી, તું તેને શીર નામી. પ્રભુ૦
વૈરાગાદિક સાધનથી, સચ્ચિદાનંદ બ્રહ્મ તપાશી,
જો પામીશ તો છૂટીશ તેવણુ, રહેશે કામ ખવાશી. પ્રભુ૦

# मुक्तानंद

(सं. १८१७-१८८०)

[ પૂર્વાશ્રમના મુકુન્દદાસ (મુક્તાનંદ) ધાંગધ્રાના વતની હતા. એમણે તેર વર્ષની વયે વૈરાગ્ય લીધો હતો. આચાર્ય શ્રી સહજાનંદ સ્વામી એમના ઉપર ઘણો પ્રેમ રાખતા. જ્ઞાન એ મુક્તાનંદનો ખાસ વિષય હતો.

મુકુંદબાવની, ઉદ્ધવગીતા, સતીગીતા વગેરે તેમની કૃતિઓ જાણીતી છે. તેમનાં પદ રસિક અને બોધપ્રદ છે. સરલ ભાષા એમની કવિતાનો એક ગુણ બની રહે છે. ]

## સંત-સમાગમ

(ધોળ)

સુખદાયક રે સુખદાયક રે, સાચા સંતનો સંગ,
સંત-સમાગમ કીજીયે. ટેક.

જી રે સંત-સમાગમથી ટળે,
આશા તૃષ્ણા રે આશા તૃષ્ણા રે, ઈરષા અભિમાન;
મોહ મત્સર મમતા બળે,
પ્રગટે ઉરમાં રે પ્રગટે ઉરમાં રે, પ્રભુનું દૃઢ જ્ઞાન. સંત૦

જીરે સિદ્ધ થયા સતસંગથી,
શુક આદિક રે શુક આદિક રે, મુનિવર સુખરૂપ,
ચિત્ત ચોટયું હરિરૂપમાં,
જાણ્યો સંતથિ રે જાણ્યો સંતથિ રે, મોટો મર્મ અનુપ. સંત૦

જી રે મહિમા મોટો છે મહાતનો,
જેને સેવ્યે રે જેને સેવ્યે રે, છૂટે માયાનું જાળ,
પ્રીત વધે પરિબ્રહ્મમાં,
મુક્તાનંદ કહે રે મુક્તાનંદ કહે રે, તજી આળપંપાળ. સંત૦

# હું તો છું ઘણા નગરની નાર

(૫૬)

હું તો છું ઘણા નગરની નાર, તો ચે તમારી રે;
તમે ગુણસાગર ગોપાલ, દેવ મુરારી રે.

મને કરી કૃતારથ કા'ન, શ્યામ સુહાગી રે;
મારે ભવની ભાવટ આજ, સર્વે ભાંગી રે.

મારે અમૃત ત્રૂટ્યા મેઘ, ઘે અનુરાગી રે;
મારે તમ સંગ ત્રિભુવનરાય, લગની લાગી રે.

મારા પુણ્ય તણો નહિ પાર, તમ સંગ મળતાં રે;
મુક્તાનંદ કહે મહારાજ, અંતર ટળતાં રે.

# હરિને જોઈ

(૫૬)

હરિને જોઈ રે, સખી હરિને જોઈ,
મારો જન્મ સફળ થયો હરિને જોઈ. ટેક.

મોહનજીનું મુખડું જોતાં, રહી છું મોહી,
હું તો ત્રિકમજીને તોલે બીજું ન દેખું કોઈ હરિને૦

લોકડિયાની લાજ મેં તો ખાતે શું ખોઈ;
જાણ્યું, કોય મુને કાનુડાની, કે છે વગોઈ. હરિને૦

દરદિડાંની વાતું જાણે, દરદિઠા સોઈ,
હરિને નિરખ ન દેખું, ત્યા તો મરૂ છું રોઈ. હરિને૦

મુક્તાનંદ કહે મોહનજીમા, મનડું પ્રોઈ;
મેં તો જાણપણું જગતનું નાખ્યું છે ધોઈ હરિને૦

## निष्कुलानंद

(सं. १८२२-१९०४)

[ સ્વામીનારાયણ સંપ્રદાયના "સાત આનંદજીઓ" માં નિષ્કુલાનંદનું નામ પણ જાણીતું છે. તે હાલારના શેખપાટ ગામના વતની અને જ્ઞાતિએ સુતાર હતા. તેમનું પૂર્વાશ્રમનું નામ લાલજી હતું. તેમના પિતાનું નામ રામભાઈ હતું. બ્રહ્માનંદ અને મુક્તાનંદની પેઠે એ પણ સ્વામી સહજાનંદજીની સાથે રહેતા. તેમણે વીસેક કવિતાના ગ્રંથો અને ત્રણ હજાર પદ લખ્યાં છે. વૈરાગ્ય એ એમની કવિતાનો મુખ્ય સૂર છે.

નિષ્કુલાનંદનાં કાવ્યોમાં ભક્તચિંતામણિ, ધીરજાખ્યાન, સ્નેહગીતા, પુરુષોત્તમપ્રકાશ વગેરે જાણીતાં છે. વૈરાગ્યને લગતાં તેમનાં પદો સરલ અને મધુર હોઈ ખૂબ લોકપ્રિય બન્યાં છે. ]

### ૯ જનની જીવોરે ગોપીચંદની

(રાગ સારંગ)

જનની જીવોરે ગોપીચંદની, પુત્રને પ્રેર્યો વૈરાગ્યજી;
ઉપદેશ આપ્યો એણી પેરે, લાગ્યો સંસારીડો આગજી. જનની૦

ધન્ય ધન્ય માતા રે ધ્રુવ તણી, કહ્યાં કઠણ વચનજી;
રાજસાજ સુખ પરહરી, વેગે ચાલીઆ વનજી. જનની૦

ઊઠી ન શકે રે ઊંટિયો, બહુ બોલાવ્યો બાજંદજી;
તેને રે દેખી ત્રાસ ઉપજ્યો, લીધી ફકીરી છોડયો ફંદજી. જનની૦

ભલો રે ત્યાગ ભરથરી તણો, તજી સોળસેં નારજી;
મંદિર ઝરૂખા મેલી કરી, આસન કીધલાં બહારજી. જનની૦

એ વૈરાગ્યવંતને જાઉ વારણે, બીજા ગયા રે અનેકજી;
ભલા રે ભૂંડા અવની ઉપરે, ગણતાં નાવે છેકજી. જનની૦

ક્યાં ગયું કુળ રાવણ તણું, સગરસુત સાઠ હજારજી ?
ન રહ્યું તે નાણું રાજા નંદનું, સર્વ સુપન વેવારજી. જનની૦

કેટલાક ગ્રંથો ઉપરાંત તેમણે આઠ હજાર પરચુરણ પદ લખ્યાં છે. તેમનાં પદોમાં દાખલા, દલીલ અને રૂપક સાથે વહેવારુ જ્ઞાન જણાઈ આવે છે. શબ્દ અને તેની રચના ઉપરનો તેમનો કાબૂ પ્રશંસાપાત્ર છે આથી તેમનાં પદ લોકપ્રિય બન્યા છે. ]

## આ તનરંગ પતંગ સરીખો

(પદ)

આ તનરંગ પતંગ સરીખો, જાતાં વાર ન લાગેજી;
અસંખ્ય ગયા ધનસંપત મેલી, તારી નજરે આગેજી.
અંગે તેલ ફુલેલ લગાવે, માથે છોગાં ઘાલેજી;
જોબનધનનું જોર જણાવે, છાતી કાઢી ચાલેજી.
જેમ ઊંદરડે દારૂ પીધો, મસ્તાનો થઈ ડોલેજી;
મગરૂરીમાં અંગ મરોડે, જેમ તેમ મુખથી બોલેજી.
મનમાં જાણે છે મુજ સરીખો, રસિયો નહિ કોઈ રાગીજી;
બહારે તાકી રહી બિલ્લાડી, લેતાં વાર ન લાગીજી.
આજકાલમાં હું તું કરતાં, જમડા પકડી જાશેજી;
બ્રહ્માનંદ કહે ચેત અજ્ઞાની, અંત ફજેતી થાશેજી.

## દાટયો રહેને ચોર દૈવના

(પદ)

દાટચો રહેને ચોર દૈવના, શું મુખ લઈને બોલેજી ?
સ્વારથ કારણ શ્વાનની પેરે, ઘરઘર ફરતો ડોલેજી.
આતમ સાધન કાંઈ ન કીધું, માયામાં ભરમાણોજી;
લોક કુટુંબની લાજે લાગ્યો, સઘળેથી લૂંટાણોજી.
પિંડને અરથે પાપ કરંતાં, પાછું ફરી ન જોયુંજી;
કોડી બદલે ગાફલ કુબુદ્ધિ, રામરતન ધન ખોયુંજી.

વિષય વિકાર હૈયામાં ધાર્યા, વિસાર્યા મોરારીજી;
મૂરખ તેં આ દશ મહિનામેં, જનની ભારે મારીજી.

સંતપુરુષની સોબત ન ગમે, ભાંડ ભવાઈમાં રાજીજી;
બ્રહ્માનંદ કહે નરતન પામી, હાર્યો જીતી બાજીજી

## નારાયણ સુખકારી

નારાયણ સુખકારી, ભજી લે નારાયણ સુખકારી;
સાધુ જનની માન શિખામણ, વિષય-વિકાર વિસારી. ભજી લે૦
માતાપિતા સખ બાંધવ મેડી, નહિ તારાં સુત નારી;
જમને દ્વાર એકીલા જાવું, કરજે કરમ વિચારી. ભજી લે૦
રાજા રંક ગુણીજન પંડિત, ખેડુત ને વેપારી;
સગાં કુટુંબી સહિત સૌને, લેઈ જાએ જમ મારી. ભજી લે૦
ભરતખંડમાં દેહ મનુષ્યનો, મળે નહીં વારંવારી;
બ્રહ્માનંદ કહે થાને સુખિયો, સત્યવચન ઉર ધારી. ભજી લે૦

## શિરસાટે નટવરને વરિયે

રે શિરસાટે નટવરને વરિયે, રે પાછાં તે પગલાં નવ ભરિયે;(ટેક)
રે અંતર દષ્ટિ કરી ઓળખ્યું, રે ડહાપણ આખું નવ ડોળ્યું;
એ હરિ-સારૂં માથું ગોળ્યું. રે શિર૦
રે સમજ્યા વિના નવ નીસરીએ, રે રણમધ્યે જઇને નવ ડરીએ;
ત્યાં મુખ પાણી રાખી મરીએ. રે શિર૦
રે પ્રથમ ચડે શૂરો થઈને, રે ભાગે પાછો રણમાં જઈને;
તે શું જીવે ભૂંડું મુખ લઈને ? રે શિર૦
રે પહેલુંજ મનમાં એવડિયે, રે હોડે વાદે જુદ્ધે નવ ચડિયે;
જો ચડિયે તો કટકા થઈ પડિયે. રે શિર૦
રે રંગ સહિત હરિને રટિયે, રે હાક વાગે પાછા નવ હટિયે;
બ્રહ્માનંદ કહે ત્યાં મરી મટિયે. રે શિર૦

## રસિલો લાલ

આંખડિ શરદ-સરોજ, રસિલા લાલની;
દેખિ મનડું પામે મોહ, તિલક છબી ભાલની.
નાસા સુંદર દીપ સમાન, અતિ શોભી રહી;
મુખ નિરખીને શશિયર લોક, ગગનમાં ઝાંખી થઈ
લીધી લટકાળે નંદલાલ, કે હાથ કબાણને;
એની ચટક રંગીલી ચાલ, હરે મન માણને.
કાજુ મોલીડે જડિત્ર કટાર, કમર કસી લીધલો;
નિરખી બ્રહ્માનંદ કહે જન્મ, સુફલ મારો કીધલો.

## પ્રેમાનંદ સ્વામી

(સં. ૧૮૩૫-૧૯૦૧)

[ સ્વામીનારાયણ સંપ્રદાયના સ્થાપક શ્રી સહજાનંદ સ્વામીના અનુયાયી સાધુઓનું જે કવિમંડળ અસ્તિત્વમાં આવ્યું તેમાં પ્રેમાનંદ સ્વામી સૌથી પહેલા છે. તે ગદ્યાભા રહેતા તેઓ પોતાને 'ગોપી' માની શ્રીકૃષ્ણને 'રસિયા' તરીકે સંબોધે છે. આથી તેમનું 'પ્રેમસખી' એવું ઉપનામ પડેલું છે.

સહજાનંદના વિજોગની ગરબી જ્યારે તે ગાતા ત્યારે શ્રોતાઓની આંખમાંથી આંસુ વહેવા લાગતાં તેમના 'તુળસીવિવાહ' અને 'થાળ' વખણાય છે. ગુજરાતી ઉપરાંત હિંદીમાં પણ તેમણે પદરચના કરી છે. તેઓ સંગીતના સારા જાણકાર હોવાથી પોતાનાં પદોને સંગીતસમ મધુરતા અર્પી જાય છે. ]

## સહજાનંદ-વિજોગ

(૧)

લટકાં લટકાળાં ઘનશ્યામનાં રે, ખટકે છે અંતર માંય;
પ્રીત કરી મુજને મેલી ગયા રે, તે સંભારી બહુ દુઃખ થાય. લટકાં૦

આ સજ્યા તે શ્રી મહારાજ તણી રે, આ બાજઠે બેસતા લાલ;
આ ઠેકાણે ના'તા નટવરજી રે, લુતા અંગ કર લઈ રૂમાલ. લટકાં૦
આ ઠેકાણે જમવા બેસતા રે, જમતા વિધવિધનાં પકવાન;
સુંદર શાક કરી વંતાકનાં રે, જમીને દેતા પ્રસાદી કા'ન. લટકાં૦
આ ખળખળિયે નહાતા નાથજી રે, નાહીને હરિજન મુનિ લઈ સાથ;
આવતા માણેકચોકમાં ચાલતા રે, પુરજન થતાં જોઈ સનાથ. લટકાં૦
વહાલો જઈ બેસતા ફુલબાગમાં રે, પેરતા ગજરા ગુલાબી હાર;
જેમ સાંભરે તેમ થાય વેદના રે, પ્રેમાનંદના પ્રાણ આધાર. લટકાં૦

(૨)

સજની નીમખ ન વિસરે નાથજી રે, નિત્ય નવા તરૂણપણાના ખેલ;
આ ઓસરિયે આવી બેસતા રે, આ ઢોલિડે નટવર છેલ. સજની૦
આ તકિયે તે વાસો મેલતા રે, માળા આ ફેરવતા શ્યામ;
ગાતા ગોડીડાના સાથમાં રે, ઘેરે સાદે પૂરણકામ. સજની
આ મોજડિયું વ્હાલો પહેરતા રે, આ છડી લેતા કરવર માંય;
આ પાદુકા પહેરી આવતા રે, મારે મંદિર મુનિના રાય. સજની૦
આ ફળિયામાં ઘોડા ફેરવતા રે, માણકી મતવાલી મહારાજ;
સંતની સભા કરી હ્યા બેસતા રે, શ્રીહરિ સુરનર મુનિ-શિરતાજ. સજની૦
કિરતન મુનિવરને ગવરાવતા રે, ભેળા ગાતા સહેજાનંદ;
એવા ધરમકુંવર હરિ ઉપરે રે, તનમન વારી પ્રેમાનંદ. સજની૦

## ૪ નહિ મેલું સુંદરશ્યામ

નહીં મેલું રે સુંદરશ્યામ, કુંજબિહારી રે;
હું તો દામ વિનાની નાથ, દાસી તમારી રે.
તમે ગુણવંત સુખના ધામ, સારંગપાણી રે;
હું તો હાથે તમારે નાથજી વેચાણી રે.
જેમ રાખો તેમ રહું નાથ, એક પગે ઊભી રે;
નહીં વરતું કોઈ દિન નાથ, તમને દૂભી રે.

તારાં ચરણ તણી રજ શ્યામ, થઈને ચાલું રે;
કહો તો વ્રત રાખું વ્રજરાજ, તમને વ્હાલું રે.
જે કહેવું ઘટે તે કા'ન, મુજને કહેજો રે;
વ્હાલા પ્રેમાનંદ પર નાથ, રાજી રહેજો રે.

## વૃંદાનો શાપ

તમે ધર્મધુરધર કહાવો રે, સામળિયા;
સહુને ધર્મમા રાખો રખાવો રે, સામળિયા.
તમને ધર્મમૂર્તિ સૌ જાણે રે, સામળિયા;
તમને નિગમ પુરાણ વખાણે રે, સામળિયા.
તમો જુગોજુગ ધરી અવતાર રે, સામળિયા,
કરો ધર્મરક્ષણ વારવાર રે, સામળિયા;
એવા ધર્મશીલ તમે થઈને રે, સામળિયા;
મુને છલી કપટરૂપ લઈને રે, સામળિયા.
તમે પર-સ્વારથને કાજ રે, સામળિયા;
કરી કપટ લીધી મારી લાજ રે, સામળિયા.
બીજો હોય તો કરું બાળી છાર રે, સામળિયા;
તમને કાંઈ નવ થાયે કિરતાર રે, સામળિયા.
તોયે એટલો દઉં તમને શ્રાપ રે, સામળિયા;
થઈ પથ્થર પૂજાઓ આપ રે, સામળિયા.
પ્રેમાનંદનો નાથ કહે પ્યારી રે, સામળિયા;
તું થા વૃક્ષ વૃંદા સુકુમારી રે, સામળિયા.

('તુલસીવિવાહ'માંથી)

# देवानंद स्वामी

(सं. १९०४ मां हयात)

[ સ્વામીનારાયણ સંપ્રદાયના સાધુવૃંદ–કવિવૃંદમાં દેવાનંદ સ્વામીનું નામ જાણીતું છે. તે બે રીતે નોંધપાત્ર બન્યા છે. (૧) સંપ્રદાય બહાર પણ તેમની કવિતા લોકપ્રિય બની છે. (૨) તેઓ કવિ દલપતરામના કાવ્યગુરુ હતો અને તે રીતે નવા તથા જૂના યુગ વચ્ચેના અંકોડા સમાન બન્યા હતા. દેવાનંદ વિનાના દલપતરામની કલ્પના કરવી મુશ્કેલ છે.

દેવાનંદ સૌરાષ્ટ્રમાં આવેલા મૂળી ગામના સાધુ હતા. દલપત–કવિતાની સરલતાનાં બીજ એમના પદોમાં શોધી શકાય છે. ]

## માથે નગારાં વાગે

(૫૬)

જારે માથે નગારાં વાગે મોતનાં રે, નથી એક ઘડીનો નિર્ધાર;
તોય જાણ્યા નહિ જગદીશને રે. ટેક.

મોટા રાજ મેલીને મરી ગયા,
જેને જાતાં ન લાગી વાર. તોય૦

તારૂં જોબન ગયું જખ મારતું રે,
માથે કાળા મટી ગયા કેશ. તોય૦

અંતકાળે લેવા જમ આવિયા રે,
તેનો ભાળી ભયંકર વેશ. તોય૦

રોમ ફોટી વિછુ તણી વેદના રે;
દુઃખ પામ્યો તું દેવના ચોર. તોય૦

સગાં સ્વારથી મળ્યાં સર્વે લૂંટવા રે,
તેને જરાએ ન ચાલે જોર. તોય૦

જીભ ટૂંકી પડ ને તૂટી નાડિયો રે,
થયું દેહ તજવાનું તતકાલ. તોય૦

દેવાનંદ કહે નવ જાણ્યા મારા નાથને રે,
મળ્યો મનુષ્યનો દેહ વિશાલ. તોય૦

## દુનિયામાં ડાહ્યો

( ૫૬ )

દુનિયામાં ડાહ્યો ડા'પણમાં દુઃખ પામે;
ભવતારણ ભગવાન વિસારી, ચઢિયો ઠાલે ભામે રે. દુનિયામાં૦
મનુષ્યદેહ મળ્યો અતિ મોટો, ખોટો જાણી ખોયો;
ચોરે ચૌટે જૂઠું બોલ્યો, નાહક નીર વલોયો રે. દુનિયામાં૦
હરિ હરિજન સંગ હેત ન કીધું,પીધું વીખનું પાણી;
સુખ સંસારી પામવા સારૂં,-મુઆ લગી ઘર તાણી રે.દુનિયામાં૦
હરખ શોકની નદીઓ મોટી, તેમાં જાય તણાણો;
દેવાનંદ કહે હરિ ભજ્યો નહિ,ઘણે દુઃખે ઘેરાણો રે.દુનિયામાં૦

## जनीबाई

(सं. १८४७ थी सं. १८६८ सुधी हयात)

[ જની એ તખલ્લુસ છે કે કવિત્રીનું નામ છે તે ચોક્કસ કહી શકાતું નથી. તે શાક્તપંથનાં ઉપાસક હતાં અને તેમના ગુરુ મીઠુ મહારાજ નામે હતા. મીઠુ મહીસાના મોઢ હતા. તે દધિપુર અને પીજ ગામે પોતાના ભક્તોને દીક્ષા આપવા ગયેલા એમ જનીબાઈની કવિતા ઉપરથી જાણવા મળે છે. જનીબાઈની કવિતા મીરાં જેવી શ્રેષ્ઠ નહિ હોવા છતાં તેમાં જ્ઞાન સાથે કવિત્વના ચમકારા જણાઈ આવે છે.

કૃતિઓ—૧. નાથજી પ્રાગટ્ય ૨. નવનાયકા વર્ણન. પહેલી કૃતિમાં જનીબાઈના નાથ ગુરુની હકીકત સાલવાર મળી રહે છે ]

## પીઉજી

( ૫૬ )

પ્રેમને વશ્ય છે *પીઉજી અમારો અમો છું પ્રેમને વશ્ય,
અદૃશ્ય હુતા તે દૃશ્ય મુને થયા,'હું' થઈ પીઉને સ્પર્શ્યં.

*પ્રિયતમ

રાખ્યા મેં તો મનથી રે, પૂર્ણ પ્રેમ દામી—
કામરાજ છે પિઉજી અમારો, છે સમરસને આધીન;
અમો રસિયા છું રમણ રાસનાં, રસમાં થઈ ગયાં લીન,
પ્રભુજી અમારો રે બહુ દીઠો કામી—
ઘટ ઘટ મધ્યે વ્યાપી રહ્યા છો, પ્રભુ પૂર્ણરૂપે છો એક,
નખ શીખ સઘળે સ્વામી સરખા એવો પીઉનો ટેક;
દાસીના ઉરમાં રે, રહ્યા અંતરજામી—
અનિત મટી ગઉ નિત્યમાં મળીને નીત્ય થંઉ મુજ તન;
પ્રતિબિંબ તે બિંબમાં ભલીઉ, એક થઉ મુજ મન,
છાયા વિરામી રે જતીને મળ્યો સુખધામી—

## દીવાળીબાઈ

(સં. ૧૮૪૭ લગભગ)

[ દીવાળીબાઈ ડભોઈના બ્રાહ્મણની પુત્રી હતી. બાળપણમાં વિધવા થતા તે પિયર આવીને રહી તે અરસામાં સં. ૧૮૪૭ માં 'મુડતાળાનો કુકાળ' પડવાથી પિતાને અન્નના સાંસા પડવા લાગ્યા. આથી લાચાર બનેલો પિતા દીવાળીબાઈને કોઈ સાધુના આશ્રયે મૂકી ચાલ્યો ગયો. સાધુ પાસે રહી ભણેલી દીવાળીબાઈ કાવ્યરચના કરતા શીખી. તેણે સાધુ સાથે જાત્રાઓ પણ કરી હતી

દીવાળીબાઈએ રામજીવનની ઘટનાઓ સરળ અને મધુર લોકવાણીમાં રજૂ કરી છે. રામજન્મ, બાળલીલા, રાજ્યાભિષેક વગેરે પ્રસંગો ઉપર તેણે કવિતા કરી છે. દશરથરાજાની રાણીઓને સગર્ભા થયા પછી જે વિચિત્ર દોહદ થાય છે તેનું રમુજી ભાવમયું વર્ણન એક સ્ત્રીકવિની લાક્ષણિક રીતે દીવાળીબાઈ રજૂ કરે છે. ]

### ગરબી

(રાણીઓનાં દોહદ)

દશરથ—મારી માનીતી બોલો બોલ, લઈએ તે આપીએ તે;
આજ સુખી થાય મારા જીવ, જોઈ તમને અતિ નેહે.

આપુ સુખનુ માગ્યુ' આજ આગો મારી વા'લી જો,
તારાથી વધારે નથી કાઈ મારી કાલી જો
ઘડપણમા આવ્યા દિન આવા સારા જો;
દીવાળીના રાય પ્રસન્ન, ભયા અપારા જો.

ગરબી

કૈકેયી—બોટયા માનીતી કૈકૈ માન, આપો રાજા જો,
સુખ જો બોટયા છો આજ, મોટા રાજા જો
અમો બોલુ ગાડુ ઘેલુ મોટા રાજા જો,
તોય માનવુ' પડશે મન મોટા રાજા જો
પે'લુ સાભળો મન થાય, મોટા રાજા જો,
જાણે માટી ખાઈને જીવાય, મોટા રાજા જો
દીવાળીબાઈ કે' આપો તેહ મોટા રાજા જો

\+ + +

ગરબી

દશરથ—માણસ માટી ખય ? રાણી મોટા જો,
અમે આજ સાભળ્યુ કન રાણી મોટા જો.
ખાઓ સુખડી મારી સારી રાણી મોટા જો,
દીવાળી ના માને મન, રાણી મોટા જો

કૈકેયી—ખાજી સુખડી તમારી કથ ! આપો માટી જો,
કહુ શુ કરવા મારા કથ ? આપો માટી જો
ભોગ બા થઈ બોટયા આજ, આપો માટી જો,
નહિ તો ના કહી હાથી જાવ, આપો માટી જો
ખાવી માટી મારા કથ, આપો માટી જો,
દીવાળીબાઈ કે' લીધી હડ, આપો માટી જો

[ છેવટે રાજા માટી આપવા તૈયાર થાય છે રાણી કૈકેયી રાજા આગળ પે શ (ખોબો) ધરીને ઊભા રહે છે ]

ગરબી

માટી મન ગમતી લેઈશ, મારા સ્વામીજી;
એમ કહીને ભરતાં પોશ, કેકે નારી જો.
રાજા કે' લઈ લીધી બધી, કેકે કામા જો;
ખાઈ થોડી નાંખી દેજો, કેકે કામા જો.
રાજા જોતાં આપી બધી, કેકે કામા જો;
દીવાળીબાઈની કેકે માત, કેકે કામા જો

ગરબી

સુમિત્રા—નાથ માગ્યું આપો આજ તો તો બોલું જો;
મારે કેકે જેવું ન જોઈએ, માગ્યું આપો જો.
રાજા કે' આપુ મારી નાર, બાળા બોલો જો;
ના મળે એવું નથી કાંઈ, બાળા બોલો જો.
પાતાળ સ્વર્ગેથી આણી આપુ, બોલો બાળા જો;
દીવાળીબાઈ માગે માન, બોલો બાળા જો.

ગરબી

મારા નાથજી જો પ્રસન્ન, આપો નળિયું જો;
ખાઉં ભચડ ભચડ આજ, આપો નળિયું જો.
મારા દંતુડા કરકરે નાથ, આપો નળિયું જો;
રાજા મનમાં બહુ કચવાય, આપો નળિયું જો.
ઘેલી એ શું માગ્યું સુખ, માગો મોટું જો;
દીવાળી કે' રીસાઈ નાર, નળિયું નાપે જો.

[ રાજા છેવટે રાણીને નળિયું આપે છે. તે પછીનું વર્ણન ]

ગરબી

આપ્યું લીધું નારીએ, જાવા લાગી જો;
ભચડ ભચડ ખાય, મૂકી ઉદાસી જો.

રાજા કે' ગમ' દુઃખી શ્યો; આ શાં ઘેલાં લો!
રાણી કે' ઘેલા આપ, ખાઈએ પે'લા લો.
ત્યાંથી ઊઠી રાય ચાલિયો, ગયો વહેલો લો;
દીવાળી કૌશલ્યા પાસ, વહેલો વહેલો લો.

[ ઉત્તરે કૌશલ્યા માગે છેઃ—]

માગ્યું આપો મારા નાથ, તો અગો ચાગુ લો,
આજ રીઝવિયે મારા કંથ, દુઃખડાં ભાગુ લો.
જોઈએ કોયલા રાખોડી ઠીબ, ખાવા મારે લો;
મંગાવી આપો નાથ, મન કરી ભાવે લો.
રાજા કચવાયા મન, નારી ઘેલી લો;
દીવાળી છે જેવી બેય, તેવી હું મેલી લો.

## मीठो

( सं. १८९५ मां ह्यात )

[ મીઠો શ્રીમાળીનો હાડી હતો. તેણે કેટલાંક સરસ પદ અને કૃષ્ણલીલા લખી છે. મીઠાની રાસ નામની કૃતિમાં તેણે શ્રી કૃષ્ણની મોરલીની અસર વર્ણવેલી છે તે અહીં ઉધૃત કરેલ છે. ]

## શ્રી કૃષ્ણની મોરલી

સાંભળ સહિયર વાતડી, નૌતમ આવ્યો માસ;
શરદપૂનમની રાતડી, ચંદ્ર ચડ્યો આકાશ.
એવામાં હરિ આવિયા, વૃન્દાવનને ચોક;
મોરલીમાં વેદ વજાડિયા, તે સુણિયા ત્રિલોક.
અષ્ટકુળ પર્વત ડોલિયા, ડોલિયા નવકુળ નાગ;
ગોર ખપેયા ગોલિયા, સાંભળતાં તે રાગ.

જાતા વળતાં થભિયાં, નદીઓ કેરાં નીર;
વછ ને બાળ વલંબિયાં, પીતાં પીતાં ખીર.
ખગ મૃગ શ્રવણ ધરી રહ્યાં, તરણ ન વંદે ગાય;
ઠારે ઠાર ઠરી રહ્યાં, સુપચારો સુખમાય.
પવન રહ્યો મૂરઝાઈ ને, મુનિવર મૂકયાં ધ્યાન;
વળી રહ્યાં વલભાઈને વહેતાં ગગન વિમાન.
મોહી મોરલીના તાનમાં વ્યાકુલ થઈ વ્રિજનાર;
એકે એક નિશાનમા હીડે હારો હાર.
નાકે ઓગનિયાં આણિયાં, નેપુર પહેર્યાં હાથ;
મોર શ્રવણમાં સમાણિયા, કાંડળીઓ પગ સાથ.
સેથે કાજળ સારિયાં, નયણે સારિયાં સિંદૂર;
સગાં કુટુંબ વિસારિયાં, સાગર સલિતાપૂર.
અવળાં આભરણ પહેરિયાં, અવળાં ઓઢયાં ચીર;
અવળાં ઓઢયાં લહેરિયાં, ભૂલી શુદ્ધ શરીર.

## કૃષ્ણાબાઈ

(ઓગણીસમુ શતક)

[ કૃષ્ણાબાઈ વડનગરની નાગર બ્રાહ્મણી હતી તેનાં રચેલાં "કૃષ્ણનાં સાવરડા" અને "ગીતાજીની કાચળી" સ્ત્રીવર્ગમા પ્રસિદ્ધ છે એની ભાષા સરલ, ઘરગથ્થુ અને ઝમકદાર છે રામ અને ગીતા તથા સીતા અને લક્ષ્મણ વચ્ચેના સવાદોની રચનામા કૃષ્ણાબાઈએ સારી ઝલક આણી છે. ]

## લક્ષ્મણ-સીતા સંવાદ

[ સીતાજીની હઠને કારણે રામચંદ્રજી લક્ષ્મણને સીતાની ભળ રાખવાનું કહી કનક-મૃગની પાછળ જાય છે ]

ધનુષ લેઈ ધાયા ધરણીધર, કુરંગ ઉપર ડાઢ પીસે રે;
જેમ જેમ ઢુકો જાય જગજીવન, તેમ વેગળો દીસે.
હો રમતાં રઢ લાગી રાણીને.

ચાપ ચડાવી મૃગલો માર્યો, મેલ્યું કસીને બાણ રે;
મરતાં મૃગલે ચીસ નાંખી જે, લક્ષ્મણ જાએ પ્રાણ.
હો રમતાં૦

શબ્દ સીતાએ સાંભળ્યો લક્ષ્મણ, રામ તેરે છે તમારો રે;
હરણને હણતાં કષ્ટ પડયું છે, શીઘ્ર થઈને સધારો.
હો રમતાં૦

લક્ષ્મણઃ–લક્ષ્મણ કહે એક હરણને હણતાં, કષ્ટ પડે તે શાનું રે?
રઘુ સરખા ચીસ નાંખે તે, વાત તો હું નવ માનું.
હો રમતાં૦

સીતાઃ–દક્ષિણ દિશે દિયરિયા મારા, ઝઝું રાક્ષસ દળ છે રે;
એકલડા જાણીને જાઓ, એએ બાવીશનું બળ છે.
હો રમતાં૦

લક્ષ્મણઃ–એક જ બાણે ચૌદ સહસ્રને, મારે એવો મુજ ભ્રાત રે;
ચૌદે સહસ્ર ચઢીને આવે તો, નવ હારે રઘુનાથ.
હો રમતાં૦

સીતાઃ–વેળા વેળાનાં ફળ છે દિયરિયા, એવરો ગરવ નવ ધરિયે રે;
ક્યારે હારિયે ને ક્યારે જિતિયે, તે માટે સંચરિયે.
હો રમતાં૦

લક્ષ્મણઃ–લક્ષ્મણ કહે ભાભી લખ્યું હશે તો, બ્રહ્માએ પાછું ન થાય રે;
તમને વનમાં એકલાં મેલીને, ડગલું નહીં ભરાય.
હો રમતાં૦

સીતા–મમતા કહે તને શાનું દાઝે? જૂજવી માતા માટે રે;
સગો ભ્રાત ચતુર હોય તો, ધમણ્યાં દોડે ત્યારે.
હો રમતાં૦

લક્ષ્મણઃ–મુજને રામજી વહાલા ન હોય તો, શીદ આવું હું સાથ રે ?
ભોળે ભાવે ભક્તિ કરું છું, જાણીને જ્યેષ્ઠ ભ્રાત.
હો રમતાં૦

સીતાઃ–ભક્તિ કરો તે મુજને ભાવે, મીઠું બોલ્યે નહિ મીઠું રે;
તુજ દુષ્ટનો વિશ્વાસ ન કરિયે, આજ પારખું દીઠું.
હો રમતાં૦

લક્ષ્મણઃ–ભલી સીતાજી બુદ્ધિ તમારી, મુજને એવો પ્રમાણ્યો રે;
રાત દિવસ મેં સેવા કીધી, એકે ગુણ નવ જાણ્યો.
હો રમતાં૦

સીતાઃ–સીતા કહે તારા ગુણનું લક્ષણ, પડી વેળા પરમાણ્યું રે;
સાદ સાંભળીને સાંસો કીધો, ત્યારે હેત જણાણું.
હો રમતાં૦

દિયરિયા તુંને શાનું દાઝે ? વહાલા નહીં શ્રી રામ રે;
બંધવ હોય તો રણમાં દોડે, કરવાને સંગ્રામ.
હો રમતાં૦

લક્ષ્મણઃ–તમને અહિંયાં કો સારું મેલું, સાંભે કરું છું તેણે રે;
તમને જો લાંછન લાગે તો, વળતા મરિયે મહેણે.
હો રમતાં૦

સીતાઃ–તેવાં ભોળાં અમે નહીં દિયરિયા, મન વસિયા મહારાજ રે;
અવર પુરુષ સાથે બોલું તો, લાગે કુળને લાજ.
હો રમતાં૦

લક્ષ્મણઃ–કેટલું આપ તમ આગળ કેરું, તનક તાસ ને કેટલાં રે;
રાંધ્યું ધાન ને પ્રેમદા સરખી, વણસતાં નહીં વેળા.
હો રમતાં૦

સીતાઃ–સીતા કહે તું શું સમજાવે, સાસુતણા સુત કાલા રે ?
એકલો ઉજડમાં શાને જાએ, પ્રાણ તને તારા વહાલા.
હો રમતાં૦

લક્ષ્મણઃ–મુજને પ્રાણ જો વહાલા હોય તો, શીદ જાઉં હું વંન રે?
વનફળ મેવા વીણી લાવું છું, બેઠાં કરો છો ભોજંન.
હો રમતાં૦

સીતાઃ–સીતા કહે તું શું દિયરિયા, મુજને રાખે વારી રે;
તું જાણે છે ગમ પડે તો, હું ભોગવું આ નારી.
હો રમતાં૦

લક્ષ્મણ–ભલી સીતાજી બુદ્ધિ તમારી, મુજને એવું ન કહિયે રે;
એકે દહાડે હસ્યો હઉં તો સર્વે સાચું લહિયે.
હો રમતાં૦

સીતા–કપટી હોય તે કોઈશું હસે નહિ, રાખે મનમાં જાણી રે;
જળકાંઠે બગ ધ્યાન ધરે તે, મચ્છને લેવા તાણી.
હો રમતાં૦

વચન બાણ વાગ્યાં લક્ષ્મણને, તાપ ઉપન્યો તનમાં રે;
બહુએ પેર પડી લક્ષ્મણને, ઝુરણ લાગી મનમાં
હો રમતાં૦

શિ[illegible]મુખ–રેખા કીધી લક્ષ્મણે, દીધી રામની આણ રે;
કૂડે કપટે જે કોઈ આવે, તેના જાશે પ્રાણ
હો રમતાં૦

એમ કહી લક્ષ્મણજી ગયા, તારુણીને લાગ્યો તાપ રે,
કઠણ વચન કહ્યાં દિયરને, તેનું લાગ્યું પાપ
હો રમતાં૦

લાગ જોઈ લંકાપતિ આવ્યા, પાપિયે ચલાવ્યા ચરણ રે;
પરદારાને હરવા કારણ, માથે લાવ્યો મરણ.
હો રમતાં૦

ભગવાં વસ્ત્ર ને ભેખ સંન્યાસી, કરમાં કમંડળ ધરિયું રે;
"ક્ષુધાર્થીને ભિક્ષા આપો" આવી એમ ઉચરિયું.
હો રમતાં૦

આવો પ્રભુજી બેસો ઋષિજી, અમૃત બોલ્યાં વાણી રે;
ઊઠીને આસન ત્યાં આપ્યું, ગૃહસ્થાશ્રમ ધર્મ જાણી.
હો રમતાં૦

## નાગર

(ઓગણીસમું શતક)

[ નાગર વિષે ખાસ માહિતી મળી નથી પણ "વહાલો પ્રેમને તે વશ થયા રાજી રે" એ નાગર-રચિત પદ લોકપ્રિય થયેલું છે. ]

## ગિરિધરનું પદ

વહાલો પ્રેમને તે વશ થયા રાજી રે,
તેહમા શું કરે પંડિતને કાજી રે?
માહરો સાચો સંદેશો કહેજો રે,
જઈ ગોકુળ મથુરામા રહેજો રે. ૧

મથુરામાં હરિ જનમિયા, ગોકુળ ગયા છે નાશી;
માશી પૂતનાના પ્રાણ હર્યા, વહાલે નજરે જોયુ તાસી રે. વહાલો૦૨

યજ્ઞ કરે ત્યાં ઝાંખી ન જોયું; આહીરનું અન્ન લે માગી;
મોટા યજ્ઞેશ્વરને સ્વપ્ને ન આવે, વ્રજવનિતાશું તાળી લાગીરે વ૦૩
વિદુરને ઘેર કૃષ્ણ પધાર્યા, કેળાં આપ્યાં બે માગી;
અબળાને હાથે હરિ આરોગ્યા, વહાલે નજરે જોયું જાગી રે.
વહાલો૦ ૪

ગુણકા હતી જે પોપટ ભણાવતી, રામનામ લેહે લાગી,
વિમાન બેસાડી વહાલે વૈકુંઠ મોકલી,
એની સંસારની ભ્રમણા ભાગી રે. વહાલો૦ ૫

નામ લેતાં નિંદા કરે છે, એવા જગતના લોક પાજી;
નાગરના સ્વામી ભીડભંજન,
મારે માથે ગિરિધર રહ્યો છે ગાજી રે. વહાલો૦ ૬

# गेमलदास

( ओगणीसमु शतक )

[ ભક્ત ગેમલદાસનુ "હરિને ભજતા હજી કોઈની લાજ જતા નથી જાણી રે" એ પદ બહુ લોકપ્રિય છે 'આશ્રમ-ભજનાવલિ'મા આ પદ 'પ્રેમળદાસ'ની છાપ સાથે આપેલુ છે 'ભજનસાગર' ગ્રથમાં પ્રેમળદાસ તથા ગેમલદાસ બેઉને નામે થોડા પાઠાંતર સાથે તે રજૂ થયેલુ છે ]

## હરિને ભજતાં

( પદ )

હરિને ભજતા હજી કોઈની લાજ જતા નથી જાણી રે,
જેની સુરતા શામળિયા સાથ, વદે વેદવાણી રે ટેક૦
વહાલે ઉગાર્યો પ્રહ્લાદ, હરણાકસ માર્યો રે,
વિભીષણને આપ્યુ રાજ, રાવણ સહાર્યો રે હરિને૦
વહાલે નરસિહ મહેતાને હાર, હાથોહાથ આપ્યો રે,
ધ્રુવને આપ્યુ અવિચળ રાજ, પોતાનો કરી થાપ્યો રે હરિને૦
વહાલે મીરા તે બાઈના વિખ હળાહળ પીધા રે,
પચાળીના પૂર્યા ચીર, પાડવકામ કીધા રે હરિને૦
વહાલે આગે સતોના કામ, પૂરણ કરિયા રે,
ગુણ ગાય ગેમલ કરજોડ, હેતે દુખ હરિયા રે હરિને૦

## હરિ ભજવાનો મળ્યો રે સંબંધ

( પદ )

હરિ ભજવાનો મળ્યો રે સબધ, હરિ કોઈ ભજશે રે,
કથા અન્ય નહિ રે ઉપાય, ફેરા બહુ ફરશે રે
બણ્' તે લેઈ તન મન ધન, ગુરુચર્ણે ધરિયે રે;
[illegible] રે

દિન ઉગેરે ભૂલ્યો ભુવન, પછી ક્યાંથી જડશે રે ?
આગળ આવી અંધારી રાત, ઘણું રડવડશે રે.

હરિ ભજતાં ભલે લાજ જાય, હવડે જાણે રે;
ગુરુગમ ગેમલજી કહે સોય, હરિગુણ ગાએ રે.

## धनो भगत

( ओगणीसमुं शतक )

[ ધના ભગતનો સમય નિશ્ચિત નથી. પણ તેનું "રામબાણ વાગ્યાં હોય તે જાણે" એ પદ લોકપ્રિય બનેલું છે. ]

### રામબાણ વાગ્યાં હોય તે જાણે

( પદ )

રામબાણ વાગ્યાં હોય તે જાણે — રામબાણ૦

ધ્રુવને વાગ્યાં, પ્રલ્હાદને વાગ્યાં, ઠરી બેઠા ઠેકાણે;
ગર્ભાવાસમાં શુકદેવજીને વાગ્યા, વેદવચન પરમાણે. રામબાણ૦

મોરધ્વજ રાજાનાં મન હરી લેવા, વહાલો પધાર્યા જે ટાણે;
લઈ કરવત મસ્તક પર મેલ્યું, પુત્ર પત્ની બેઉ તાણે. રામબાણ૦

બાઈ મીરાં ઉપર ક્રોધ કરીને, રાણોજી ખડગ લઈ તાણે;
ઝેરના પ્યાલા ગિરધરલાલે, અમૃત કર્યા એવે ટાણે. રામબાણ૦

નરસિંહ મહેતાની હૂંડી સિકારી, ખેપ કરી ખરે ટાણે;
અનેક ભક્તોને એણે ઉગાર્યા, ધનો ભગત ઉર આણે. રામબાણ૦

## ભજાન ભક્ત

( ઓગણીસમુ શતક )

[ ભજાન ભક્ત ખંભાતમાં રહેતા હતા. તે કાનફટા ધર્મ (નાથ સંપ્રદાય)ના સાધુ હતા. એમના પદ અને ગરબીઓ ગુજરાતમાં ગવાય છે. એમણે રામ અને કૃષ્ણ બેઉ અવતારો પર લખ્યું છે. તેમનો "રાવણ-મંદોદરી સંવાદ" જાણીતો છે. આ કવિએ ગોપીપ્રેમનાં પદો પણ લખ્યાં છે. ]

# મંદોદરીની શિખામણ

*ઓ રાણાજી ! રામજી સંગાથે રાડ ન કીજીએ;
કહે મંદોદરીઃ રઘુવર કેરા ચરણ ધોઈ ધોઈ પીજીએ. (ટેક)

જેના ચરણ વડે અહલ્યા તારી, તે અહલ્યા વૈકુંઠ સિધારી;
એવા રામજી ઉપર જાઉં વારી. ઓ રાણાજી૦

એ બળિયાથી બળિયા એવા, એના ચરણ ચાંપે છે તમ જેવા;
સીતારામજીની કીજે સેવા. ઓ રાણાજી૦

એને શિવ બ્રહ્માદિક ચ્હાય છે, એના ચરણ જોગેશ્વર ધ્યાય છે;
જેથી પાપી પાવન થાય છે. ઓ રાણાજી૦

મને પાછલી રાતે સ્વપ્ન થયું, જાણે રાવણ કેરું રાજ્ય ગયું;
લંકાનું રાજ વિભીષણને રહ્યું. ઓ રાણાજી૦

સ્વામી ! સીતા આપી લાગો પાય, ત્યારે આપણાં કારજ સિદ્ધ થાય;
પછી લંકાનું રાજ તો નવ જાય. ઓ રાણાજી૦

કેનું કહ્યું ન માનો તમે પાપી, સતી સીતાને પાછી શેં ના આપી ?
રામ દશ મસ્તક નાખશે કાપી. ઓ રાણાજી૦

છે છેલ્લી શિખામણ નાર તણી, કહી થોડી પણ માનજો જ ઘણી;
કહે ભજાન જગતનો રામ ધણી. ઓ રાણાજી૦

---

* પાઠાંતર—'ઓ રાણાજી ! રામની સાથે રાગ ન રાખીએ.

# रघुनाथदास

( ओगणीसमु शतक )

[ રઘુનાથદાસ સામાન્ય જમાનાના કવિ ગણાય છે. પણ તેમની ગરબીઓ ખૂબ લોકપ્રિય છે. ઓધવજીના સંદેશાની તેમની ગરબીઓને જેવી લોકપ્રિયતા સાંપડી છે તેવી દયારામ સિવાય તેમના જમાનાના બીજા કોઈ કવિને ભાગ્યે જ સાંપડી હશે. "ઓધવજી સંદેશો કહેજો શ્યામને" અને "શામળિયા વ્હાલા, રહોની વેગળા રે" એ ગરબીઓ તો ગામેગામ અને ઘેરઘેર જાણીતી બની છે. એ રીતે એ નારીવર્ગના માનીતા કવિ છે.]

## ઓધવજીને સંદેશો

(ગરબી)

ઓધવજી સંદેશો કહેજો શ્યામને, મારા સમ જો મૂકી મનનો મેલ જો;
કાનુડો કપટીરે આવડો કેમ થયો ? છળ કરીને છેતરિયે નહિ છેલ જો.
ઓધવજી૦

આટલા દિવસ રે, આવું નવ જાણતી, ઘરથી ન જાણ્યા ધૂતારાના ઢંગ જો;
પાણીડાં પીને રે ઘર શું પૂછિયે ? બાળપણામાં કીધો એ શું સંગ જો.
ઓધવજી૦

અણતેડ્યાં જાતા રે નંદને આંગણે, વણ કરાવ્યાં કરતાં ઘરનાં કામ જો;
એવે રે મિશે જઈ મળતા માવને, પલકે પલકે કરતી હું પરણામ જો.
ઓધવજી૦

દીવડિયા મિશે રે દૂર થકી આવતી, વડો કરીને વળતી વારંવાર જો;
મોહનના મુખનાં રે લેતી ભીંડણાં, જશોદા મુજને કહેતાં નિર્લજ નાર જો.
ઓધવજી૦

માહીથી છાના રે મેવા લાવતાં, વાટકડીમાં દોતાં ધોરી ગાય જો;
દૂધને દહિયે રે હરિને સિંચતાં, મેં જાણ્યું જે જીવન મોટા થાય જો.
ઓધવજી૦

વેરીડાં કીધાં રે વ્રજનાં લોકને, વાલા કીધા ગોપી ગિરધરલાલ જો;
ફૂલડિયે પાખડિયે હું નહિ ડૂબતી,કેમ વિસાર્યું વિઠ્ઠલજીએ વ્હાલ જો
ઓધવજી૦

જમાડી જમતાં રે જીવનપ્રાણને, પવન કરીને પોઢાડતી પર્યંક જો;
એવાં રે સુખડા તો સુપને વહી ગયાં, વેરી વિધાતાએ અવળા લખિયા
અંક જો. ઓધવજી૦

આભૂષણ ધરતાં રે હરિને અતિ ઘણા,મોરમુગટ ને કુંડળ ઝળકે કાન જો;
રાજની રીતિએ મોહન માલતા,નિત્યનિત્ય નિરખી જોતી નવલે વાન જો.
ઓધવજી૦

વાસીદુ વાળતાં ધરતી માતનું, રખે રજ ઊડે રમિયાને અંગ જો;
આખડલીં આગળથી હરિ નવ મૂકતીં, શા માટે હરિ તજ્યો અમારો
સંગ જો ? ઓધવજી૦

દુખડાની વાતોરે કયા જઈ દાખવું? કહિયે છિયે પણ કહ્યુ ન માને કોયજો;
કૂવાની છાયડી તે કૂવામા સમે, તસ્કરની મા કોઠીમા પેશી રોય જો.
ઓધવજી૦

અમારા અવગુણ રે હરિના ગુણ ઘણા,જોઈનવ કરિયે વડા સંઘાતે વેરજો;
રઘુનાથનાસ્વામીને કહેજો એટલુ,મળવા આવો મનમા રાખીમહેરજો.
ઓધવજી૦

## શામળિયા વ્હાલા રહોની વેગળા રે

(ગરબી)

તમે અજાણ્યા અમે જાણિયે રે, મારો પાલવડો નવ તાણિયે રે;
તમે સમજી લો મનમાંહી રે, શામળિયા વ્હાલા રહોની વેગળા રે ટેક.

નારી શું સમજાવે તું સુજને રે? હું તો નહિ જવા દઉં તુજને રે;
તારી મરડીને રાખીશ બાંહી રે,મહિયારી રાધા રહોની દાણ શું રે ટેક.

અલ્યા બાંહી શું મોડે શામળા રે, તારા કરના ઉતારીશ આમળા રે;
કપરૂ છે કંસનું રાજ રે, શામળિયા૦

નારી કંસ થકી શું થાય છે રે, એવા કંઈ રે આવ્યા કંઈ જાય છે રે;
તારા ઉરનો ઉતારીશ હાર રે, મહિયારી૦

અલ્યા હાર હૈડાનો તૂટશે રે, મારા માથાની લટ છૂટશે રે;
મારી સાસુડી દેશે ગાળ રે, શામળિયા૦

નારી આળ ને ગાળ કોને ચડે રે ? જેનું લેણું હોય તે તો લડે રે;
તારા ઘરમાં નથી કંઈ કામ રે ? મહિયારી૦

અલ્યા કામ શું કહીએ વીઠલા રે, મેં તો તુજ સરખા બહુ દીઠલા રે;
મેલો મેલોની મારો હાથ રે ? શામળિયા૦

નારી હાથ ન મેલુ તાહરો રે, આ વ્રીજમાં અમલ છે માહરો રે;
હવે દાણુ મેલ્યાં કેમ જાય રે, મહિયારી૦

અલ્યા દાણી ક્યારે તું કાવીઓ રે? મૂકી મથુરા ને ગોકુળ આવીઓ રે;
ચારે નંદ ગોવાળની ગાયો રે, શામળિયા૦

નારી ગાય ચારે શું થાય છે રે ? આપણુ બેહુનાં કારજ થાય છે રે;
એમાં મેણુલીઆં નવ હોય રે, મહિયારી૦

તમે મનમાં ન આણો મેણું રે, એ તો માણુસને લાગે ઘણું રે;
તમે લંપટને નહીં લાજ રે, શામળિયા૦

એવી લાજ ધરે છે સૂનરી રે, ત્યારે મહી વેચવા શીદ નીસરી રે ?
શીદ આવી હમારી વાટે રે ? મહિયારી૦

અમે અહિંયાં તો દાહાડી આવતાં રે, હમે જતાં તે દાણુ ચુકાવતાં રે;
આજે રોકી રઘુનાથના સ્વામ રે, શામળિયા૦

# जीवणदास

(ओगणीसमा शतकमा विद्यमान)

[ મધ્ય સૌરાષ્ટ્રના કબીરપંથી સંત જીવણદાસે પોતને માટે પોતાના પદોમાં 'જીવણદાસી' શબ્દનો પ્રયોગ કર્યો જણાય છે તે ઉપરથી તેમનો પ્રભુ પ્રત્યેનો ગોપીભાવ સ્પષ્ટ થાય છે બીજા એક ગાનકડો લખનાર જીવણદાસ અખાની પરંપરાના જ્ઞાની કવિ છે તેમની કવિતા આ સંત કવિની કવિતા સાથે ભેળસેળ ન થવી જોઈએ ]

## ભજનનો વેપાર

(પદ)

કર મન ભજનનો વેપાર, ધણી તારા નામનો આધાર,
બેડલી ઉતારો ભવ પારજી ટેક
સરોવર જ્યારે ભર્યા હતા, ત્યારે પહેલી ન બાંધી પાળજી,
આગળ નીર સુકાઈ ગયા, ત્યારે હાથ ઘસે શું થાય ? કર મન૦
શેરી લગણ સુંદરી, ઝાંપા લગી મા-બાપજી,
તીર્થ સુધી બે બંધવા, કોઈ નાવે તારી સાથ કર મન૦
હાડ જલે જેમ ગાસડી ને, કેશ જલે જેમ ઘાસજી,
કંચન સરખી કાયા જલશે, લાગે નહિ પળવાર કર મન૦
આરે કાયામા કોણ સૂવે, કોણ જાગે, કોણ ચોકીદારજી ?
સુરત જાગે, નુરત ઉંઘે ચેતન ચોકીદાર. કર મન૦
હું ને મારું મૂકી દોને, ખોટો આ સંસાર જી,
દાસ જીવણ એણી પેરે બોલ્યા, પૂરો મનનો કામ કર મન૦

## તમે સાચાના સંગાથી રે

(પદ)

તમે સાચાના સંગાથી રે, જેણે પ્રીતો કીધી,
તમે ગરજોના બેલી રે, જેણે પ્રીતો કીધી,
તમે આપ નિરંજન ઊભા રે જેણે૦

વહાલા રે મારા, પહેલી પ્રીત ધ્રુવે કીધી;
જેને અવિચળ પદવી દીધી રે. જેણે૦

વહાલા રે મારા, બળિને બોલાવી વાચા લીધી;
ત્રણ ડગલાં પૃથ્વી લીધી રે. જેણે૦

વહાલા રે મારા, બળતા રાખ્યા છે પાંડવ વીર;
પંચાળીનાં પૂર્યાં ચીર રે. જેણે૦
વહાલા રે મારા, હિલ દરિયામાં દોટો દીધી;
તેહેની તરત ખબરો લીધી રે. જેણે૦

વહાલા રે મારા, વીદુરની જમિયા ભાજી;
ત્યાં આપ થયા છો રાજી રે. જેણે૦

વહાલા રે મારા, નામદેવનું તેં દૂધ પીધું;
ત્યારે દેવલ ઉલટું કીધું રે. જેણે૦

વહાલા રે મારા, નરસિંહ મહેતાને મરતો જાણી;
આપ્યો હાર સભામાં આણી રે. જેણે૦

વહાલા રે મારા, વૃંદા તે વનકેરા વાસી;
પદ બોલ્યા જીવણદાસી રે. જેણે૦

## ગુરુમહિમા

(૫૬)

અમારા રે અવગુણ ને ગુરુજીના ગુણ ઘણા રે જી;
અમારા અવગુણ માસું મત જોવ. (ટેક)

ગુરુજી મારો દીવો રે, ગુરુજી મારો દેવતા રે જી;
ગુરુજી મારા પારસમણિને તોલ. અમારા અવગુણ૦

ગુરુ મારા ગંગા રે, ગુરુ મારા ગોમતી રે જી;
ગુરુ મારા કાશીને રે કેદાર. અમારા અવગુણ૦

ગુરુજી મારા ત્રાપા રે, ગુરુજી મારા તૂંબડાં રે જી;
ઈ તૂબડીએ ઉતરિયે ભવપાર. અમારા અવગુણ૦

જાતીડાં મેલાવો રે, ગુરુગમ જ્ઞાનનાં રે જી,
ઈ જાલીડાં જરણાં માહેલો જામ. અમારા અવગુણ૦

ગુરુને પ્રતાપે દાસ જીવણ બોલિયા રે જી,
દેજો અમને સંતચરણમાં વાસ. અમારા અવગુણ૦

## जैन कवियण

(अज्ञात)

[ અજ્ઞાત જૈન કવિયણની નેમ-રાજુલની બારમાસી ચિત્તાકર્ષક છે. એમાં નેમ-રાજુલનો આશ્રય લઈ નારીહૃદયની વિરહવેદના સરળ ભાવે વહેતી મૂકેલી છે.

શા ભીમસિંહ માણેકાખ્ય શ્રાવક દ્વારા સંવત ૧૯૩૯ માં શીલા-છાપમાં છપાયેલા "જૈનકાવ્યપ્રકાશ" ભાગ ૧ લા માંથી આ કૃતિ ઉધ્ધૃત કરી છે. ઉપરોક્ત હકીકત તથા ભાષા વગેરે જોતાં આ 'અજ્ઞાત કવિયણ' નો સમય એ ઓગણીસમી સદીના પૂર્વાર્ધનો કે તે પહેલાંનો માની શકાય.

જૈનેતર કવિઓના ગોપીવિરહના મહિના-બારમાસીઓ સાથે આ કવયિત્રીની સરળ ઋજુ શૈલી સરખાવવા જેવી છે ]

## નેમ-રાજુલ બારમાસી

શ્રાવણ માસે સ્વામી મેલી ચાલ્યા રે,
આ લાલ રંગીલા નેમ નવિ રહે ઝાલ્યા રે,

ધાવો સહીયર સાથ, નાહ મનાવો રે,
જિમતિમ કરીને પ્યાર પ્રીતમ લાવો રે.
(એ આંકણી)

આવશે ભાદ્રવ માસ, મેહુલા માતા રે,
આંસુડે માંડયો વાદ, વિરહે' રાતા રે;
વિરહાનલ તિહાં વીજ, ખીજ કરાવે રે,
એ દુઃખ સહુ મટી જાય જો પિયુ આવે રે. ૨

હાંરે આસોએ આશામાય, પ્રીતમ મલશે રે,
આ દીવાલીની રાત, સુખમાં ભલશે રે;
આ હોંશ રહી મનમાંહે, કેહને કહીયે' રે?
દીજે' કેહને દોષ, લહેણું લહીયે રે ૩

હાંરે કાર્ત્તિક કાતી જેમ, કાલજા કાપે રે,
કંતવિહૂણી નાર, વિરહે' વ્યાપે રે;
ઓછા જલમાં મીન, તે જિમ જલ્પે રે,
આ રાજુલ સૂની સેજ, તે તિમ વિલપે રે. ૪

હાંરે માગશિર માસે' મુઝ, નિંદ ન આવે રે,
કામિનીને એકત, કામ સતાવે રે,
અમ અબલા અવતાર તે કિમ જાવે રે,
તેહનો દાય ઉપાય, કોય બતાવે રે? ૫

હાંરે પોષે છોડી રોષ, કાયા પોષો રે,
રંગે રમિયે નાહ, મ કરો ધોસો રે;
દિવસ તો જિમતિમ જાય, વિરહ મહીયે' રે,
રયણી કેમ વિહાય કેહને કહીયે રે? ૬

આવ્યો માહજ માહ, નેમ ન આવ્યા રે,
કોઈ દૂતી લાગી કાન, તેણે' ભરમાવ્યા રે;
વિરહઅંગીઠી જાલ, હીયડું બાલે રે,
કાંઈ તજવું વિણ અપરાધ, તે મુજ સાલે રે. ૭

ફાગણુ માસે' ફાગ, રાગ ન જાગે રે,
સંગે હોવે જો નાહ, તો દુઃખ ભાંગે રે;
મારા હૈયડાની ઝાલ કેમ ઓલાય રે?
જો નયણે દેખું નેમ, તો સુખ થાય રે

ચૈત્રજ માસે આંબ મોર્યા રંગે રે,
કોકિલ કરે રે કિલ્લોલ, મધુકર ગૂંજે રે;
ફૂલી નવ નવ રંગ, સહુ વનરાજી રે,
કંત વિના ન સુહાય વિરહે દાઝી રે. ૯

વૈશાખે પાકી શાખ, દ્રાખજ નીલી રે,
હું તો તંબોલીના પાન, તિમ થઈ પીલી રે;
સૂડલા કહેજે જાઈ, સહમા વનમાં રે,
માહારી દેહ તણી ગતિ એહ ધારો મનમા રે. ૧૦

હારે જેઠે તડકા લૂક ઉન્હાં વાજે રે,
મારી ચંપકવરણી દેહ, અતિહી દાઝે રે;
કાંઈ કરુણા નાવી કેમ, તુમને વાલા રે;
કાંઈ અમને છોડી નિરાશ થયા મતવાલા રે. ૧૧

હારે આવ્યો માસ અષાઢ, ચઢત દીવાજે રે,
ધરતીનો ભરતાર મેહુલો ગાજે રે;
પણ નાવ્યો મુજ નાહ, નેમ નીરાગી રે,
મુક્તિ ધુતારી જેણુ, ભોલવ્યો રાગી રે. ૧૨

એમ બોલ્યા બારહ માસ એણી પરે સારા રે,
નેમ રાજુલ મલિ સિદ્ધ, પોહોતા પુરી રે;
કહે કવિયણ કરજોડ, નમું શિર નામી રે
ભણતાં ગુણતાં એહ નવનિધિ પામી રે. ૧૩

## વીરવિજય

(સં. ૧૯૦૫ માં હયાત)

[ વીરવિજય અમદાવાદના જૈન જતિ હતા. તેમની "હિતશિક્ષા છત્રીશી" નામની કૃતિ બહુ જાણીતી છે. તેમાં નીતિવિચાર અને વ્યવહાર બોધ સરળ ભાષામાં આપેલો છે. "હિતશિક્ષા-છત્રીશી" માંથી કેટલીક કડીઓ અહીં ઉધ્ધૃત કરેલી છે ]

## હિતશિક્ષા

સાંભળજો સજ્જન નરનારી, હિત શિખામણ સારી જી રે;
રીસ કરે દેતાં શિખામણ, ભાગ્યદશા પરવારી.
સૂણજો સાજનો રે.

વેશ્યા સાથે વણજ ન કરીએ, નીચશું નેહ ન કરીએ જી રે;
આંપણ આવે ઘરધન જાવે, જીવિતને પરહરિયે સુણજો૦

કામ વિના પરઘર નવ જઈએ, આળે ગાળ ન દીજે જી રે;
બળીઆ સાથે બાથ ન ભરીએ, કુટુંબ-કલેશ નવ કીજે સૂણજો૦

દુશ્મનશું પરનારી સાથે, તજીએ વાત એકાંતે જી રે;
માતબેનશું મારગ જાતાં, વાત ન કરીએ રાતે સૂણજો૦

રાજા રમણી ઘરનો ગોલી, વિશ્વાસે નવ રહીએ જી રે;
માતપિતા ગુરુ વિણ બીજાને, ગુજની વાત ન કહીએ. સૂણજો૦

અજાણ્યાશું ગામ ન જઈએ, ઝાડ તળે નવ વસિયેજી રે;
હાથી ઘોડા ગાડી જાતા, દુર્જનથી દૂર ખસિયે સૂણજો૦

રમત જમતાં રીસ ન કરીએ, ભયમારગ નવ જઈએજી રે;
બે જણ વાત કરે જ્યાં છાની, ત્યાં ઊભા નવ રહીએ સૂણજો૦

હુંકારા વિણ વાત ન કરિયે, ઈચ્છા વિણ નવ જમિયેજી રે;
ધન વિદ્યાનો મદ નવ ધરીએ, નમતા સાથે નમીએ સૂણજો૦

ગુરુ જોગી રાજા પંડિતને, હાંસી કરી નવ હસીએ જી રે;
હાથી વાઘ સરપ નર વઢતા, દેખીને દૂર ખસિયે સૂણજો૦

કૂવાકાંઠે હાંસી ન કરિયે, ઠેક ફગી નવ ભમિયે જી રે,
વરો ન કરીએ ઘર વેચીને, જુગટડે નવ રમીએ સૂણજો૦

ભણતાં ગણતાં આળસ તજિયે, લખતાં વાત ન કરિયે જી રે;
પરહસ્તે પરદેશ દુકાને, આપણું નામ ન ધરિયે સૂણજો૦

માતા ચરણે શીશ નમાવી, બાપને કરો સલામો જી રે;
દેવ ગુરુનાં દર્શન કરીને, કરો સંસારનાં કામો. સૂણજો૦

બે હાથે માથું નવ ખણિયે, કાન નહિ ખોતરિયે હો રે;
ઉભા કેડે હાથ ન દઈએ, સામે પૂર ન તરિયે. સૂણજો૦

તેલ તમાકુ દૂરે તજીયે, અણગળ જળ નવ પીજે જી રે;
કુલવંતી સતીને શિખામણ, આના ભેગી દીજે. સૂણજો૦

સસરો સાસુ જેઠ જેઠાણી, નણંદી વિનય ન મૂકો જી રે;
શાણપણે શેરી સંચરતાં, ચતુરા ચાલ ન ચૂકો. સૂણજો૦

નીચ સાહેલી સંગ ન કીજે, પરમંદિર નવ ભમિયેજી રે;
રાત પડે ઘરબહાર ન જઈએ, સૌને જમાડી જમિયે. સૂણજો૦

પરશેરી ગરબે ગાવાને, મેળે ખેળે નવ જઈએજી રે;
નાવણ ધોવણ નદી કિનારે, જાતાં નિર્લજ ન થઈએ. સૂણજો૦

ઉપડતે પગ ચાલ ચાલિયે, હુન્નર સહુ શિખીએ જી રે;
સ્નાન સુવસ્ત્ર રસોઈ કરીને, દાન સુપાત્રે દીજે. સૂણજો૦

× × ×

અતિશે ઊનું ખાવું ખારું, શાક ઘણું નવ ખાવુંજી રે,
મૌનપણે ભોજન કરવું, જમતાં પોહળાં નાખું. સૂણજો૦

અન્ન વખાણી વખોડી ન ખાવું, તડકે બેસી ન જમવુંજી રે;
માંદા પાસે રાત તજીને, નરણાં પાણી ન પીવું. સૂણજો૦

## हरि भट्ट

(संवत १८८५ मां हयात)

[ હરિ ભટ્ટ વડોદરાના વતની હતા. તેમણે 'દાતા હરિ' નો પંથ ચલાવેલો એમ કહેવાય છે. ભટ્ટના કૃષ્ણચરિત્રને લગતાં પદ તથા હાલરડું પ્રસિદ્ધ છે. તેમણે 'સંક્ષિપ્ત દશમસ્કંધ' પણ લખ્યો છે.

આ કવિ દયારામના સમકાલીન હોઈને બેઉની વચ્ચે હરિફાઈ ચાલતી એમ કહેવાય છે. બેઉના શિષ્યો–પ્રશંસકો એક બીજાનાં વખાણ કરતા. આ

[...]રણથી હરિ ભટ્ટને ઘણી પ્રસિદ્ધિ મળી હતી. હરિ ભટ્ટની કવિતા સાદી અને મધુર છે. પણ તેમાં દયારામ જેટલો વિસ્તાર, વૈચિત્ર્ય કે વૈવિધ્ય નથી.]

## હાલરડું

માતા જશોદા બોલાવે જમવા લાલને,
ચાલો લાડકવાયા લાગુ તમને પાય;
તેમ તેમ રીસાઈને રંગરસિયોજી આવે નહીં;
પાછળ દોડે તેમ તેમ નટવર નાઠી જાય. માતા જશોદા૦

કાળા કેમ સંતાપે મુજને ઘરમાં કામ છે,
વાટ જુવે છે કાના બેઠી રહ્યા બળવીર;
તમને શિખામણ દેઉ છું તે કેમ નથી લાગતી?
શા માટે શામળિયા ભરો નેત્રમાં નીર? માતા જશોદા૦

આવા ધંગ ધતુરા જો કોઈ તુજમાં જાણશે,
ત્યારે પરદયાની શી થાશે હરિજી પેર?
કોઈ કન્યા નહિ આપે કાના! કહું છું તુજને,
રાખો ડહાપણ ચાલો રાડ તજીને ઘેર. માતા જશોદા૦

હવે નહિ મારૂં,મારા સમ મુજને છે બાપના,
હું તો હારી તુજથી તું જીત્યો જગદીશ;
શું કરૂં, લાડકવાયો એકનો એક છે નંદને,
શું કરૂં સાખિ રહું છું, બાકી ચઢે છે રીશ. માતા જશોદા૦

જેમ તેમ સમજાવી લઈ આવ્યાં સુંદરશ્યામને,
હરિયે બેસાડીને ચુંબન કીધું ગાલ;
મુખડાં નરખી હરખી રંગમાં રીઝયાં ઘણું,
લાવી મુખકા આગળ મૂકી કનકની થાળ. માતા જશોદા૦

માંહે પકવાનો પીરસ્યાં છે ભલી ભલી ભાતનાં,
માંહે ખાજાં જલેબી બરફી બૂરા ખાંડ;

રાધાબાઈ સં. ૧૮૯૦ માં હયાત હતી અને ત્યારપછી લગભગ વીસ વરસે તેનું અવસાન થયું હતું. તેનો કંઠ ઘણો મધુર હતો; અને સાજ (વાજિંત્ર) ઉપર એનો સારો કાબૂ હતો. ]

## દરશન દે!

(૫૮)

નરસંઈ મેહેતાલા હુંડી દીલી, મને ભાઈ તું દરશન દે;
નરસંઈ મહેતાલા લીલા દીલી, મને ભાઈ તું પરસન દે.

મામેરૂં તો કૃષ્ણા કીધું, રાધીબાઈ ને દર્શન દે;
હાર આપીઓ હાથે ઝાલી, રાધીને કાંઇ દરશન દે.

શ્રાદ્ધ સારિયું જાતે જઈ, બાઈ જાણી કાંઈ દરશન દે;
પાણી પાયું દેવા તુરિહ, રાધીબાઈલા દરશન દે.

વિ'વા કીધો શામળશાનો, રાધીબાઈને પરસન દે;
દરશન દીધાં આપે આલી, ઝાણી તો ભાઈ કરશન દે.

* * *

મહેતા મોટા દેવ થયા છે, રાધીબાઈ ને દરશન દે;
રાધી ગુણ ગાઈ મહેતા કેરા, રાધેરમણા પરસન દે.

## રસિક કવિ દયારામ

(સ. ૧૮૩૩ થી ૧૯૦૮)

[ મધ્યકાલીન ગુજરાતી સાહિત્યના છેલ્લા પણ સમર્થ પ્રતિનિધિ રસિક કવિ દયારામ છે. દયારામનું મૂળ નામ દયાશંકર હતું. વૈષ્ણવી દીક્ષા લીધા પછી કવિએ દયારામ નામ ધારણ કર્યું હતું. કવિનો જન્મ સંવત ૧૮૩૩ ના ભાદરવા સુદ ૧૧ શનિવારે થયો હતો. કવિ જ્ઞાતિએ સાઠોદરા નાગર હતા. તેમના પિતાનું નામ પ્રભુરામ અને માતાનું નામ રાજકોર હતું. કવિના પિતા એગની દશ વરસની વયે અને માતા બાર વર્ષની વયે દેવલોક-

પામ્યા હતા આથી દયારામ મોસાળને ત્યાં ઊછર્યા હતા અને થોડોઘણો વિદ્યાભ્યાસ કર્યો હતો

તીર્થક્ષેત્ર ચદોદ અને કનાળીનો નર્મદાકિનારો કવિની બાળક્રીડાથી અંકિત થયેલો છે છેલમગઉ અને તોફાની દયારામ ચાદોદના ઘાટ ઉપર પનિહારીઓ સાથે અટકચાળા કરતા એમ કહેવાય છે એક દિવસ તેમણે કાંકરી મારી એક સોનારણનું બેડું ફોડ્યું એટલે તેનો પિતા હથોડા સોતો દયારામને મારવા ઘાટ ઉપર ધસી આવ્યો. દયારામ નર્મદામાં ડૂબકી મારીને ભાગ્યા નદીમાં તરતા તે કરનાળી પહોંચ્યા ત્યાં કેશવાનંદ નામે સંધુની મુલાકાત થઈ આ કેશવાનંદને પોતાના ગુરુ માનીને કવિએ "ગુરુ મોટા, ગુરુ મોટા" નું પદ રચ્યું અને ત્યારથી તે કૃષ્ણભક્ત બન્યા એ અરસામાં કવિને ઇચ્છારામ ભટ્ટજીનો સમાગમ થયો તેમણે પણ સુજાન દયારામની ખરાબે ચઢેલી જીવનનાવને રસ્તા પર લાવવામાં સારી મદદ કરી ભટ્ટજીની સૂચનાથી દયારામે ભારતના તીર્થસ્થળોની ત્રણ વખત યાત્રા કરી આ રીતે યાત્રા-પ્રવાસ, સતસમાગમ, અવલોકન વગેરેથી દયારામના જીવનનો રંગ પલટાયો અને તેમની કવિત્વશક્તિ ખીલી ઊઠી તેઓ શ્રીકૃષ્ણના ભક્ત બન્યા અને વલ્લભ સંપ્રદાયના અનુયાયી થયા ૨૬ વરસની વયે તે ડભોઈમાં આવીને રહેવા લાગ્યા

દયારામનું લગ્ન થયું ન હતું રતનબાઈ નામની એક બાળવિધવા સોનારણ તેમની સેવા કરતી તે તેમની શિષ્યા હતી અને અંત લગી તેમની સાથે રહી હતી દયારામનો દેહ જેવો સુંદર હતો તેવો જ સુમધુર તેમનો કંઠ હતો પોતાના રચેલાં પદ ભજન તે મધુર કંઠથી ગાતા ત્યારે આપોઆપ શ્રોતાઓ એકઠા થઈ જતા દયારામ પોતાને પોશાક જેને 'ફક્કડ' ગણીએ તેવો રાખતા પોતાની પાઘડીને નડિયાદ રંગવા માટે મોકલતા રેશમી કોરનું ધોતિયું, ઢાકાની બારીક મલમલના અંગરખા અને રંગીન પાઘડી તેઓ ખૂબ છટાથી ધારણ કરતા દુપટ્ટો અને ભરેલી મોજડી પણ સફાઈબંધ રાખતા આવા સુઘડ, રસિક દયારામ તરફ સ્ત્રીઓને આકર્ષણ થાય તેમાં શું નવાઈ?

દયારામના નાનામોટા ગ્રંથોની સંખ્યા લગભગ પચાસ જેટલી થાય છે તેમણે હિન્દી, મરાઠી અને પંજાબીમાં પણ ગ્રંથો લખ્યા છે ગુજરાતીમાં તેમણે સત્યભામાખ્યાન, ઓખાહરણ અને અજામિલ આખ્યાન જેવાં આખ્યાનો, કૃષ્ણલીલાનાં પદો, ગીતામહાત્મ્ય, ષડૃતુવર્ણન અને રસિકવલ્લભ

જેવી સરસ કૃતિઓ આપી છે. પણ દયારામની કીર્તિનો કળશ તો તેમની ગરબીઓ અને પદોમાં ઝળકે છે. એમની લયયુક્ત અને ભાવવહી ગરબીઓમાં વિચારની કુમાશ, લાલિત્ય અને ભાવોની ચિત્રાત્મક રજૂઆત જોવા મળે છે. તેમની ગરબીઓ અને પદોમાંથી દયારામ એક સાચા ભક્ત અને આજન્મ કવિ તરીકે ઉપસી આવે છે. એમની કવિતા ભક્તિયુગનો અંતિમ ઝબકારો છે. કવિની ઉત્તરવયમાં જ દેશમાં પાશ્ચાત્ય શિક્ષણ સાથે અર્વાચીન યુગના ગણેશ મંડાઈ ચૂક્યા હતા. એટલે કવિ દયારામના અવસાન સાથે જ મધ્યકાલીન યુગ સમાપ્ત થયો ગણાય છે. ]

# મીરાંચરિત્ર

મીરાંમન મોહનશું માન્યું, વરિયા વરિયા શ્રી ગિરધરલાલ,
જાણે જગ કાંઈ નથી છાનું. (ટેક)

*જેમલ રાઠોડની દીકરી રે સુણો, મેડતા એનું ધામ;
રૂપગુણ કોઈ સમોવડ નહીં, રૂડું થયું મીરાંબાઈ નામ. મીરાં૦

જોશીએ વાંચી જનમોતરી રે, તેમાં લખ્યું નીકળ્યું એહ;
એ તો વરશે વિશ્વંભરનાથને રે, કરશે નંદકુંવરશું નેહ. મીરાં૦

ઉદયા તે પુરનો રાણો રાજિયો રે, તે સાથે કરી છે સગાઈ;
પરણાવીને વળાવ્યાં સાસરે રે, લૌકિક રીતે મીરાંબાઈ. મીરાં૦

રૂવીને દેવા વધામણાં રે, ચાલ્યાં વર-કન્યા સહુ જન;
રાણે પારવતીજી પૂજિયાં રે, મીરાંનું તો મોહનમાં મન. મીરાં૦

સાસુ કહે સૌભાગ્ય વધે રે, વહુ નમો શક્તિને પાય;
મીરાં કહે મસ્તક મારું નહીં નમે રે, વિના એક શ્રીગિરિધરરાય. મીરાં૦

સાસુ કહે સાચું બોલી આજથી રે, મારે નથી એ વહુનું કામ;
પુત્રને કહ્યું એહને રાખો પરી રે, એક ન્યારું રચાવો એનું ધામ. મીરાં૦

એવું સુણીને મીરાં મગન થયાં રે, ભલું થયું ભાગી જંજાળ;
સાધુની સંગે દિન નિર્ગમશું રે, સુખે સેવીશું ગાઈશું ગોપાળ. મીરાં૦

* મીરાં જેમલ રાઠોડનાં દીકરી નહિ પણ પિત્રાઈ બેન હતાં. તે રતનસિંહ રાઠોડની પુત્રી હતાં.

નંદનંદન સારે ન્યારા નહીં, મીરા હરિજન આવે ઘણા ઘેર,
નિત્ય ભજનકથા કીરતન ઓચ્છવ હરિને લડાવે કરે લહેર મીરાં૦
નણદલ આવી મારાબાઈની પાસ રે, ભાભી આ શો માંડયો ઉત્પાત ?
સાસરે રાણાજીનું કુળ લજાવ્યું રે, વડું મહિયર વખાના માત તાત મીરાં૦
અંબર આભૂષણ પહેરો અનુપમ રે, સજો સુંદર શણગાર,
મહેલે પધારો રાણાજી તણું રે, રમી રીઝવી લ્યો ભરથાર મીરાં૦
છાપા તિલક આ તુલસીની રે માળા, નાંખો પૂરો વૈરાગીને વેશ,
સંગ મૂકી દો સાધુમતનો રે, રાણાજી તો કરે સુણી કલેશ મીરાં૦
મીરાં કહે બાઈ સાંભળો રે કલેશ ટળવાનો એક જ છે ઉપાય,
કહેજો રાણાજીને મધુને સેવે રે, પ્રેમે નૃત્ય કરીને હરિ ગાય મીરાં૦
વળી સોનું રૂપું પહેરે શું સુખ થશે રે? કહાડી નાખો એ ડાકડમાળ,
છાપાં તિલક ધરી સાધુમાં બેસો રે,આ લ્યો પહેરો તુલસીની માળ મીરાં૦
તમો પણ જાઓ શીદ સાસરે રે, બાઈ! વૃથા વગોવો શાને દેહ ?
મનગમતા મોહનવર સાથે રે, તમો સરવ તજીને કરો સ્નેહ મીરાં૦
ઉદ્ધરી જાશે પિયર સાસરું રે, થઈ જાશે તમારું કલ્યાણ,
હરિ નહિ ભજો તો અંતે થાશે ફજેતી રે,જમકરથી મુકાવશે કોણ ? મીરાં૦
કહેજો તમારી માતને રે, વૃદ્ધ થયા ગોવિંદગુણ ગાય,
હરિ વિના કોટિ દેવ સેવશો રે, તોયે જનમમરણ નહીં જાય મીરાં૦
સુણી એમ છણકતી ખીજતી રે, બાળા આવી બંધવની પાસ,
આ ભાઈ, ભાભી કહે છે થાઓ વૈરાગી રે, સહુ મૂકી દો રાજઅવાસ
એવું સુણીને આવ્યો રોષ રાણાને રે, પ્રેર્યા સેવક મીરાંને અવાસ,
લાવો ખબર છે શા રંગમાં રે, કોણ કોણ બેઠું છે કોની પાસ ? મીરાં૦
અનુચરે આવી એમ કહ્યું જે, નથી ત્રીજું માણસ ત્યાં વાત,
રાણીજી એકલાં ગાઈ પુરુષ છે ગી રે,ધનમાં થઈ રહ્યાં છે ચકચાર મીરાં૦
સુણતાના રંગ્યો થયો રાતડો રે, ખેંચી ખડગ ધાયો છે નેકીદાર,
ચોર શીશને ઝઝેવે એવા રે, કોઈ આવે ના ઘઈ દીધાં દ્વાર મીરાં૦

આવી જોયું ગોસાંઈએ કહી રે, પ્રભુએ એને ના દીધું દરશન;
પૂછ્યું મીરાંને પેલો પુરુષ ક્યાં છે રે, તદારે લાગ્યુ છે જેશું લગન મીરાં૦

ક્યાં છે પૂછો શું નાથ રોમમાં રે, તે તો આગળે વરષો ભરપૂર;
ધ્યાનમાં જુઓ જોગી પ્રેમી પ્રત્યક્ષ દેખે રે, રહે છે દુષ્ટ થકી દૂર. મીરાં૦

કહાડી નાખોજી આ કલેશ કપટ રે, સંત સંગે નિર્મળ કરોની મન;
પ્રેમભક્તિએ પણ ભક્ત થાઓ તો તમને થાય તેહનાં દરશન મીરાં૦

એવું સુણીને આગ લાગી ઘણી રે, પણ ભાવ ન આવ્યો રે ભૂપ;
ક્રોધ કરીને શસ્ત્ર વાવરે રે, એહવે દીઠાં મીરાંનાં બે રૂપ મીરાં૦

તોયે મૂરખ મનમાં નહીં રે, મન સાથે ના કીધો વિચાર;
બીજું ખડગ એણે એ ચિંધ્યું રે ત્યારે હરિએ દેખાડી મીરા ચાર. મીરાં૦

છોભો પડ્યો પાછો ફર્યો રે, રાણો આવ્યો પોતાને ઘેર;
વિષનો પ્યાલો મીરાને મોકલ્યો રે, પીજો, રાણાજીએ આપ્યું છે ઝેર.

લીધો મીરાએ મન મગ્ન થઈને રે, પ્રભુને દેખાડી કર્યું વિષપાન;
અમૃત સરીખું થઈ ગયું રે, એને સમરથ ધણી ભગવાન. મીરાં૦

મીરાંબાઈ આવ્યા વૃંદાવનમાં રે, પ્રેમે નીરખ્યા શ્રી વ્રજરાય,
શ્રી જમનાજળ પાન કર્યું ને, કરી જીવા ગોસાંઈને શિક્ષાય. મીરાં૦

મીરાંએ મળવાનું કહાવ્યું રે, તેણે કહાવ્યું ના જોઉં સ્ત્રીનું મુખ;
મીરાં કહે સારું થયું સવારુ મુજને રે, પરપુરુષ જોએથી દુઃખ. મીરાં૦

આજલગી હું એમ જાણતી જે, વ્રજમાં કૃષ્ણ પુરુષ છે એક;
વૃંદાવન વસી હજી પુરુષ રહ્યા છો, તેમાં ધન્ય તમારો વિવેક. મીરાં૦

એવું સુણીને જ્ઞાન પામિયા રે, જીવ ગોસાઈ મળ્યા સામા ધાઈ;
હળીમળીને હરિની વાત કરીને, આવ્યાં મેવાડદેશ મીરાબાઈ. મીરાં૦

કરી તૈયારી ચાલ્યાં દ્વારિકા રે, પ્રેમે નીરખ્યા શ્રીરણછોડ;
વાસ પૂરીને પ્રભુની પાસે રહ્યાં રે, સદા પોઢ્યા છે મનના કોડ. મીરાં૦

પાછળથી પસ્તાવો રાણાને થયો રે, ગયું ઊતરી મનનું ઝેર;
મુખે માગે તે આપું તેહને રે, જે કોઈ લાવે મનાવી મીરાં ઘેર. મીરાં૦

ઉપાઉપરી તેડા મોકલ્યા રે, આવીને લાગ્યા સહુ પાય,
આજી! પધારો મેવાડમા વહેલા રે, રાણોજી તો અન્ન ન ખાય મીરાં૦
જ્યા લગી રહેશો તમો દ્વારિકા રે, ત્યાહા લગી કરુ અપવાસ,
આગ્રહ દેખી મીરા વિદાય માગવાને રે,આવ્યા શ્રીપ્રભુજીનીપાસ મીરાં૦
હરિએ હકીકત સાભળીને રે, હસી ચાપી હૃદયા સાથ,
શ્રીકૃષ્ણસ્વરૂપમા સમાઈ ગયા રે, મીરા જે જે શ્રી દ્વારિકાનાથ મીરાં૦
ચરિત્ર એ મીરાબાઈનુ રે, જે કો શિખે સાભળે ને ગાય,
પ્રેમભક્તિ તેહને મળે રે, ત્રુઠે દયાનો પ્રીતમ વ્રજરાય મીરાં૦

## હનુમાન-ગરુડ સંવાદ

(લાવણી)

એક સમે હનુમાન ગરુડ, બેઉ એક સ્થળ મળિયા,
કોઈ કોઈના ગાજ્યા ન જાય, એમ એકેક પે બળિયા (ટેક)

નિકટ દ્વારિકા શ્રીકૃષ્ણ તણો, એક બાગ હતો ચારુ,
ચોકી ત્યાહા ગરુડજી કરતા, પતિને પ્રિય સારુ,
હરિઈચ્છા હનુમાન ત્યાહા, એકદા સુધા ભરમા,
આવી અન્યાનડ ફળ ભક્ષી, તરુ ફેંક્યા સાગરમા,
તજી વિવેક વાટિકા બિગાડી, ગરવ ઘણો લાવી,
જોઈ અનીતિ વિહગમપતિએ, હરત ગ્રહ્યો આવી,
જોઈ સમોવડ સુભટ વિકાર્યા, વૃક્ષ થકી પળિયા કોઈ૦ ૧

ગરુડ કહે અલ્યા ઊભો રહેજે, છે અનુચર કેનો?
વિના કહે એમા કેમ પેઠો, બાગ વિશે છાનો?
એ વાડી શ્રીકૃષ્ણતણી છે, એહની તને દુહાઈ,
નીકળ બહાર કે શિક્ષા કરી, હુ કહાડીશ કર સહાઈ,
એ સુણી કપિરાય કોપિયો, રીસ ઘણી આણી,
રહે અળગો શ્રીકૃષ્ણ-હિમાયતી, વિચારી વ૦ વાણી,
'શ્રી રામદૂત તે હજી નથી દીઠા, શ્રવણે નથી સાભળિયા કોઈ૦ ૨

શ્રીરામકૃત જાણ્યા ઢાંક્યા રહો, શું જાઓ છો ફૂલી?
અહીરાવણના પ્રતિહારનો, માર ગયા ભૂલી;
શ્રીકૃષ્ણદાસથી હાર્યા માટે, ધ્વજ પર પડયું રહેવું,
મનમાં જાણો છો. પણ ફૂલ્યા માટે પડયું કહેવું;
જાણ્યું બળ વાલિના ભયથી, વસ્યા હતા વનમાં;
કુંભકરણ ગળી ગયો હતો, વળી વિચારી લો મનમાં;
ત્રણ તાત ને માત કુંવારી, એવા કુવર કળિયા. કોઈ૦ ૩

અરે ગરુડ! તારા જશ કહું હું, સાંભળી રહે છાનો;
શોક તણી દાસી તારી મા, તું તે સુત કોહોનો?
ભાઈ બિચારો એક પાંગળો, નહિ કંઈ ઠેકાણું;
સુરજતણો સારથિ થઈને, ભટકે નિશ વહાણું;
ઓરમાઈ પણ ભાઈ પોતાનો, તેહને તું મારે;
વહાલાનો વેરી તું તેવો, સ્વામી પણ તારે;
માતપિતા બંધનમા પોતે, આહિરમા ભળિયા. કોઈ૦ ૪

ગરુડ કહે કપિ તારા પતિએ, જશ ગાઓ કીધો;
પરણી સ્ત્રી એકલી અબળાને, બહારવટો દીધો;
સહિત પ્રેમદા પુત્ર પોતાના, બ્રાહ્મણે પાળ્યા;
નગ્ન સર્વ વૈકુંઠ વસાવ્યું, આપ તાત ટાળ્યા;
વહાલ ધરી એક વનિતા આવી, વારવાને કાજે;
તે નારીનું નાક છેદાવ્યું, તારા રઘુરાજે;
જૂઠાં ફળ શબરીનાં ખાધાં, પવિત્ર પણ ગળિયા. કોઈ૦ ૫

મારા પતિના લક્ષણ કહે, તારે ઘેર શો તોટો?
તુજ પતિ આહિરડાનું એઠું, ખાઈ થયો મોટો;
મારી પૂતના અમના જાતિ, જેનું પય પીધું,
વત્સ બકાસુર અજગર માર્યો, અઘટિત કૃત કીધું,
ભિક્ષુક બ્રાહ્મણને ઘેર, ભિક્ષા માગીને જમિયો;
વણ-પરણી બહુ અબળા સાથે, રંગે પણ રમિયો;
વ્યભિચારી વ્રજનાથ, રઘુવર એક પત્ની વ્રત લિયા કોઈ૦ ૬

સુજ પતિને બહુ સ્ત્રી, પણ સહુને સુખલીલા દાખી;
તારા પતિને એક પ્રેમદા, પણ ન શકયો રાખી;
રઘુનંદન રામાને રસિયો, નથી તેં પણ જોયો;
મહિલા માટે 'હે સીતે, હે સીતે,' કરી રોયો;
મોટો અધરમ વણ વાંકે, વાલી વાનર તાડયો;
ક્ષત્રી થઈ બ્રાહ્મણની વનિતાને, પગ અડકાડયો;
બ્રાહ્મણ કેરું દૈવત લીધું, એમાં શું રળિયા? કોઈ૦ ૭

તારે કૃષ્ણે સહુનાં આભણ ઉતરાવી લીધાં;
અર્જુનનો રથ હાંકયો, પાંડવ-દાસપણાં કીધાં;
શિશુપાળની ગાળો ખાધી, પરાક્રમી પૂરા;
કાળયવનથી રણમાં નાઠા, જાણ્યા બહુ શૂર;
તેની આજ્ઞા હું નહીં માનું, એમ કહ્યું જ્યારે;
પ્રેર્યો દૂત પ્રભુની પાસે, વિહંગપતિ ત્યારે;
શ્રીકૃષ્ણે કહ્યું રામઆણ દો, દેતામાં ઢળિયા. કોઈ૦ ૮

હરીશ કહે શ્રીરામ કયહાં છે, મુજને દરશાવો;
વિહંગમ કહે દ્વારામતીમાં, મુજ સંગે આવો,
જદુનાયક રઘુનાથ થયા, રુકમણિ જાનકી જોડે;
પવનપુત્ર પરણામ કરીને, સ્તવન કરે કોડે;
એ જ કૃષ્ણ શ્રીરામ થઈ, માર્યો લંકાભૂપ;
જુગલ નામ પણ જોતાં દીસે, ઉભય એક રૂપ;
હળ્યામળ્યા હનુમાન ગરુડ, સંદેહ સહુના ટળિયા. કોઈ૦ ૯

એ વાણીવિલાસ કર્યો, નથી નિન્દા ઉચ્ચારી;
ઉર અવળું ભાસે અંતર જોતાં, છે સ્તુતિ ભારી;
ઉપાસનાની ટેક બનાવી, નથી ગાયું અવળું;
ભક્તવત્સલનો ભેદ સમજશે, તે લેશે સવળું;
એ રામકૃષ્ણ મુજને પ્રિય હોજો, પ્રાણજીવન મારા;
સદૈવ એના નિર્મળ જશ, મુજ વદન વહે ધારા;
દાસ દયાના પ્રીતમ, શ્રી સીતાવર શામળિયા. કોઈ૦ ૧૦

# પ્રીતની રીત

ગરબી

પ્રીતડીની રીત અની અટપટી, ઓધવજી છે, પ્રીતડીની રીત. ટેક
થાવાનો ઉપાય પણ જાનાનો જડે નહીં,વજ્ર રેહેણુ જટી તે જટી. ઓ૦
પ્રીત ના કહેવાય તે તે સ્વારથ સમજવો,ચાર દિવસ પ્રગટીને મટી. ઓ૦
પીડાની ભરેલી પ્રીત તોયે કરે પંડિત,દુઃખ પામે તોય રહાય નાઘટી. ઓ૦
કહ્યા સમજ્યામા ન આવે એ વસ્તુ તો,જાણે જેને હોય વીતતી વટી ઓ૦
દયાના પ્રીતમ વિના પ્રીત તેજ પીડા, ધરમ લાજ ખોય ને મરે ખટી.ઓ૦

## પ્રેમભક્તિ

પદ.

કામણ દીસે છે અલબેલા તારી આંખમારે;
લોભું ભાખ મા રે, કામણ દીસે છે અલબેલા. ટેક.
મંદ હસીને ચિતડુ ચોર્યું, કુટિલ કટાક્ષે કાળજ કોર્યું;
અદપડિયાળી આંખે ઝિણું, આખમારે. લોભું ભાખ. કા૦
નખશીખ રૂપ ઘણું રઢિયાળું, લટકયું સઘળું કામણગાળું;
છાનાં ખંજર રાખે પંકજ પાખમારે. લોભું ભાખ. કા૦
વ્હાલભરી રસવરણી વાણી, તરૂણીનુ મન લેછે તાણી;
ભ્રુગુટીમાં મટકાઈ ભુરખી નાખ મારે. લોભું ભાખ. કા૦
દયા પ્રીતમ નિરખે જે થાયે, તે શે મુખડે નવ કહેવાયે;
આ વિનતી આતુરતા આવડું સાખ મારે. લોભું ભાખ. કા૦

## શુદ્ધ પ્રેમ

પદ

જે કોઈ પ્રેમ અંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે.
સિંહણ કેરૂં દૂધ હોય તે, સિંહણ-સુતને જરે;
કનકપાત્ર પાખે સહુ ધાતુ, ફોડીને નીસરે. પ્રેમરસ૦

સાકરખોરનું સાકર જીવન, ખરના પ્રાણુજ હરે;
ક્ષારસિંધુનું માછલડું જયમ, મીઠા જળમાં મરે. પ્રેમરસ૦

સોમવેલી રસપાન શુદ્ધ જે, બ્રાહ્મણ હોય તે કરે;
વગળવંશિને વમન કરાવે, વેદ વાણી ઉચરે. પ્રેમરસ૦

ઉત્તમ વસ્તુ અધિકાર વિના મળે, તદપિ અર્થ ના સરે;
મત્સ્ય ભોગી બગલો મુક્તાફળ, દેખિ ચંચુ ના ભરે. પ્રેમરસ૦

રોમ કોટી સાધને પ્રેમ વિના, પુરૂષોત્તમ પૂઠ ન ફરે;
દયા પ્રીતમ શ્રીગોવરધનધર પ્રેમ ભક્તિયે વરે. પ્રેમરસ૦

## બિહારીલાલ

ઊભા રહો કહું વાતડી, બિહારીલાલ,
તમ માટે ગાળી છે મેં જાતડી.... બિ૦

જે દાહાડે મળ્યાં'તા વૃંદાવનમાં, બિ૦
તે દહાડાની તાલાવેલી તંનમાં.... બિ૦

વેદના વિરહની તે કયાં ભાખિયે ? બિ૦
ભીતરનો ભડકો તે કયાં દાખિયે ?.... બિ૦

ફટકારી સરખી ફરું વનમાં, બિ૦
કળ ના પડે રજની દિનમાં.. બિ૦

ઘેલી ઠરી છું સહુ ગામમાં, બિ૦
ચિત્ત ચોંટતું નથી ઘરકામમાં.... બિ૦

કેમ કહેવાય જેવું દુઃખ તંનમાં, બિ૦
તાલાવેલી લાગી મારા મનમાં... બિ૦

ક્ષણે ક્ષણે ભણકારા પડે કાનમાં, બિ૦
પ્રાણ ખોવાયો છે તમો તાનમાં.... બિ૦

વિકળતાની વાત કહે ના બને, બિ૦
ઘરમાં જાઉં ને જોઉં આંગણે.... બિ૦

આતુરતા એવી કહાં લગી સહું ? બિ૦
ઓ ચતુરશિરોમણિ તાંહાં શું કહું ?.... બિ૦
પ્રીતડી કીધી તો હવે પાળીએ, બિ૦
આતુર શરણે આવ્યાને ન ટાળીએ.... બિ૦
તમારે હું સરખી હજારો હશે, બિ૦
માહારા તો પ્રાણ તમ વિના જશે જો.... બિ૦
બોલવું પણ બીજાનું ગમે નહીં, બિ૦
લાલચ લાગાં નયણાં તો જઈએ કહીં ?... બિ૦
નખશિખ લગી છો સ્વરૂપ ગુણભર્યા, બિ૦
આવડા રૂપાળા તે કોણે કર્યા ?.... બિ૦
હસો છો મધુર વાંકું જોઈ ને, બિ૦
કટાક્ષ કટારીએ નાખ્યાં પ્રોઈને... બિ૦
વાંસળી વજાડે તેમાં ચેહે, બિ૦
અબળાને જોતાં વિવેક કેમ રહે ?.... બિ૦
દરદી હોયે તે જાણે દરદમાં, બિ૦
અવર દુઃખ એહની આગળ ગરદમાં.... બિ૦
કહેનાર કહેશે પણ છો ધણી, બિ૦
દયાના પ્રીતમ, હું દાસ તમ તણી.... બિ૦

## આઠ કૂવાને નવ વાવડી

આઠ કૂવા ને નવ વાવડી રે લોલ, સોળસેં પનિહારીની હાર;
મારા વાલાજી હો, હાવાં નહિ જાઉં મહિ વેચવા રે લોલ. (ટેક)
સોના તે કેરું મારું બેડલું રે લોલ, ઉઢણી રત્નજડાવ. મારા૦
ઠેઠ મરકીને ઘડો મેં ભર્યો રે લોલ, તૂટ્યો મારો નવસરહાર. મારા૦
કાંઠે તે ઊભો કહાનજી રે લોલ, ભાઈ મુને ઘડુલો ચડાવ. મારા૦
હું તુને ઘડુલો જો ચડાવું રે લોલ, થાય મારા ઘર કેરી નાર. મારા૦

તુજ સરખા ગોવાળિયા રે લોલ, તે તો નાના બાપના ગુલામ મારા૦
તુજ સરખી ગોવાલણી રે લોલ, તે તો મારા પગની પેજાર. મારા૦
દયાના પ્રીતમ પ્રભુ પાતળા રે લોલ, તે તો મારા પ્રાણના આધાર. મારા૦

## શ્યામ રંગ સમીપે ન જાવું

શ્યામ રંગ સમીપે ન જાવું, મારે આજ થકી શ્યામરંગ૦ (ટેક)
જેમાં કાળાશ તે સહુ એકસરખું, સરવમાં કપટ હશે આવું. મારે૦
કસ્તૂરીની બિંદી તે કરૂં નહીં, કાજળ ના આંખમાં અંજાવું. મારે૦
કોકિલાનો શબ્દ સુણું નહીં, કાગવાણી શકુનમાં ન લાવું. મારે૦
નીલાંબર કાળી કંચુકી ના પહેરૂં, જમનાના નીરમાં ન નાહું. મારે૦
મરકટ મણિ ને મેઘ દષ્ટે ન જોવા, જાંબૂ વંત્યાક ના ખાવું. મારે૦
દયાના પ્રીતમ સાથે મુખે નીમ લીધો,
પણ મન કહે જે પલક ન નિભાવું. મારે૦

## પ્રેમપરીક્ષા

(ગરબો)

ઓધવજી! છે અળગી રે, વાત એક પ્રેમતણી;
કોઈ અનુભવી જાણે રે, કહેતાં તો નાવે બની. ૧
પ્રસૂતાની પીડા રે, વંઝા તે શું જાણે?
જાણ્યું કેમ આવે રે, માણ્યાને પરમાણે. ૨
મૂગે સાકર ખાધી રે, મૂગાને સ્વપ્ન થયું;
સરવે મન જાણે રે, બીજાને ન જાય કહ્યું. ૩
ઘાયેલનાં દુ:ખને રે, કાયર તે શું પીછે?
અજ્ઞાની લહે નહીં રે, રતિની ગતિ શી છે?
નીમ ગરવે નામે રે, જ્યારે પ્રેમ તે વ્યાપે;
નિદ્રા જેને આવે રે, તે ઉત્તર કયમ આપે? ૫
આશક માશુકમાં રે, રૂપગુણ શા દેખે?
જેવું બાંધે છે તેહને રે, અવર તેવું ના પેખે. ૬

જેનું ચિત્ત જ્યાં ચોંટ્યું રે, તેને તેથી સુખ થાયે;
શો છે સ્વાદ અગ્નિમાં રે ? ચકોર ભાવે ખાયે. ૭

રીત પ્રીતની એવી રે, તેનું સુખ તે જાણે;
અનુભવથી અજાણ્યું રે, એના અવગુણ આણે. ૮

નેહ સુખથી ન વાધે રે, દેખી દુઃખ નવ ઘટે;
જેમ વૃક્ષને વળગી રે, વેલી તો ફરી ના લટે. ૯

શીખે સાંભળે ગાયે રે, ઓધવગત પ્રીતતણી;
કરવી નથી પડતી રે, એની મેળે આવે બણી. ૧૦

પ્રીત બાઝે તો સ્હેજે રે, છુટે ન પછે છોડી;
મરછને દુઃખ દે છે રે, ગળ્યા પછે અંકોડી. ૧૧

સાચી પ્રીત તે પ્રાણ લે રે, સાધારણ થાય પરી;
દાદુર જળ વણ જીવે રે, માછલડાં તો જાય મરી. ૧૨

મોટી મનની મોહની રે, બીજી પ્રીતથી ન મળે;
પણ જડ જુઓ લોહું રે, ચમકને દેખી ચળે. ૧૩

છીપ રહે સાગરમાં રે, ઈચ્છા સ્વાતિબુંદ તણી;
જુઓ દૃષ્ટિ ચકોરની રે, અચળ રહે છે ઈન્દુ ભણી. ૧૪

લજ્જા સૂધબૂધ સામર્થ્ય રે, પ્રેમીજનમાં ન ટકે;
મધુકર વાંસ કોરે રે, કમળ ભેદી નવ શકે. ૧૫

મૃગ સહેજે મરે છે રે, પલાયણ અભ્યાસી;
રાગ અનુરાગ પાશે રે, બાંધ્યું ન શકે નાસી. ૧૬

દૃષ્ટિ પ્રીતની માટે રે, પતંગ દીપકમાં બળે;
જાય પ્રાણ પોતાનો રે, તોયે સ્નેહીને મળે. ૧૭

રહે ચાતક તરસ્યું રે, સદા બાર માસ લગી;
પીએ સ્વાતિનું વારિ રે, અવર પરમે ન ડગી. ૧૮

વિખના વ્યસનીને રે, સાકર પણ સુખ ના કરે;
ચય પાણીથી ઉત્તમ રે, મીન તેમાં નાખે મરે. ૧૯

જેનું મન જેસુ માન્યું રે, તેને સુખ તેથી મળે;
તે વિના તેથી સારૂ રે, ના'વે તેની આંખ તળે. ૨૦
એ વૈરાટનાં લોચન રે, ઈન્દુ શાનુ ભેદ કશો;
કંજ કરમાય ચદ્રે રે, ફૂલે રવિ નેહ વસ્યો. ૨૧
કંઠે વળગી ના છૂટે રે, એ પ્રેમતણી ફાંસી;
કાચો માટે ફૂટે રે, સુણી જગની હાંસી. ૨૨
છે અગમ પંથ સ્નેહનો રે, ઓધવજી તેં નથી દીઠો;
ત્યાં લગી જ્ઞાન ગોઠે રે, જોગ પણ છે મીઠો. ૨૩
જોગ તો તેને જોઈએ રે, જેનું મન જગમાં ભમે;
તે તો અચળ અમરૂ રે, ચિત્ત રસિયામાં રમે. ૨૪
જેનું મન માને રે, જોગ સુખેથી ગ્રહો;
અમે તો એહ માગુ રે, પ્રીતમજીશું પ્રીત રહો. ૨૫
તમારા તો હરિ સઘળે રે, અમારા તો એક સ્થળે;
તમો રીઝો ચાદરહો રે, અમો રીંઝુ ચંદ્ર મળે ૨૬
ઈન્દુને અવલોકી રે, ચકોરનું ચિત્ત ચળે;
તે પ્રકાશને પેખી રે, તેને સતોષ વળે. ૨૭
એવાં વચન સુણીને રે, ઓધવજીની ભ્રાંત ટળી;
જોગ જંજાળ છૂટી રે, ગયું મન સ્નેહમાં મળી. ૨૮
અભિમાન મૂકીને રે, ઓધવ ગોપીપાય પડયા;
કહું દયાનો પ્રીતમજી રે,નિશ્ચય એક તમને જડયા. ૨૯

## વાંસલડી

(ગરબી)

માનીતી તું છે મોહનતણી, હો વાંસલડી રે,
તુંને વહાલમ કરે છે ઘણું વહાલ રે, હો વાંસલડી રે;

મીઠો આવડો શો સોહોર, મોહ્યો નંદનો કિશોર, હો વાંસલડી રે,
તારું આવડું શું જોર, ભૂંડી કાળજડું મા કોર રે, હો વાંસલડી રે.
પીએ અધરામૃત પિયુતણું તું, હો વાંસલડી,
હમારે શોકય સરીખું તું સાલ રે, હો વાંસલડી. મીઠો૦ ૧

વાજી વાજી ને વિહ્વળ કર્યાં હો વાંસલડી,
તું તો પીડે અમારા પ્રાણ રે, હો વાંસલડી;
સુણતાં પડે છે હ્રદે સાંસરાં, હો વાંસલડી,
તારા ટહુકારથી મોહોબાણ રે, હો વાંસલડી. મીઠો૦ ૨

ઝેર ઘણું છે તારી ઝપટમાં, હો વાંસલડી,
ભલાં તુંથી ભાલા તલવાર રે, હો વાંસલડી;
એકીવારે તું હણી નાખની, હો વાંસલડી,
ઓ ભૂંડી થોડે થોડે મા માર રે, હો વાંસલડી. મીઠો૦ ૩

પતિવ્રતાનાં પણ મુકાવ્યાં, હો વાંસલડી,
તેં તો છોડાવિયાં સતીઓનાં સત્ય રે, હો વાંસલડી;
વનવન કુંજકુંજ ફેરવ્યાં તેં, હો વાંસલડી,
તેં તો સહુની કરી છે એવી ગત્ય રે, હો વાંસલડી. મીઠો૦ ૪

ગરજે ગુમાનભરી આવડી, હો વાંસલડી,
તું તો જોની વિચારી તારી જાત રે, હો વાંસલડી;
જોતાં તું કાષ્ટ કેરો કટકડો, હો વાંસલડી,
તુંને આજ મળી છે ઠકેરાત રે, હો વાંસલડી. મીઠો૦ ૫

ગતવિહોણાં તેં ઘેલાં કર્યાં, હો વાંસલડી,
તેં તો લગાડયું લાલશું લગન રે, હો વાંસલડી;
ચોરની સંગે શીખી ચોરવા, હો વાંસલડી,
વહાલે માખણ ચોર્યું ને તેં તો મન રે, હો વાંસલડી. મીઠો૦ ૬

માન ન રાખ્યું માનિનીતણું, હો વાંસલડી,
તેં તો સહુને કર્યાં પાએ નામ રે, હો વાંસલડી;
દયાના પ્રીતમની દાસી તું ખરી, હો વાંસલડી,
તેડે સહુને બેઠી તું તો ઠામ રે, હો વાંસલડી. મીઠો૦ ૭

# વિરહવિલાસ

(ગરબો)

ઓધવ ! અલબેલાને કહેજો, કે, જ્યમ હમો રહુ વિયે રે લોલ;
હવાં તો હદ થઈ છે નાથ કે, ગોકુળ આવિયે રે લોલ. ૧
કોટિ કલ્પ સમી પળ જાય કે, દિન કેવડો કહુ રે લોલ;
માસ વરસ એમ વીતે વાલમ, દુખ કેટલુ સહું રે લોલ ? ૨
હાવાં નથી રહેવાતું નાથ કે, કહું છું કરગરી રે લોલ;
પાયે પડું છુ પ્રાણજીવન કે, પાલવ પાથરી રે લોલ ૩
તાલાવેલી લાગી તન કે, મન તમમાં ભમે રે લોલ;
બોટ્યું વેણુ બીજા કોનુ, પણ અમને ના ગમે રે લોલ. ૪
નથી મુને ખાનપાનનુ ભાન કે, નિદ્રા ના મળે રે લોલ;
આઠે પહોર વિચારે જાય કે, કાળજડું બળે રે લોલ. ૫
વ્યાકુળ થઈ છું પ્રીતમ પાખી કે, કળ ના પડે ક્ષણુ રે લોલ;
એ દુઃખ કોઈને ના કહેવાય કે, અકળાઈએ ઘણું રે લોલ ૬
અનુભવી જાણે એ દુખ બાકી, સહુ ઘેલાં કહે રે લોલ;
પીડા પ્રીત તણી જ્યાદા વ્યાપી, ડહાપણ ના રહે રે લોલ ૭
કાનુડે કાળજડું કોર્યું કે, કાંઈ સૂઝે નહીં રે લોલ;
પ્રેમકટારી ઘા પાક્ય-ચઢયો રૂઝે નહીં રે લોલ ૮
ક્ષણું ક્ષણું મેહબાણે છુંદાય કે, રૂઝ કહો કયમ વળે રે લોલ ?
મલમ મળે જો મોહનમેલાપ કે, દુ:ખ સઘળાં ટળે રે લોલ ૯
ઓધવ નિકુંજનું સુખ સઘળુ, કયમ શકીએ કથી રે લોલ !
પળપળ લીલા પ્રગટ કરી કાંઈ કે, કહેવાની નથી રે લોલ. ૧૦
અબળા અંતરની અભિલાખ કે, નાવે કહેવામાં રે લોલ;
પિયુજી પૂરણ કરતા તેડ, શું વરણું વેણમાં રે લોલ ! ૧૧
ઓધવ સ્નેહનું દુખ નગપણાથી, અધિક ઘણું રે લોલ;
અનુભવીનું અંતર જાણે કે, સુખડે શું ભણું રે લોલ ! ૧૨

ઓધવ આ દુઃખથી ઘણું સારું, મરણ આવે ખણી રે લોલ;
જીવ તો જાય તરત પણ અટક્યો, આશ આવ્યા તણી રે લોલ. ૧૩
આગળથી નવ સમજ્યાં એમ જે, પીડા પ્રીતમાં રે લોલ;
આ તો સુખ સાટે ઉદ્વેગ કે, દીઠો રતિરીતમાં રે લોલ. ૧૪
નથી એ કષ્ટતણો ઉપાય કે, વ્હાલાજી વિના રે લોલ;
માટે કહેજો જ્યમ ત્યમ આવે, હરિ ભૂલી ઘૂના રે લોલ. ૧૫
અબળાજન અમો અવગુણ–ખાણ, શું તમો નથી જાણતા રે લોલ ?
ગુણસાગર છો ગિરધરલાલ, રખે ઉર આણતા રે લોલ. ૧૬
હૈયાનું હારદ સમજો છો, શું કહીએ કથી રે લોલ ?
જાણીતા થઈને દુઃખ દો છો, એ ઘટતું નથી રે લોલ. ૧૭
પ્રેમ તણી પોથીના પાર, ઉદ્ધવજી ના મળે રે લોલ;
માટે કરજો એ જ ઉપાય, કે વાલમજી વળે રે લોલ. ૧૮
સંદેશામાં શી શી વાત, કહો અમે કહાવીએ રે લોલ ?
માટે દાસ દયાના પ્રીતમ, નિજ ઘેર આવીએ રે લોલ. ૧૯

## નંદનો છોરો

(ગરબી)

ઉદ્ધવ નંદનો છોરો, તે નમેરો થયો જો;
મુંને એકલી મૂકીને, મથુરાં ગયો જો. ઉદ્ધવ૦ ૧

એને મૂકી જાતાં, દયા નવ ઉપની જો;
મુંને ભ્રાંતિ પડી છે, એના રૂપની જો. ઉદ્ધવ૦ ૨

કોઈએ કામણ કર્યું, કે ફટકાર્યો ફરે જો;
કેમ દિલ એનું મુજ ઉપર, ના ઠરે જો ? ઉદ્ધવ૦ ૩

ઉદ્ધવ સંદેશો કહીને, વહેલા આવજો જો;
સાથે દયાના પ્રીતમને, તેડી લાવજો જો. ઉદ્ધવ૦ ૪

# વ્હાલે મુજમાં શું દીઠું ?

હું શું જાણુ જે વ્હાલે, મુજમાં શું દીઠું ?
વારેવારે સામું ભાળે, મુખ લાગે મીઠું હું શું૦ (ટેક)
હું જાઉ જળ ભરવા, ત્યાં પૂઠે પૂઠે આવે,
વગર બોલાવ્યો વ્હાલો, બેડલું ચડાવે. હું શું૦ ૧
વઢું ને તરછોડું, તો એ રીસ ન લાવે;
કાંઈ કાંઈ મિષે મારે, ઘેર આવીને બોલાવે હું શું૦ ૨
દૂરથી દેખીને મને, દોડચો આવે દોટે,
પોતાની માળા કહાડી, પહેરાવે મારી કોટે. હું શું૦ ૩
એકલડી દેખે ત્યા, મુને પાવલે રે લાગે;
રંક થઈને કાંઈ કાંઈ, મારી પાસે માગે હું શું૦ ૪
(મુને) જ્યાં જ્યા જાતી જાણે, ત્યા ત્યા એ આડો આવી ઢૂકે,
એની દયાનો પ્રીતમ, મારી કેડ નવ મૂકે હું શું૦ ૫

## ચતુરવર વરિયે

વરિયે તો ચતુરવર વરિયે (ટેક)
સંસારીનુ સગપણ કાચું, પરણીને રંડાવું પાછું,
એને ઘેર શીદ પાણી ભરીએ રે ? ચતુરવર૦ ૧
સંસાર તો સરવે જૂઠો, શુ થાશે રૂઠો કે તુઠો,
તેહને તુચ્છ જાણી ફરીએ રે ચતુરવર૦ ૨
જેને પરણે દુખ જાય, અખડ હેવાતણ થાય,
તેની સાથે પ્રીત કરીએ રે. ચતુરવર૦ ૩
સંસાર તો સરવે ખોટો, પાણી માહેનો પરપોટો,
ફૂટી જાશે નાનો મોટો રે ચતુરવર૦ ૪
દયા પ્રીતમ કેરો વહાલો, નાગર નદાજીનો લાલો,
તેહનો સાથો કરી મ્હાલો રે. ચતુરવર૦ ૫

# પરચુરણ પદ—ગરબા

(૧)

વ્રજ વહાલું રે વૈકુંઠ નહિ આવું, મને ન ગમે ચતુર્ભુજ થાવું;
ત્યાંહાં શ્રી નંદકુંવર ક્યાંહાંથી લાવું ? વ્રજ વહાલું રે૦ ૧
જોઈએ લલિતત્રિભંગી મારે, ગિરિધારી સંગે જોઈએ શ્રી રાધેપ્યારી;
તે વિના નવ આંખ્ય ઠરે મહારી. વ્રજ વહાલું રે૦ ૨
ત્યાં શ્રી જમુના ગિરિવર છે નહિ, મને આસક્તિ છે ઘણી એ એની;
તે વિના મારો પ્રાણ પ્રસન્ન રહે નહિ. વ્રજ વહાલું રે૦ ૩
ત્યાંહાં શ્રી વૃંદાવન રાસ નથી, વ્રજવનિતા સંગ વિલાસ નથી;
વિષ્ણુ વેણુ વાયાનો અભ્યાસ નથી. વ્રજ વહાલું રે૦ ૪
જ્યાંહાં વૃક્ષે વૃક્ષે વેણુના ધારી, પત્રે પત્રે છે હરિ ભુજચારિ;
એક વ્રજરજ ચોમુક્તિ વારિ વ્રજ વહાલું રે૦ ૫
જ્યાંહાં વસવાને શિવ સખીરૂપ થયા, હજુ અજ વ્રજરજને તરસતા રહ્યા;
ઉદ્ધવ સરખા તે ગુલ્મલતા થયા. વ્રજ વહાલું રે૦ ૬
સુખ સ્વર્ગનું કૃષ્ણ વિના કડવું, મને ન ગમે બ્રહ્મસદન અડવું;
ધિક સુખ જેને પામી પાછું પડવું. વ્રજ વહાલું રે૦ ૭
શું કરું શ્રીજી ! હું સાયુજ્ય પામી ? એકતામાં તમો ના રહો સ્વામી;
મારે દાસપણામાં રહે શી ખામી ? વ્રજ વહાલું રે૦ ૮
વ્રજજન વૈકુંઠ સુખ જોઈ વળ્યાં, ના ગમ્યું ત્યારે બ્રહ્માનંદમાં ભળ્યાં;
ઘેર સ્વરૂપાનંદ સુખ અતિશે ગળ્યાં. વ્રજ વહાલું રે૦ ૯
ગુરુમળે ગોકુલવાસી થાશું, શ્રી વલ્લભ શરણે નિત્ય જાશું;
દયા પ્રીતમ સેવી રસ જશ ગાશું. વ્રજ વહાલું રે૦ ૧૦

(૨)

મોટાનું વચન સુખધામ, કૃતિ રીતે કરિયે;
તે કરે ચહાય તે કામ, આપણ તો મરિયે. (ટેક)
પરનારી–ક્રીડા કરી કૃષ્ણે, તે તો આપણે થાય રે;
ઊર્ધ્વરેત અગનિ પીવો, ગોવરધન કેમ ધરાય ? કૃતિ રીતે૦ ૧

શિવ અર્ધાંગે ઉમિયા નાખે, પણ આપણને ખીલુ રે,
ત્યમ કરિયે જો કામ બાળિયે બહો હળાહળ પીવુ ? કૃતિ રીતે૦ ૨
રુધિર માસને ભોગે ભવાની, આપણ હઠિયે ત્યાંથી રે,
સિંહ ચઢી દાનવ દળવા એ, કાઢીએ તે બળ ક્યાંથી ? કૃતિ રીતે૦ ૩
ખરુ-ખોટું પણ પુત્રી લાછન, બ્રહ્માને કહેવાય રે,
તે જોઈ ત્યમ કરીએ પણ, સૃષ્ટિ કેમ રચાય ? કૃતિ રીતે૦ ૪
ચદ્ર ઇંદ્ર ગુરુપત્નીની રમિયા, ત્યમ કરવું તો સુલભ રે,
અડ પ્રકાશ અમીવૃષ્ટિ, નગપાખ્યો-છેદન દુર્લભ કૃતિ રીતે૦ ૫
અગ્નિ ભક્ષણ સર્વ કરે પણ કોઈ કહે નહિ મેલો રે,
તે જોઈને તુ તેમ કરીશ તો, સરવે કહેશે ઘેલો કૃતિ રીતે૦ ૬
કલેશ પ્રિય નારદને છે, જોઈ રખે તું ઘેલા કહાડે રે;
તેહનો સંગ ભવભયભંજન ને, તારો સંગ ભવ પાડે કૃતિ રીતે૦ ૭
અસુર પ્રતિગ્રહ સુરાપાન, શુક્રાચાર્ય નવ જોશો રે,
દિવ્ય દૃષ્ટી મૃતસઉજ્જીવન, વિદ્યાવેગા પછી રોશો કૃતિ રીતે૦ ૮
ગંગામધ્યે મુનિ પારાશર, ઢીમરકન્યા ભોગી રે,
વ્યાસ પ્રગટ મચ્છગંધા, મૃગમદગંધા કરી એ યોગી કૃતિ રીતે૦ ૯
કુંતા કૃષ્ણા પચ પતિ પણ, સતીશિરોમણિ કહાવે રે,
તેહનું જોઈ જો અન્ય કરે તો, નિશ્ચે નર્કમાં જાવે કૃતિ રીતે૦ ૧૦
શંકરસ્વામીનુ જોઈ શિષ્યે, શ્વપચના ટુકડા ખાધા રે,
સીસું નવ પિવાયું સંગે, થયા બહિર્મુખ બાધા કૃતિ રીતે૦ ૧૧
પુત્રતણી બે પુત્રી કશ્યપ, થઈને પિતામહ વરિયા રે,
તેહનો દોષ આપણે ના લેવો, તે ઘેર હરિ અવતરિયા.કૃતિ રીતે૦ ૧૨
જવની રાખી જગન્નાથ પંડિત, તે તો સહજ બની આવે રે,
બાવન સીઢી ગંગા ચઢાવી, તે તો દેવતા દિખાવે કૃતિ રીતે૦ ૧૩
પહેલે અજામિલને ઘેર એચ્છિક, દીઠા તે નવ જોઈએ રે,
હરિએ હાર મહેતાને આપ્યા, તે ઘેલા પત ખોઈએ કૃતિ રીતે૦ ૧૪
માટે પ્રમાણ વાટે ચાલવુ, ભજવા ગિરિવરધારી રે;
મોટાની ગતિ મોટા જાણે, દયા દીનતા સારી. કૃતિ રીતે૦ ૧૫

(૩)

વૈષ્ણવ નથી થયો તું રે, શીદ ગુમાનમાં ઘૂમે?
હરિજન નથી થયો તું રે. ....(ટેક)

હરિજન જોઈ હઈડું નવ હરખે, દ્રવે ન હરિગુણ ગાતાં;
કામ ધામ ચટકી નથી ફટકી, ક્રોધે લોચન રાતાં. વૈષ્ણવ૰

તુજ સંગે કોઈ વૈષ્ણવ થાયે, તો તું વૈષ્ણવ સાચો;
તારા સંગનો રંગ ન લાગે, તાંહાં લગી તું કાચો. વૈષ્ણવ૰

પરદુઃખ દેખી હ્રદે ન દાઝે, પરનિંદા નથી ડરતો;
વાહાલ નથી વિઠ્ઠલશું સાચું, હઠે ન હું હું કરતો. વૈષ્ણવ૰

પરોપકારે પ્રીત ન તુજને, સ્વારથ છુટયો છે નહીં;
કેહેણી તેવી રેહેણી ન મળે, કાંહાં લખ્યું એમ કહેની. વૈષ્ણવ૰

ભજવાની રુચિ નથી મન નિશ્ચયે, નથી હરિનો વિશ્વાસ,
જગત તણી આશા છે જાંહાં લગી, જક્ત ગુરુ તું દાસ વૈષ્ણવ૰

મન તણો ગુરુ મન કરેશ તો, સાચી વસ્તુ જડશે,
દયા દુઃખ કે સુખ માન પણ, સાચું કહેવું પડશે વૈષ્ણવ૰

(૪)

લોચન મનનો રે, કે ઝઘડો લોચન મનનો;
રસિયા તે જનનો રે, કે ઝઘડો લોચન મનનો. (ટેક)

પ્રીત પ્રથમ કોણે કરી, નંદકુંવરની સાથ?
મન કેહે લોચન તેં કરી, લોચન કેહે તારે હાથ. ઝઘડો૰

નટવર નિરખ્યા નેણ તેં, સુખ આવ્યું તુજ ભાગ;
પાછી બંધાવ્યું મુજને, લગન લગાડી આગ. ઝઘડો૰

સુણ ચક્ષુ હું પાંગળું, તું માહારૂં વાહન,
નિગમ અગમ કહ્યુ સાંભળ્યું, દીઠા વના ગયું મન. ઝઘડો૰

ભલો કરાવ્યો મેં તને, સુંદરવર સંજોગ;
મને તજી તું નિત મળે, હું રહું દુઃખ વિજોગ. ઝઘડો૦

વનમાં વહાલાજી કને, હું ય વસું છું નેણ;
પણ તું ને નવ મેળવે હું નવ ભોગવું સ્હેન. ઝઘડો૦

સ્હેન નથી મન કયમ તને, ભેટે શ્યામશરીર;
દુઃખ માહારે જાણે જગત, રાત્ર દિવસ વહે નીર. ઝઘડો૦

મન કહે ધીકું હુદે, ધૂમ્ર પ્રગટ ત્યાં હોય;
તે તુજને લાગે નેન રે, તેહ થકી તું રોય. ઝઘડો૦

એ બેહુ આવ્યાં બુદ્ધિ કને, તેણે ચુકવ્યો ન્યાય;
મન લોચનનો પ્રાણ તું, લોચન તું મનકાય. ઝઘડો૦

સુખથી સુખ, દુઃખ દુઃખથી, મન લોચન એ રીત;
દયા પ્રીતમ શ્રી કૃષ્ણસું, બેહુ વડેથી પ્રીત. ઝઘડો૦



# પરિશિષ્ટ ૧ લું

## સધિકાલના કવિઓ

સવત ૧૯૦૮ મા કવિ દયારામનો દેહવિલય થયો તે અરસામા અર્વાચીન યુગનુ મડાણ થઈ ચૂક્યુ હતુ સાહિત્ય, સમાજ, શિક્ષણ, રાજકારણ વગેરે ક્ષેત્રોમા નવા યુગના પરિબળો પ્રવેશી રહ્યા હતાં આ કારણથી કવિ દયારામ સાથે જ મધ્યકાલીન કવિતાનો યુગ આથમે છે અને અર્વાચીન યુગનો ઉદયકાળ થાય છે

આ ઉદયકાળના મુખ્ય બે કવિઓ નર્મદ અને દલપતરામ બેઉના જન્મ સવત અનુક્રમે ૧૮૮૯ (ઈ સ ૧૮૩૩) અને ૧૮૭૬ (ઈ સ ૧૮૨૦) તેઓ અર્વાચીન કવિતાના આદિ સીમાસ્તભ ગણાય છે આમ છતા આ બે કવિઓના સમયથી ગુજરાતી કવિતાના વહેણનુ સ્વરૂપ એકદમ બદલાઈ ગયુ એમ ન કહી શકાય—એમ બનવુ શક્ય પણ ન હતુ આ બે કવિઓના કોઈ કોઈ સમવયસ્ક—ઘણા લઘુવયસ્ક સમકાલીનો (Junior contemporaries) પણ નવા યુગની અસરથી લગભગ અલિપ્ત રહ્યા છે મધ્યકાલીન ધર્મ તથા ભક્તિ—અભિમુખ કવિતાની પરપરા તેમણે ચાલુ રાખી છે તેમની કવિતાનું બાહ્ય સ્વરૂપ પણ મોટે ભાગે મધ્યકાલીન રહ્યુ છે આવા કવિઓમા ઉદાહરણ તરીકે છોટમ, કવિરાજ, ગણપતરામ, વ્યાસ મદનલ, અનવર કાઝી, મનખ ભુનાખો અને શ્રી બુદ્ધિસાગર વગેરેને ગણાવી શકાય

આ કવિઓને તેમના જમાનામા લોકપ્રિયતા પણ પ્રાપ્ત થઈ હતી અલબત્ત, લોકપ્રિયતા એ જ કવિતાની કસોટી નથી છતા પલટાતા યુગમા તેમણે કરેલુ અર્પણ ઐતિહાસિક દૃષ્ટિએ નોંધપાત્ર ઠરે છે પણ આપણા અર્વાચીન કવિતાના સપાદનોમા તેમની પર્યાપ્ત નોંધ ભાગ્યે જ લેવાય છે બીજી તરફ મધ્યકાલીન યુગ દયારામ સાથે પૂરો થતો હોવાથી મધ્યકાલીન કવિતાના સપાદકો પણ કાલાતિક્રમણ કરી તેમની નોંધ લે એ સભવિત નથી આવા કવિઓને 'સધિકાલના કવિઓ' ગણી આ પરિશિષ્ટ દ્વારા તેમની નોંધ લેવાનો આશય છે

સંધિકાલના આ અને આવા બીજા અનેક કવિઓ માટે તો યોગ્ય વિવેચના સાથે એક અલગ સંગ્રહ તૈયાર થવો જોઈએ. અહીં આ પ્રકારના બધા કવિઓનો નામોલ્લેખ પણ શક્ય નથી. એટલે આ ભુલાતા જતા કવિજનોમાંના થોડાકને અહીં સંક્ષેપમાં, અંગુલિનિર્દેશ ન્યાયે રજૂ કરી સંતોષ માન્યો છે. સંધિકાલના આ તથા આવા બીજા અનેક કવિઓની કવિતાનો સટીક સારોદ્ધાર કરવાનો સમય હવે પાકી ગયો છે. મધ્યકાલીન કવિતાનું આંતર-ગત સ્વરૂપ કેવી રીતે પલટાતું ગયું અને નવીન સ્વરૂપ કેવી રીતે ક્રમિક વિકાસ પામતું ગયું તેનું રસપ્રદ અવલોકન પણ આપણા સાહિત્યના અભ્યાસીઓને આ જાતના સારોદ્ધાર વડે સુલભ બને. આ વિષય કદાચ એકાદ મહાનિબંધ (Thesis) માટેની અભ્યાસક્ષમતા પણ પૂરી પાડે.

# कवि छोटम

(सं १८६८-१९४१)

[ છોટાલાલ કાનદાસ ત્રિવેદી-સંત કવિ છોટમ પેટલાદ તાલુકાના મલાતજ ગામે સાઠોદરા નાગર જ્ઞાતિમાં જન્મ્યા હતા. તેઓ મહેસૂલી ખાતામાં તલાટી તરીકે દાખલ થયા હતા પણ સત્સંગ તથા ધર્મચિંતનમાં તેમને ઊંડો રસ હતો. રેવાતટે મળેલા પુરુષોત્તમ નામના મિત્રે તેમને વેદધર્મનો પ્રચાર કરવાની પ્રેરણા આપી. આથી સંત છોટમ નોકરી છોડી દઈ મલાતજમાં જ રહી યોગસાધના તથા ધર્મોપદેશ કરવા લાગ્યા. સરળ ભાષામાં પદ્યરચના કરી વેદાન્તનું જ્ઞાન જનતામાં પ્રસાર્યું. તેમણે અનેક પદો, આખ્યાનો, કીર્તનો, ધોળ, ગરબી, મહિના, આરતીઓ વગેરેની રચના કરી છે. તેમનાં અનેક પદ લોકપ્રિય બની જનકંઠે રમતાં થઈ ગયાં છે. તેમની 'છોટમ કીર્તનમાળા'ની અનેક આવૃત્તિઓ થઈ છે.

તેમના લઘુબંધુ મગનલાલ શાસ્ત્રી પણ સંસ્કૃતના પ્રખર અભ્યાસી હતા. તેમણે ગુજરાતીમાં ભાષાશાસ્ત્રનાં પગરણ કર્યાં અને તેમના પૌત્ર શ્રી હરિપ્રસાદ શાસ્ત્રી હાલ અમદાવાદમાં બો. જે. વિદ્યાભવનમાં અધ્યાપક છે. તેમણે કવિ છોટમની અનેક અપ્રસિદ્ધ કૃતિઓ શોધીને સંગૃહિત કરી છે ]

# શું સમજ્યો વૈષ્ણવ થઈ?

( ૫૯ )

રે શું સમજ્યો વૈષ્ણવ થઈ, અવિદ્યા તો આગળી નવ ગઈ? (ટેક)
જ્ઞાન વિરાગ ગમે નહીં ગાતાં, રાસ કથાના રસિયા;
કામ ક્રોધ મદ લોભ ગર્વ છળ, અંતરથી નવ ખસિયા. રે શું૦

તન મન ધન દારા ઘર તારું, બ્રહ્મસમર્પણ કીધું;
પાપકર્મ તો પામર જીવડે, પોતે માથે લીધું. રે શું૦

હિંગ તજે પણ હરામ ન તજે, નીરખે કોઈ પરનારી;
લસણ તજે પણ લાંચ ખાય છે, ન તજે ચોરી જારી. રે શું૦

જરને લોભે જૂઠા સોગન, ખાતાં પણ નથી બીતા;
જૂઠી સાક્ષી જાય પૂરવા, ઝટ ઉપાડે ગીતા. રે શું૦

છાપ તિલક તાણીને અંગે, મંડળીઓમાં મહાલે;
ગુપ્ત ઘાત અંતરમાં રાખી, ઘણાકનાં ઘર ઘાલે. રે શું૦

એકાદશીનું વ્રત આચરે, ફરાળ મારૂ ફાકે;
ઉપર ચોખ્ખા અંતર મેલા, પરધન હરવા તાકે. રે શું૦

એક પ્રભુને ઉરમાં ધારી, પરમારથ આચરવું;
નીતિનો મારગ ઝાલીને, ભાળી ડગલું ભરવું. રે શું૦

એમ વિચારી જે જન ચાલે, ધર્મ તેહનો સાચો;
કહે છોટમ પરપંચી મારગ, જાણે સર્વે કાચો. રે શું૦

## ધોળ

સત્ય નહિ તો ધર્મજ શાનો, દયા વિના શું દાન જોને?
મન વશ નહિ તે તપ પણ શાનું, શીલ વિના શું સ્નાન જોને? ૧
ભાવ વિના તે ભક્તિ શાની, ભક્તિ વિના શું જ્ઞાન જોને?
પ્રીતિ હોય તો પડદો શાનો, ધૈર્ય વિના શું ધ્યાન જોને? ૨

સદ્દગુણ નહિ તો સાધુ શાનો, તૃષ્ણા ત્યાં શો ત્યાગ જોને ?
જ્ઞાન વિના તે ગુરુજન શાનો, કંઠ વિના શો રાગ જોને ? ૩
ભ્રાંતિ રહી તે અનુભવ શાનો, સાચો ન મળે શોધ જોને,
ધર્મ બ્રહ્મની કથા ન જાણે, તેને શાનો બોધ જોને ? ૪
પ્રતાપ નહિ તે પ્રભુતા શાની, સિદ્ધિ વિના શો સિદ્ધ જોને ?
દૈવત નહિ તે દેવજ શાનો, રાંકપણે શી રિદ્ધ જોને ? ૫
વિનય વિના તે વિદ્યા શાની, દાન વિના શો હાથ જોને ?
નીર વિના તે નવાણું શાનું, ધણી વિના શું ધામ જોને ? ૬
કહ્યું કવે તે કવિજન શાનો, શૌર્ય વિના શો શૂરો જોને ?
સાચ જૂઠનો કરે નિવેડો, તે તો પંડિત પૂરો જોને ૭
સર્વગામિની સતી ન કહીએ, લક્ષ્ય વિના શી ટેક જોને ?
સાચ જૂઠની કિંમત ન કરે, છળમાં પડિયા છેક જોને ૮
સાચા પ્રભુને જે નવ શોધે, તે નર કહીએ કાચા જોને,
કહે છોટમ નિર્ધાર કરીને, વેદ તણી એ વાચા જોને ૯

## પ્રેમ-પ્રયાગ

( ગરબી )

મહાપદ લાધ્યું રે જેને, બીજાં સાધન ન રહ્યાં તેને (ટેક)
સહજ સમાધિ રે લાગી, અનુભવજ્યોતિ નિરંતર જાગી,
અનહદ વાજાં રે વાજે, પ્રણવ અરણવ લહેરે ગાજે મહા૦
ગંગા જમુના રે વહે છે, તરવેણીમાં તાલ મળે છે,
જન ત્યાં આવે રે ઝાઝા, ત્યાં છે સકળ તીર્થનો રાજા મહા૦
દેવમુનિનો રે મેળો, ભાવિકસંઘ થાય છે ભેળો,
અક્ષયવડ છે રે એમાં, વિશ્વપતિનો વાસો તેમાં મહા૦
તે તીર્થમાં રે નાહશે કાગ, મટીને હંસજ થાશે,
પિંડજ તેમાં રે ધરશે, એકોતેર શત કુળો તરશે મહા૦
નિર્મળ થાશે રે કાયા, પ્રેમપ્રયાગ જે નહાયા,
સંતપુરુષોની રે સંગે, છોટમ નહાયો પરમ ઉમંગે મહા૦

# ऋषिराज

( जन्म सं १८९१ )

[ ઋષિરાજ (હરજીવનદાસ કુબેરદાસ ત્રિવેદી)નો જન્મ વિજાપુર તાલુકાના વરમોડા ગામે થયો હતો; જ્ઞાતિએ ઔદિચ્યસહસ્ર બ્રાહ્મણ હતા. તેમનું ઈશ્વરપરાયણ જીવન અનેક મુમુક્ષુ જનોને આકર્ષી રહ્યું હતું. તેમનાં ભજનો-પદો ગુજરાતમાં ખૂબ જાણીતાં છે. મધ્યકાલીન ભક્ત-કવિઓની પરંપરાને તેમણે અર્વાચીન યુગમાં પણ સચ્ચાઈથી આગળ ધપાવી છે. અર્વાચીન યુગના અનેક ભક્તોને તેમનાં પદોમાંથી પ્રેરણા મળી છે. સને ૧૮૬૭ માં પ્રગટ થયેલું તેમનું 'આત્મચરિત્ર' દલપત શૈલીને અનુસરે છે ]

## ભજનમાં તેની સુરતા ભળે

( ૫૬ )

જ્ઞાનમાં ગુરુદયાથી ગળે, ભજનમાં તેની સુરતા ભળે. (ટેક)
અધ્યાત્મકથાના ઘાટ ઊઠે પણ, વિચારી પાછા વળે;
પરધન ને પરનારિ પેખતાં; ચિત્ત જરા નવ ચળે. ભજનમાં૦

હરતાં ફરતાં અનેક કામે, રામનામ ધન રળે;
કાયાનું ગુજરાન કરે પણ, તનની મમતા ટળે. ભજનમાં૦

સંતતણી સુખદાઈ શિખામણ, સુરત ધરી સાંભળે;
આતમરૂપ લહ્યો નિત આનંદ, અંતરમાં ઊછળે. ભજનમાં૦

હરિજન પૈ હેતે હરિજનને, માન મૂકીને મળે;
અંતરમાંથી ટળે અકડતા, લાવ્યંતાથી લળે. ભજનમાં૦

લીલાં સૂકાં સકળ લાકડાં, પાવકથી પરજળે;
અણુપ્રતાપે પાપ કરમનાં, બીજ બધાં એમ બળે. ભજનમાં૦

ખેતીવાડી અલક કરે પણ, ખબર પડે છે ખળે;
ઉદ્યમમાંથી ફળ આવ્યાનું, કારણ કર્મજ કળે. ભજનમાં૦

ગોવિંદગુણ તણી ઘંટીમાં, દોષ ભિતરના દળે;
ઋષિરાજ ઋષિઓક્ત રુચિ, પ્રેમ થકી જો પળે. ભજનમાં૦

# ઘેલાં કીધાં રે

હાં રે, કાળજાની વાત કોને કહીએ ?
ગોવાળિયે ઘેલાં કીધાં રે.

ચિત્તલડાં ચોરિયાં ને કાળજડાં કોરિયાં;
હારે, એને વિજોગે રોઈ રોઈ રહીએ. ગોવાળિયે૦

વગર વાંકે કેમ કીધાં વશીકરણ ?
હારે, છોગાવાળે જશોદાના છૈયે. ગોવાળિયે૦

વાંસે ફરીએ તો કરીએ લોકડાં વજારત;
હારે, ઘેર ઢૂમા જામી જાય હૈયે. ગોવાળિયે૦

ઊંઘલડી નાʼવે ના ભાવે ભોજનિયાં;
હારે, નથી બાકી રાખ્યું નિંદૈયે. ગોવાળિયે૦

આંધળાં ભીત કરી નાંખ્યાં આહીરડે,
હારે સખિ, ઝાઝું કહેતાં વન્ય જઈયે. ગોવાળિયે૦

દૂધલડે પેટ સખી ભરિયે દયાળનાં;
હા રે એનાં કામણ વાળે તો ગુણ ગઈયે. ગોવાળિયે૦

રંગીલો નાથ ઋષિરાજનો રૂપાળો;
હારે એને ન્યાળી ન્યાળી ન્યાલ થઈયે. ગોવાળિયે૦

## गणपतराम

(ઋષિરાજના સમકાલીન)

[ ગણપતરામ પણ વસોગાના વતની હતા તે ઋષિરાજના ભાઈ થાય છે તેમણે અનેક પદ રચેલાં છે તેમના કવિયુગના ગરબામાંથી થોડીક પંક્તિઓ અહીં ઉધ્ધૃત કરી છે ]

# કલિયુગનો ગરબો

કરો સહાય મંમાય, અલબેલી ઉગારિયે રે;
ઘણો થાય અન્યાય, બાઈ બૂડતાં તારિયે રે.

કળિજુગનાં તો કર્મ, ધર્મ લોપ્યો ધરણી વિષે રે;
મૂકી માનવીએ શરમ, પાપ ચાલ્યું ચારે દિશે રે.

વિપ્ર મેલીને વેદ, કામ કૃષિનું આદરે રે;
ભોળો ભક્તોના ભેદ, દામ માટે દગા કરે રે.

પ્રગટ્યા જુગમાં પાખંડ, સંત સાચા સંતાઈ ગયા રે;
જૂઠા જાણો જરૂર, શૂદ્ર સઘળા સાધુ થયા રે.

વણિક માંડી વેપાર, પૂરણ પૈસો ભેગો કરે રે;
લેઈ લોકોના દામ, દગે દેવાળું આદરે રે.

થયો ભૂપતિમાં ભેગ, રાજબીજ બદલાઈ ગયાં રે;
મૂરખ મિત્રનો મેળ, રાંક રૈયત દુઃખિયાં થયાં રે.

પેઠું કોરટોમાં કૂડ, લોભે થયા છે લાંચિયા રે;
જેમ ઘૂવડે છે ધૂડ, પાપ મારગમાં પેગિયા રે.

કરે સાસુની સેવ, માને માને નહિ માનવી રે;
બહેન કેરો નહિ બોજ, સાળી પહેરે સાડી નવી રે.

× ×

કળિમાં તો આવો કેર, મહેર કરોની માવડી રે;
પ્રેમે સાંભળી લ્યો પેર, આઈ! આવોને આ ઘડી રે.

ગાયે ગણપતરામ ગુણ નારાયણીના નામનો રે;
માને કરીને પ્રણામ, કીધો ગરબો આ કામનો રે.

## काजी अनवरमीयां

(સ. ૧૮૯૯ – ૧૯૭૨)

[ કાજી અનવરમીયાનો જન્મ વિસનગરમા થયો હતો દેહવિલય પાલણપુરમાં સવત ૧૯૭૨ મા થયો તેમની કવિતામા હઠયોગ, પ્રેમભક્તિ અને સૂફીઓના જેવી મસ્તી ભરેલી જણાય છે. કાજી સાહેબે તેમની કવિતામા 'જ્ઞાની' એવુ ઉપનામ યોજેલુ છે નરસિંહ અને મીરાની પેઠે તે પ્રભુભક્તિમાં પાગલ બનેલા ઓલિયા હતા. છતાં જ્ઞાનની કવિતા પણ તેમણે લખી છે. 'અનવર–કાવ્ય' નામથી તેમના કાવ્યોનુ પ્રકાશન વિસનગરના સાહિત્યરસિક શેઠ સ્વ. મહાસુખભાઈ ચુનીલાલે ઘણાં વરસો પહેલાં કરેલુ તેમના ભજન, ગરબી, કક્કા, તિથિઓ વગેરેને આપણા મધ્યકાલીન ભક્ત કવિઓની કૃતિઓ સાથે સરખાવી શકાય. આ રીતે અર્વાચીન યુગના આ મુસ્લિમ કવિનુ પ્રદાન નોંધપાત્ર છે.]

## કાયાનગરના કોટમાં

(૫૯)

કાયાનગરના કોટમાં જે કોઈ ધ્યાન લગાવેજી;
અંતર ખોજે આપનું, સત સ્વામીને પાવેજી. કાયા૦
પંથ ધર્મ ને જાત્રા, પાઠ પૂજા ને પોથીજી;
એ ગધડા સંભારના તેમાં જન્મ ગુમાવેજી. કાયા૦
મરવા રે પહેલાં જે મરે, કોઈની ગણુતી ન રાખેજી;
સર્વનો નાશ નિશ્ચે કરે, તે નર જ્ઞાની કહાવેજી. કાયા૦
એક વિના બીજું જે જુએ, તેનો ફોગટ ફેરોજી;
+દ્વૈતતા એજ અજ્ઞાનતા, એનો પાર ન આવેજી કાયા૦
એક જ એક જે કોઈ જુએ, બીજું નામ ન જાણેજી;
આપ વિસારે આપને, આપો આપ થઈ જાવેજી. કાયા૦

+ દ્વૈતભાવ

પાંચ પચીસ ચોર વશ કરો, પૂજા પુસ્તક મેલોજી;
સદ્ગુરુના પાયે નમો, તમને જ્ઞાન બતાવેજી. કાયા૦
એટલો અર્થ જે નિશ્ચે કરે, સોઈ સદ્ગુરુ અમારોજી;
દાસ જ્ઞાની એમ આપના મનને સમજાવેજી. કાયા૦

## પંદર તિથિ

(સખી પડવેની પડ પ્રીત—એ રાહ)

પડવે કીધી પ્રીત પિયુના સાથે રે;
મારા વહાલે આપ્યાં વેણુ, મુજને હાથે રે. ૧
બીજે બહુ દુઃખ થાય, ગયા શું વ્હાલા રે?
હવે મુજથી કેમ રહેવાય, જોબન બાળા રે? ૨
ત્રીજે તમારે કાજ થઈ છું ઘેલી રે;
સુણને સખી મારી વાત, પ્રીતિ પહેલી રે. ૩
ચોથે ચતુર વર આજ, વહેલા ચાલો રે;
મને બળતીને મારા નાથ, શિદને બાળો રે? ૪
પાંચમે પિયુ વિણ પીડ કોને કહીએ રે?
સુણને સખી મારી વાત, હવે કેમ રહીએ રે? ૫
છઠ્ઠી રે રાતના લેખ, લખ્યા કેમ મટશે રે?
મારે દુઃખડાના ડુંગર, હવે કેમ ટળશે રે? ૬
સાતમે શુદ્ધ ને સાન, સખી ચૂકી સઘળી રે;
હું ભામા ભૂલી ભાન, ખસી મુજ ડગળી રે. ૭
આઠમે આઠ પહોર, વાટો જોતી રે;
રહું રોતી મારું મુખ, આંસુડે ધોતી રે. ૮
નુમે ન આવ્યા નાથજી, મારા વ્હાલા રે;
હવે આવો જોડું હાથ, કરું કાલાવાલા રે. ૯

દશમે દાઝે દેહ, અગન ઘણી બાળે રે,
હું જોબનવંતી નાર, પ્રીતિ ઘા સાલે રે ૧૦
એકાદશીનો શુભ દિન, હુ અપવાસી રે;
ધરું એક તમારું ધ્યાન, હું દીન દાસી રે. ૧૧
દ્વાદશીના શુભ દિન, સેજ સમારી રે,
તમો મ્હોલે આવો લાલ, જાઉં વારી રે ૧૨
તેરસે તમારા કાજ સંસાર ત્યાગી રે;
હું સુતી નિદ્રા માહિ ઝબકી જાગી રે. ૧૩
ચૌદશે દિશા ચાર, વાટ નિહાળું રે;
જ્યોતિ-સ્વરૂપ મારા નાથ ચો દિશા ભાળું રે; ૧૩
પૂનમ તણા પ્રભાત, અનવર જાગો રે;
તમે ત્યાગી સૌ સંસાર, દર્શન માગો રે. ૧૫

## व्यास वल्लभराम

(સ ૧૯૦૧-૧૯૮૧)

[ સ્વરચિત મહાભારતકથાના લોકપ્રિય વ્યાસ વલ્લભરામ સૂરજરામ અમદાવાદના વતની અને જ્ઞાતિએ ત્રિવેદી મેવાડા બ્રાહ્મણ હતા મહાભારતના અઢારે પર્વને તેમણે પદબંધ કર્યાં છે અને પોતાના સમકાલીન અનેક માણભટ્ટોને તે દ્વારા પ્રેરણા આપી છે પ્રેમાનંદની આખ્યાન શૈલીનુ, તેમણે અતિ સાદી-સરળ ભાષામા અનુકરણ કરેલુ છે

તેમની સાદાઈ અને સરળતા ઘણીકવાર સામાન્યતામાં સરી પડે છે. છતા કથાપ્રસંગોની રંગત જમાવવાની સારી હથોટી તેમને સાંપડી હતી નીચે નમૂના દાખલ રજૂ કરેલા ઉત્તરા અને રાયકાના સંવાદ ઉપરથી તેની પ્રતીતિ થશે સમાગમમા જતા અભિમન્યુને પહેનહેનો જોઈ મોહિત બનેલી ઉત્તરા રાયકાને પ્રશ્નો પૂછે છે અને રત્નો રાયકો તેના જવાબ આપે છે તેમા મધ્યકાલીન કવિતાનો રૂઢ રસિકતા જોઈ શકાય છે

મુખ્ય કૃતિઓ—વલ્લભવાણી વલ્લભનીતિ, મહાભારત, વિશ્વકર્મા પુરાણ, શંકાસમાધાન, ન્યાયદર્ભ વગેરે ]

# ઉત્તરા અને રાયકાનો સંવાદ

(કડવું)

ઓત્રા રાણી બોલિયાં, મારા રાયકા રે,
પેલું સૈન્ય તે કોનું જાય, ઓ રત્ના રાયકા રે;
કોઈ રૂપાળો છે રથમાંય, ઓ રત્ના રાયકા રે,
એની સૂર્ય સરીખી કાન્તિ દીસે, મારા રાયકા રે;
કેવું શોભે છે નમણું નાક? ઓ રત્ના રાયકા રે.
કપરી કીકી લાગે છે ઘણી, મારા રાયકા રે;
છબી દેખતાં લાગે ધાક, ઓ રત્ના રાયકા રે.
એની નારીએ શાં પૂણ્ય કર્યાં હશે? મારા રાયકા રે;
ઘણાં ઘણાં કરેલા ધર્મ, ઓ રત્ના રાયકા રે.
વ્રત વચુલાં આદર્યાં હશે, મારા રાયકા રે;
વળી કર્યાં હશે શુભ કર્મ, ઓ રત્ના રાયકા રે.
કાશી કરવત મૂકાવ્યાં હશે, મારા રાયકા રે;
ગાળ્યા હશે હીમાળે હાડ, ઓ રત્ના રાયકા રે.
વળી ભૈરવ જપ ખાધા હશે, મારા રાયકા રે;
તપ કરેલું ગિરનાર પહાડ, ઓ રત્ના રાયકા રે.
તે તરુણી એની થઈ હશે, મારા રાયકા રે;
પૂર્વના પૂણ્યે ઝાલેલો હાથ, ઓ રત્ના રાયકા રે.
ધન્ય ભાગ્ય એ ભામિની તણું, મારા રાયકા રે;
આવો રૂડો મળ્યો જે નાથ, ઓ રત્ના રાયકા રે.
રાયકોજી તવ બોલિયા, મારી બહેની રે;
તમે કીધાં બહુ પુણ્ય દાન, ઓ ઓત્રા બેની રે.
સઘળાં શુભ કૃત્ય તમે કર્યાં, મારી બહેની રે;
તને રીઝેલા શ્રી ભગવાન, ઓ ઓત્રા બેની રે.

એ તો અર્જુનનો દીકરો, મારી બહેની રે;
એ તો સુભદ્રાનો કુમાર, ઓ ઓત્રા બેની રે.
છે અભિમન્યુ નામ એહનું, મારી બહેની રે;
બાઈ ! તારો એ ભરથાર, ઓ ઓત્રા બેની રે.

(વલણ)

સાંભળી ચમકી ચતુરા, પતિ પર ઉપજ્યું હેત;
આવો પિયુ જાણતી હોત તો, પરણી પિયર નવ રહેત.

# પરિશિષ્ટ ૨ જું

## વર્ણકો

મધ્યકાલીન વર્ણનપ્રધાન, રસપ્રદ ગદ્યના પ્રકારોમા અનોખી ભાત પાડતો લેખનપ્રકાર વર્ણક નામે ઓળખાય છે વર્ણક એટલે કોઇ પણ વિષયના વર્ણનની પરંપરાથી લગભગ નિશ્ચિત થયેલી એક ધાટી અક્ષરના, રૂપના, માત્રાના અને લયના બંધનથી મુક્ત છતા પદ્યમાં લેવાતી બધી છૂટ ભોગવતા પ્રાસયુક્ત ગદ્યમા આ વર્ણકોની રચના થયેલી હોય છે।

માણિક્યસુંદર સૂરિકૃત ' પૃથ્વીચન્દ્ર ચરિત્ર " આ વર્ણકોના પ્રકારમા આવે તેવી કૃતિ છે આ પ્રાસયુક્ત ગદ્ય–વર્ણકો જૂની કવિતાના અભ્યાસીઓને રસમય નીવડવા સાથે અર્વાચીન અપદ્યાગદ્યનું સ્મરણ કરાવે તેમ છે. વર્ણકોના થોડાક નમૂના અત્રે રજૂ કરેલા છે

### વર્ણક ૧

વન તે વર્ણવિઈ જે બહુ વૃક્ષવંત, મતિ તે જે દયાવંત, નદી તે જે નીરવંત, મેઘ તે જે સમયિવંત, દેસ તે જે પ્રજાવંત, સર તે જે કમલવંત, ઘર તે જે શ્રીવંત, પુરુષ તે જે પુણ્યવંત, સ્ત્રી તે જે પુત્રવંત, હાટ તે જે વસ્તુવંત, થાટ તે જે સિંદૂરવંત, ઘાટ તે જે સૂથવંત, ભાટ તે જે વચનવંત, ખાટ તે જે ઘરણિવંત, મઠ તે જે મુનિવંત, ગઢ તે જે અભંગવંત, પ્રાસાદ તે જે દંડવત,

 

દેવ તે જે પ્રભાવંત, શ્રાવિક તે જે ક્રિયાવંત, ગુરુ તે જે ચરિત્રવંત, વચન તે જે સત્યવંત, બાંધવ તે જે સ્નેહવંત, વ્યવહારિક તે જે નયાવંત, ઘરિણુ તે જે શીલવંત, છઈલ તે જે કલાવંત, વેશ્યા તે જે રૂપવંત, વસ્ત્ર તે જે પખાલસાર, દ્રવ્ય તે જે ભોગસાર, તુરંગ તે જે વેગવંત, મંત્રી તે જે બુદ્ધિમંત, કર તે જે વિર્યવંત, રાય તે જે પ્રશસ્ય જાતિવંત

## વર્ણક ૨

હેલા તઉ મહેશ્વર તણી, સૃષ્ટિ બ્રહ્મા તણી, પ્રજ્ઞા બૃહસ્પતિ તણી, પ્રતિજ્ઞા ફરુશરામ તણી, મર્યાદા સમુદ્ર તણી, દાન બલિ તણુઉ, અવષ્ટંભ મેરુ તણુઉ, ગરુયાઈ ગગન તણી, તેજ તુ સૂર્ય તણુઉ, ક્ષમા ધરણી તણી, પરિમલ-પારિજાતક તણુઉ, નિર્મલતા ગંગા તણી, વિવેકતા નારાયણુ તણી, વેગ મન તણુઉં, માન દુર્યોધન તણુઉ, બલ તીર્થંકર તણુઉ, સત્યતા હરિશ્ચંદ્ર તણી, સાહસ વિક્રમાદિત્ય તણુઉ

## વર્ણક ૩

રાજહંસ ગતિ જિમ ચાલતી, મયગલ જિમ માલ્હતી, કામિનીગર્વ ભાજતી, ચન્દ્રકલા જિમ શુષિહિ વાધતી, કંચુક તાડતી, નયનબાણુ જણુમણુ વીધતી, વાંકઉ જોઈતી, જનહૃદય આહ્લાદતી, સીમંતઉ ફાડતી, કંઠકંદલિ નવસરહારિ રુલતઈ, જોઈ નનુ ન ઈસી બાલ, સુકુમાલ, તતકાલ ઉત્સલિત કામકાલ, સુપરિછિ સુજાણિ સુધિ સુપરઠી, ભર્તારનઈ ચિત્ત બઈઠી, અશિથિલ અકુટિલ સહીરી ગુહિરી ધર્મપર નિયમપર કલત્ર*

## વસંત-વર્ણન

સિસિઈ આવિઉ વસંત, હૂઉ શીત તણુઉ અંત,
દક્ષિણુ દિસિ તણુઉ-શીતલ વાઉ વાઈ, વિહસઈ વનરાઈ.

સંન્હે ભલા માસડા, પણ વઈસાહ ન તુલ્લ,
જે દવિ દાધા રૂપડા, તીહ માથઈ ફુલ્લ.

---

* વર્ણકના ડૉ. ભોગીલાલ સાંડેસરા સંપાદિત 'વર્ણક સમુચ્ચય' ભાગ ૧ લો અવલોકવા ભલામણ છે.

મઉરિયા સહકાર, ચંપક ઉદાર; વેઉલ બકુલ, ભ્રમરકુલ સંકુલ, કલરવ કરઇ કોકિલ તણાં કુલ. પ્રવર પ્રિયંગુ પાડલ, નિર્મલ જલ; વિકસિત કમલ; રાતા પલાસ, સેવંત્રી વાસ; કુંદ મુચકુંદ મહમહઈ, નાગ પુન્નાગ ગહગહઈ.

સારસ તણી શ્રેણી, દિસિ વાસીઇ કુસુમરેણિ; લોક તણે હાથિ વીણા, વસ્ત્રાડંબર ઝીણા, ધવલ શૃંગાર સાર, મુક્તાફલ તણા હાર; સર્વાંગ સુંદર વનમાહિ રમઈ ભોગ પુરંદર.

એકિ ગીત ગવારઇ; દાન દિવારઇ, વિચિત્ર વાદિત્ર વાજઇ, રમલિતણાં રંગ છાજઈ એકિ વાહિઇ ફૂલ ચૂંટઇ, વૃક્ષ તણા પલ્લવ ખંટઇ, હીંડોલઇ હીંચઇ, ઝીલતાં વાહિઇ જલિઇ સીંચઇ, કેલિહરાં કઉતિગ જોઅઇ, પ્રીતમંત ક્રોયઈ

—પૃથ્વીચન્દ્રચરિત્ર (દ્વિતીયોલ્લાસ)

## રાજસભા

રાજસભા કિસી છઈ ? જીણિ રાજસભા કુંકુમજલિ છટા દીધી છઇ, વિવિધ મુક્તાફલિ ચતુષ્ક પૂરિયા છઇ, કર્પૂર તણા શંખ આલિખ્યા છઇ, કૃષ્ણાગરુ આધિ તણા પરિમલ મહમહઈ છઈ, મોતી તણી સિરિ લહલહઇ છઇ, ફૂલપગર ભરિયા છઇ, કટીપ્રમાણ પાયપીઠ સંયુક્ત પુરુષપ્રમાણ સુવર્ણમય સિંહાસન માંડિઉં છઇ. તીણી સિંહાસણિ રાજા બઈઠા કિસઉ રાજા દીસઈ છઈ ? મસ્તકિ શ્વેતાતપત્ર છઇ, પાસઈ ઢલઈ ચામર પવિત્ર, વાજઈ વિચિત્ર વાદિત્ર; મસ્તકિ મુગટ, કાનિ કુણ્ડલ, હૃદયિ હારાર્દ્ધહાર, મહા ઉદાર, ધનદ તણઉ અવતાર, રુપ તણુ ભણ્ડાર. ઘણુઉં કિસિઉ કહિયઈ. જિસઉ પૃથ્વીલોક તણઉ ઈન્દ્ર, જિસઉ સોળકલાસંપૂર્ણ ચન્દ્ર, ઈસઉ દીસઈ છઈ પૃથ્વીચન્દ્ર નરેન્દ્ર.

—એજન (પ્રથમોલ્લાસ)

